શાહ કાયમદ્દીન ચીશતીનું

# નુરે રોશન

(તોહીદ—બ્રહ્મજ્ઞાનનું ઉરદુમાં વિવેચન)

દીબાચા અને ટીકા સહીત ભાષાંતર કરી

પ્રસિદ્ધ કરનાર,


રતનશાહ કાયાજી, બી. એ., એલએલ. બી.,

વકીલ, હાઈકોર્ટ, મુંબાઇ;

વકીલ, હાઈકોર્ટ, ન્યાસાલેન્ડ (બી૦ ગો૦ આફ્રિકા)

ઠે૦ નાનપુરા, સુરત.



આવૃત્તિ ૧ લી.) (પ્રત ૧૦૦૦

હી સ ૧૩૪૩ ઇ સ ૧૯૨૪.

છપાવનાર—

રતનશાહ કોયાજી, બી એ., એલએલ. બી.,

વકીલ, ઠે૦ નાનપુરા, સુરત

છાપનાર—

હરગોવનદાસ હરકીશનદાસ,

શ્રી 'અંબિકા વિજય' પ્રિન્ટીંગ પ્રેસ,

ઠે૦ બરાનપુરી ભાગોળ, સુરત.

# શુદ્ધિ પત્રક.

## દીબાચો

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૨૫ | બથા | સાથ |
| ૮૬ | ૨૯ | ખુલ્લા | ખુદા |

## નુરે રોશન

| | | | |
|---|---|---|---|
| ૫ | ૧૧ | વાહેદ ધણી | વાહેદ ધણી |
| ,, | ૨૭ | મનસનવી | મન્નવી |
| ૨૫ | ૪ | shey | they |
| ૨૮ | ૮ | જમીએન | જમીએત |
| ૩૦ | ૮ | કાળુબલા | કાલુબલા |
| ૪૨ | ૧ | સાડીઓ | નીડીઓ |
| ૭૦ | ૨૭ | ઓપસકો | આપસકો |
| ૮૪ | ૧૦ | ગીતબ | ગીમન |
| ૯૭ | ૧૭ | માહી | માટી |
| ૧૧૬ | ૧૧ | કહે | કરે |
| ૧૩૮ | ૨ | જાય | જાય |
| ૧૪૬ | ૯ | સવાએલો | સમાયેલો |
| ૧૭૫ | ૧૦ | આર | આર |
| ૧૮૯ | ૮ | અન | એન |
| ૧૮૪ | ૧૧ | ખાકે | મોકે |
| ૨૩૫ | ૭ | શદાને | શદાદને |
| ૨૬૮ | ૧૦ | અપેકો | આપકો |
| ૨૮૦ | ૧૪ | પાબ્ને | પાની |
| ૨૮૨ | ૭ | હકીતક | હકીકત |
| ,, | ૧૯ | હઝરત | હઝરત |
| ૨૮૫ | ૫ | કરીકત | તરીકત |

| પાનુ | લીટી | શુધ્ધ | અશુધ્ધ |
|---|---|---|---|
| ૨૯૪ | ૪ | ચીચ | બીચ |
| ૩૦૮ | ૧૭ | કામીશ | કામીલ |
| ૩૨૬ | ૨૭ | હુવા હય જાન | દીવાના હુવા હય જાન |
| ૩૪૦ | ૧૫ | તહકીત | તહકીક |
| ૩૪૮ | ૨૦ | મુસલમાલ | મુસલમાન |
| ૩૫૦ | ૧૫ | થટસે | ઘટસે |
| ૩૫૭ | ૩ | હુજા | દુજા |
| ૩૬૦ | ૭ | તેને | તેરે |
| ૩૮૭ | ૧૧ | હાકુત | હાહુત |
| ૩૯૮ | ૨૫ | હુજી | દુજી |
| ૪૩૮ | ૧૦ | મગમ | મગલ |
| ,, | ૨૮ | થલાયે | ચલાયે |
| ૪૪૧ | ૭ | પીથુજી | પીયુજી |
| ૪૭૭ | ૧૦ | અહનદ | અનહદ |
| ૪૭૮ | ૪ | દર્શમ | દર્શન |
| , | ૯ | શરીન | શીરીન |
| ,, | ૧૨ | સધ્ધ | ગુધ્ધ |
| ૪૮૫ | ૧૭ | માણુકે | મણુકે |
| ૫૦૫ | ૧૫ | હવાન | હૈવાન |
| ૫૧ | ૭ | મીજલસ | મીજલમ |
| ૫૧૮ | ૬ | હવા | હવાસ |



# વાંચકોને વિનંતી.



સુજ્ઞ વાચકો! હુ "નુરે રોશન" સાથે તમારી ઓળખાણ કરાવુ છુ તેમા વર્ણવેલા વિષયો સમજવામા તમને સહેલુ થઇ પડે માટે ઉપોદ્ઘાત તથા દીબાચો લંબાણથી લખ્યા છે એ લખવામા તથા આ કીતાબનુ ભાષાતર કરવામા મારો ઇરાદો મોટા ધર્માભ્યાસી કે લેખકમા ખપવાનો નથી એ ફક્ત પુરસદની મોજનુ પરીણામ છે મારો ધર્મનો અભ્યાસ ફક્ત સ્વામી વિવેકાનંદના પુસ્તકો, સ્વામી રામતિર્થના ભાષણો, છેલ્લા ૫ દરેક વરસના "પ્રબુદ્ધ ભારત" (જાગેલુ ભારત) નામના માસીકમા પ્રગટ થયલા ઉપનિષદો, વિવેક ચુડામણી વગેરે ગ્રંથોના ભાષાતર, મૌલાના રૂમી સાહેબની મસ્નવીના બે ત્રણ દફતર, શેખ ફરીદુદ્દીન અત્તાર સાહેબની એક બે કિતાબો, શબીસ્તરી સાહેબની "ગુલશને રાઝ" અને બીજાં બે ચાર પુસ્તકોમાજ સમાઇ રહેલો છે જ્યા જ્યા બન્યું છે ત્યા ત્યા ઉપલા પુસ્તકોમાથી આ ભાષાતરમા હવાલા આપ્યા છે જો કોઇ ઠેકાણે આયતને હદીસ કહેવામા આવી હોય, હદીસને આયત કહી હોય, અથવા કોઇ બુઝુર્ગના કૌલને હદીસ કહી હોય તો તમુને તે સુધારી લેવા અરજ છે

ગુજરાતી બે ત્રણ ધોરણ ભણેલુ માણસ પણ સ્હેલાઇથી સમજી શકે એવા ઇરાદાથી આ ભાષાતરમા બની શકે તેટલા

સ્હેલા શબ્દો અને સાદામાં સાદી શૈલી ( ઇબારત ) વાપર્યા છે. લેખન પદ્ધતિ પણ બન્ને કોમોના સાધારણ ઉચ્ચાર પ્રમાણેજ રાખીજ છે આમા શુધ્ધાશુધ્ધનો તર્ક વિતર્ક કર્યો નથી. પુસ્તક, પરીક્ષા કરનારને આ શૈલીમા કાઇ પણ વખાણવા જેવુ લાગશે નહી

દીલ્હીની એકત્રતા પરીષદ ( Unity Conference ) ભરાયા પછી સરકાર અને રૈયત બન્ને હીંદુ અને મુસલમાન કોમોમાં ઐકય ફેલાવવા પ્રયાસ કરે છે, તે પ્રસગે આ ચોપડીનું બહાર પડવુ તેમના તે કામમા સાધનરૂપ થઇ પડે એ લેખકની ઇચ્છા છે, કેમકે હીંદુઓને અળગા ગણુવા અને તેમના તરફ અભાવની નજરથી જોવુ એ ઇસ્લામની વિરૂદ્ધ છે એમ હૃદયમા ઉતરી જાય એવા શબ્દોમા "નુરે રોશન"માં સમજાવેલુ છે આ ચોપડીથી બન્ને કોમો "ધર્મ" શુ છે તે સમજી એક બીજા સાથે ભાઇબધીની લાગણીથી વર્તશે તો લેખકની મ્હેનત સફળ થઇ એમ તે સમજશે

પ્રિય વાંચકો, હવે એકજ વિનતી કરવી બાકી છે, તે એ છે કે, આમા લખવાની કે છાપવાની ભુલો જે તમને માલમ પડે તે ઉપર બહુ કરડી દ્રષ્ટી નાખશો મા ભાતૃભાવથી તે ઉપર મારૂ ધ્યાન ખેચજો, અને જો આ કિતાબના નસીબમા બીજી આવૃત્તિ જોવાનું સરજાયલુ હશે તો તેમાં તે ભુલો તમારી ઇચ્છાનુસાર સુધારવામા આવશે

નાનપુરા-સુરત, નવેમ્બર ૧૯૨૪ } રતનશાહ કોયાજી.

## બનામે ખુદા.

# ઉપોદ્‌ઘાત.



દુનીયામા ધર્મના પુસ્તકો લખાયલા છે તે મોટે ભાગે કવિતામાજ છે હીન્દુ ભાઈઓના વેદો, ભગવતગીતા, પારસી ભાઈઓના ગાથા બાઈબલનો કેટલોક ભાગ, એ સર્વે કાવ્ય રૂપેજ છે એટલુંજ નહી પણ સુફીવાદના અવ્યામાઓ તેમજ બીજા જે મહાન સુફીઓ થઇ ગયા છે તે પણ પોતાની વાણી કાવ્ય રૂપેજ મુકી ગયા છે મઉલાના જલાલુદ્દીન રૂમી જેઓની મસ્નવી સુફીવાદના તમામ સાહિત્યમા પહેલે નમ્બરે ગણાય છે અને જેને સારૂ લખાયલુ છે કે,

મસ્નવીએ મૌલવીએ માઅનવી,
હસ્ત કુરઆન દર ઝબાને પહેલવી

એટલે કે "મઉલાના સાહેબની મસ્નવી તે ફારસી ભાષામા કુરાન છે, તે પણ કાવ્ય રૂપે છે હીંદુસ્તાનમા ઘણા મહાત્મા થઇ ગયા છે જેવા કે કબીર સાહેબ તુલસીદાસ તે પણ કાવ્ય રૂપેજ પોતાના અનુભવો લખી ગયા છે તેજ રૂઢી અનુસાર કાયમદીન બાવાસાહેબ પણ આ પુસ્તક કાવ્ય રૂપે લખી ગયા છે

આ કીતાબ હીજરી સને ૧૧૭૧ મા લખાઇ હતી, અને પહેલ્વીજ વાર કેટલાક મીત્રોની ભલામણથી ગુજરાતીમા છાપવામા આવે છે ગુજરાતીમા આ લેખકે 'નુરે રોશન'ની ચાર પાંચ જુદી જુદી નકલો જુદે જુદે ઠાણેથી ભેગી કરી, તેને એક ઉરદુ છપાયલી નકલ સાથે સરખાવી આ આવૃતી બહાર પાડી છે ગામડેના લોકોને અનુસરતી, એટલે તેઓ સેહેજમા સમજી શકે એવી, ભાષામા પીર કાયમ-

દીન બાવા સાહેબે આ કીતાબ લખેલી છે કેટલેક ઠેકાણે ગુજરાતી બોલી, કેટલેક ઠેકાણે હીદી બોલી અને કેટલે ઠેકાણે પંચમેળ બોલી છે વળી કેટલીક કવિતાના પદો લાબા છે અને કેટલાક ટુકા છે તે ઉપર ટીકા કરવા પહેલા વાચનાર ભાઇને ખ્યાલ રાખવાની વિનતી કરવામા આવે છે કે એ ચોપડીના કર્તાએ કાઇ તે ચોપડી છપાવવાના હેતુથી લખી નહી હતી તેમની મતલબ એ હતી કે તેમના મુરીદો આગળ પોતાને જે પ્રત્યક્ષ જ્ઞાન થયુ હતુ તેનો અનુભવ તેમને કહી સભળાવવો

તેમની ગાદીના એક મુરીદે આજથી ત્રીસેક વરસ ઉપર લાહોર જઇ તેની એક ઉરદુ આવૃતી છપાવી હતી પણ તેમા ભુલો ઘણી જણાઇ હતી. ત્યાર પછી ઉરદુ કે ગુજરાતીમા કોઇ આવૃતી નીકળી નથી

ઉરદુમા "ળ", "ણ" અક્ષર નથી પણ આ આવૃતીમા જે શબ્દોમા આ અક્ષરો આવે છે તેમાના ઘણામા વાચનાર સહેલાઇથી સમજી શકે એ વિચારથી "ળ" "ણ" વાપર્યા છે એ ચોપડીમા કેટલાક વિષયો ઘણા ગહન છે, તે બનતા સુધી સમજાવવાની કોશીશ કરી છે

કેટલાક ભાઇઓ આ કીતાબ ઉપર ટપકે, અથવા અંદરનો ભેદ સમજ્યા વગર વાચીને બોલી ઉઠશે કે આમા તો પીર સાહેબ "અવતાર" અને "પુર્વ જન્મને" માને છે, અથવા તો 'રામ''ને પરમેશ્વર કહે છે, પણ જેમ જેમ વાચનાર એ કિતાબમા ઉડો ઉતરશે તેમ તેમ તેને માલમ પડશે કે કીતાબનો મુળ હેતુ "વહેદાનીયત"જ છે જે ભાઇઓ અવતારની માન્યતા ધરાવતા હોય તે ભાઇઓને તેમની માન્યતા પ્રમાણે સમજાવી તે રસ્તે પણ ખરા ખુદાનુ જ્ઞાન સમજાવ્યું છે તેમજ કેટલાક લોકો રામને રહેમાન કહે છે, તે દશરથના બેટા રામ નહી પણ જે નિરંજન નિરાકાર (બેહદ્દ લાશરીક) છે તેજ ખરે ખુદા છે, એવુ પીર સાહેબે ઘણીજ ખુબીથી સમજાવ્યુ છે (જુવો પાનુ ૧૩૬)

"પુર્વ જન્મનો સચો' એ બોલ પણ વારે ઘડીએ આવે છે તે શબ્દ હીદુ ભાઇઓ સહેલાઇથી સમજી શકે તેટલા માટે પીર સાહેબે વાપર્યો છે એ શબ્દ વાપરી જે રુહોએ સ્રષ્ટી પેદા થઇ તે વખતે "બલ્લોંક," પોકારી હતી તે, રોઝે અઝલનો વિષય સમજાવવાની કોશીશ કરી છે

કોઇ મુસલમાન ભાઇ કહેશે કે પીર સાહેબ નમાઝ, રોઝા, હજ વગેરેની અથવા તો શરીઅતની અવગણના કરે છે, પણ તેમ પણ નથી એઓ કહે છે કે શરીઅતના કાનુનો બધા પાળવાના છે પણ ત્યાજ અટકી

સ્હેલનુ નથી પણ શરીઅત રૂપીએ ૩પીઓ પાળી તેમા રહીનેજ આગળ વધવાનુ છે

જો કોઇ શરીઅતમે અટક રહેગા,
વોહ તરીકત, હકીકત, મારેફતકો ન પાયગા

(પાનુ ૨૮૪)

પીર સાહેબ ખુલ્લુ ફરમાની ગયા છે કે (જુવો પાનુ ૩૨૪) —
"મારેફત મુરાદકો પોહોચે બીના શરીયત તર્ક કરે જાન,
સો શરીયતકા તર્ક કરને વાલા હય શેતાન
જબલગ મારેફતકો નહી પોહુચા તબલગ શરીયત મત છોડ મગર
પાચ બીના ઇસલામ, ઓર સુન્નત ફરઝ, સબી અદા કર"

જે ઉપરથી વાચનાર જોશે કે પીર સાહેબ ખાસ શરીઅતના પાબંદ થવાની ભલામણ કરી છે શરીઅત પુરેપુરી પાળી પછી તરીકત, હકીકત, મારેફત પાળવા ફરમાવ્યુ છે

એટલે ખુદાતઆલાએ જે ફરમાવ્યુ છે કે "અલ ઇનસાનો મીર્રી વ અના સીર્રોલા હે તઆલા' (માણસ મારો છુપો ભેદ છે અને હુ માણસનો છુપો ભેદ છુ') તો માણસે, એ છુપો ભેદ શુ છે તે જાણવાની કોશીશ કરવી કારણકે રસુલુલ્લાહે ફરમાવ્યુ છે કે મન અરફા નફસહુ ફકદ અરફા રબ્બહુ (જેણે પોતાના નફસને ઓળખ્યો તેણે ખુદાને ઓળખ્યો) વળી કુરાન શરીફમા ફરમાવ્યુ છે કે "વફીઅન ફસકુમ અફલા તુબસેરુન' (ખુદા તમારા શ્વાસમા છે પણ તમે તેને જોતા નથી")

શરીઅતની ક્રિયાને વળગી રહેવા પીર સાહેબ જરા પણ ના કહેતા નથી પણ તેઓ કહે છે કે એટલુ કરી બેસી નહી રહેતા ઉપલા ત્રણ વાકયનો ભેદ જાણવા કોશીશ કરવી અને એ વાત આલીમો અને મશાયખો વચ્ચે સવાદ રૂપે બહુ સારી રીતે સમજાવી છે જેથી માલમ પડશે કે આલીમો કે મશાયખો કોઇને હલકા કહેવાની પીર સાહેબની નેમ નથી (જુવો પાનુ ૩૩૩)

કોઇ વાધો ઉઠાવશે કે કર્તાએ મુરશીદ અથવા સદગુરૂ કે પીરને ખુદાની ઉપમા આપી છે પણ તે પણ એમ નથી દરેક માણસ સમજે છે કે ખુદા નિરંજન નિરાકાર રૂપે છે, પણ નિરંજન નિરાકારનો ખ્યાલ માણસને કેવી રીતે આવી શકે ? તેથી ગુરૂ કરવો કે જેણે નિરંજન નિરાકારના દર્શન કર્યા હોય કારણકે તેજ તેના દર્શન કરાવી શકે હવે ગુરૂને ખુદા ગણવો કરી કહે છે તેની મતલબ એ છે કે ગુરૂની આજ્ઞા ખુદાની આજ્ઞા જેવી

સર્વોત્તમ ગણવી એમ દરેકે દરેક સુફીવાદની કીતાબમાથી તેમજ હીંદુ શાસ્ત્રમાથી મળશે મઉલાના રૂમી સાહેબે મસ્નવી શરીફમા કહ્યુ છે કે રસુલુલ્લાહે (સ૰ અ૰) હઝરત અલી (ક૰ વ૰) ને ફરમાવ્યુ કે—

યા અલી અઝ જુમલએ તાઆતે રાહ,
બસ ગુઝીન તુ સાયએ ખાસે ઇલાહ
ચુ ગીરફતી પીર હૈન તસલીમ શવ,
હેમ ચુ મુસા ઝેરે હુકમે ખિઝર રવ

એટલે એ અલી, બંદગી કરવાના બધા રસ્તાઓમા તુ આજ રસ્તો પસંદ કરજે કોઇ ખુદાના ખાસ દોસ્ત હોય તેના સાયા હેઠળ જઇને રહેજે અને જ્યારે પીર માથા ઉપર કરે ત્યારે જેવી રીતે હઝરત મુસા (અ૰) હઝરત ખીઝરના તાબેદાર થઇ રહ્યા હતા તેવીજ રીતે તુ પણ રહેજે, એટલે કે પીરના હુકમ આગળ કાઇ પણ ચુ ચા કરતો નહી

વળી ઉપલીજ મસ્નવીમા મઉલાના સાહેબ ફરમાવી ગયા છે કે—

"ચુકે કર્દી ઝાતે મુરશદરા કબુલ
હમ ખુદા દર ઝાતશ આમદ હમ રસુલ"

**અર્થ**:—જ્યારે મુરશદને તે કબુલ કર્યા ત્યારે ખુદા અને રસુલ બન્ને તે મુરશદની ઝાતમા આવ્યા એટલે મુરશદને એવીજ તરેહ સમજવા

એવીજ તરેહ ઝુન્નુને મીસરી નામના મહાન સુફી સાહેબ પણ કહી ગયા છે "જ્યા સુધી મુરીદ પીરના ફરમાનને ખુદાના ફરમાનથી વધારે ગણતો નથી ત્યા સુધી તે પુરો મુરીદ કહેવાતો નથી (જુવો શેખ ફરીદુદ્દીન અત્તારની તઝકીરતુલ અવલીયા કિતાબનો (ઉરદુ તરજુમો, પાન ૧૫૩)

વળી લોકો નામનેજ વાસ્તે પીર કરે છે એટલે કે કોઇ મહાન પુરૂષના મુરીદ છીએ એમ કહેવા કામ લાગે પણ તેમા કાઇ વળતુ નથી મુરીદ થઇ જેવી તરેહ મુરશીદ રાહ દેખાડે તેની રીતે અભ્યાસ કર્યા જવાનો છે કે જેથી આગળ વધવાનો રસ્તો મળે

પીર સાહેબે લખ્યુ છે કે—

કાયમદીન ઘટકો છોડ કર મુસલમાન મકકે જાય (પા ૧૦૪)
મક્કા મક્કા સબ કોઇ કહે, જાગ ઢુંડે નહી ઘટ આપ,
દીલ મકકા તો પાસ હય, તુમ કરો હજ ઔર તવાફ (પાનુ ૨૩૮)
ઘટમે મકકા, ઘટમે મદીના (પાનુ ૨૯૩)
મુસલમાન દોડા મકકે જાવે, હીંદુ ભુલા તીરથ ન્હાવે (પાનુ ૩૫૩)

એટલે કોઇ કહેશે કે એ તો પીર સાહેબ મક્કે જવું ના કહેતા હશે પણ એની મતલબ એમ નથી એની મતલબ એ છે કે ખાલી હાજી કહેવડાવવા મોટાઇ માટે મક્કે જઇ હજ કરવાથી હજ જેટલો સવાબ કદાચ હાસલ થાય પણ તેથી કાંઇ ખુદા મળેલો ગણાતો નથી તેમજ જે "શીસાદે અકબર" ઘટમા ભરેલા છે જેવા કે કામ, ક્રોધ, લોભ, લાલચ વગેરે તે મનમા હોય અને મક્કે ગયા હોય તો તે હજથી જોઇએ તેવા રૂહાની ફાયદા થતા નથી, વિગેરે પીર સાહેબ કહે છે, કારણકે

કલમા સહી તો ના કરે, ઓર કહે હમ મુસલમાન,
હસદ બુગઝ તો બ્હોત હય, ઓર નહી અલ્લાહુમે ધ્યાન.
કીલી કલમા ખોલ કર, કીના[1] દીલસે બાન,[2]
કહા નબી સો તુમ કરો, ઓર જો કહા સુબહાન

જેમ જેમ એ કિતાબ બારીકીથી વાચશે તેમ તેમ વાચનાર જોશે કે આમા પીર સાહેબે 'શરીઅત'ની વિરૂધ્ધ એક શબ્દ પણ લખ્યો નથી પણ કહ્યુ છે કે શરીઅત, તરીકત, હકીકત, મારેફત એ ચારે રસુલુલ્લાહની રાહ છે અને ચારે બરહક છે વાસ્તે આ જીદગીમા એ રાહો સીધ્ધ કરી ખુદાના દીદાર કરી તેમા મળી જવુ એ વધારે બેહતર છે, કારણકે મન કાના રી હાજરી આમા કહેવા ફિલ આખરતે આમા (જે અહીં આંધળો છે તે આખેરતમા પણ આંધળો છે) એવુ કુરાન શરીફમા ચોખ્ખુ કહેલુ છે

જ્યારે મહાન મરી જુન્નેદ બગદાદી (રે૦ અ૦) અને તેમના મુરીદોનુ નીઝામ બગદાદમા બહુ જોરથી ફેલાયુ હતુ ત્યારે તે વખતના મુલ્લાઓએ ખલીફા હારૂનલ રશીદ આગળ ફરીયાદ કરી કે એ લોકો શીર્ક અને કુફ્ર ફેલાવે છે જે ઉપરથી ખલીફા આગળ તેમને ઉભા કરવામા આવ્યા હતા ખલીફાએ સઘળાને જે હારમા બેઠેલા હતા તે હારમા અનુક્રમે ફાંસી દેવાનો હુકમ કર્યા જલ્લાદ ફાંસીઓ જેવો તેમની આગળ ગયો કે તેઓમાનો નુરી નામનો એક શખસ જે છેટે ઉભો હતો તે પહેલા માણસની જગાએ જઇ ઉભો અને તેણે કહ્યુ કે "પહેલા મને ફાંસી દો ખલીફાએ કહ્યુ તને તારી જીદગીની કિમત બહુ નજીવી લાગતી હોય એમ માલમ પડે છે તેણે કહ્યુ 'હમારો ધર્મ છે કે હમારા ભાઇનુ ભલુ પહેલ કરવુ અને જે ચીજ હમો સર્વને પ્યારી હોય તેનુ સુખ તે ભાઇ વધુ ભોગવે એવી રીતે વર્તવુ મારી જીદગીની મને કિમત નથી એમ નથી, મને તેની દરેક દરેક ઘડી કિમતી છે કારણકે તે જીદગીની પળેપળ માગ પેદાના કરનારની મનામા વાપરી તેનો બદલો મેળવવા કોશીશ કરી શકુ ખલીફાના મન ઉપર આ શબ્દોથી બહુ અસર થઇ અને તેણે જલ્લાદને આપેલો હુકમ રદ કરી હુકમ કીધો કે વડા કાઝી આગળ એ બધાની તપાસ ચલાવવી વડો કાજી જે હાજર હતો તેણે ધર્મને લગતા બહુ સવાલ હઝરત

૧ કીનો, વેર ૨ કાઢ

જુન્નેદના સેવકોને પુછ્યા પણ તે લોકના જવાબથી મહાત થયો તે દુરવીશોએ બંધાનો જવાબ આપ્યા પછી, કાઝીને ઉદ્દેશીને કહ્યુ —એ કાઝી, શુ તમે ફક્ત ધર્મના અક્ષરનેજ જુવો છો ? તમારાથી તેનો ભાવાર્થ અથવા રહસ્ય સમજાતુ નથી ? ધર્મ અથવા શરીઅતે આ કાયદા શા સારૂ બાંધ્યા છે .અને કાયદાઓની નેમ શુ છે તે તમે હમને પુછો એ કાજી, તમને માલમ નથી કે આ દુનીયામા ખુદાના બંદાઓ વસે છે જેઓ બસ ખુદાના ઇશ્કમાજ જીવે છે ખુદાનો ઇશ્ક એ તેમનો હરઘડીનો શ્વાસ છે તેમના દીલમા ખુદાના પ્યારનો ઝરો હમેશા વહે છે તેમની એવી હાલત હોય છે કે તેઓ ખુદા સાથે હમેશા એકતા ભોગવે છે' આ સાભળીને કાઝી ખલીફા તરફ ફરીને બોલ્યા —"એ મુસ્લીમોના ખલીફા, જો આ લોક પાખડી હોય તો તો પછી દુનીયામા કોઇ મુસલમાન રહેગેજ નથી '

ઉપલી વાત આ ચોપડીના વાચનારાઓ ખાસ કરી ધ્યાનમા રાખશે જ્યારે માણસો મવલાના રૂમી સાહેબની મસ્નવીની ખોડખાપણો કાઢે છે તો આ કીતાબની પણ કાઢે તો અજબ થવા જેવુ નથી પણ તે ભાઇઓને ભલામણ કરવામા આવે છે કે જો તે મુસલમાન હોય તો તેમણે મઉલાના રૂમીની મસનવી શરીફ તથા દીવાને હાફિઝ વિગેરે કિતાબો પહેલા વાચવી અને હીદુ હોય તો વેદાતના તથા સ્વામી વિવેકાનદના પુસ્તકો વાચવા આ લીટીઓના લેખકને એમ લાગે છે કે "નુરે રોશન મા જે લખેલુ છે તે દરેક બાબદની ગવાહી ઉપલી મસનવી તથા વેદાતના પુસ્તકોમાથી મળી શકશે વાચનાર જોશે કે "નુરે રોશન"મા તેના કર્તાએ દરેકે દરેક બાબદમા કુરાન શરીફ અને હદીસના હવાલા આપેલા છે

શાહ કાયમદીન બાવા પોતેજ એ કીતાબમા લખી ગયા છે કે —

કાયમદીન, વાણી હમારી ઉલટ હય, કોઇ જ્ઞાની ગોથે ખાય,
પહેલી બાતા પકડ રહે, પીછુ કા ભેદ ના પાય
કાયમદીન જબલગ મીસરી ચાખી નહી, તબલગ ગુડકો બખાના
જબ મજા મીસરીકા પાયા, તબ ગુડસે મન નહી માના
કાયમદીન જબ ચઢે હાથી પર, તબ ટટ્ટુ નજર નહી આયા,
યુ અલેક પુરૂષમે જા મીલે, જબ જોત, જાપ ના ભાયા

મવલાના રૂમી સાહેબ કહી ગયા છે કે'—

ગર ઝ સીરરે મારેફ્ત આગાહ શવી,
લફ્ઝ બગુઝારી, સુએ માઅની શવી

**અર્થ**:—જો ખુદાઇ જ્ઞાનનુ રહસ્ય સમજવુ હોય તો શબ્દોને છોડી દે, અદર જે ભેદ સમાયલો છે તેને વળગ

આવો ખીયાલ થાય તોજ જ્ઞાનની ખુબીઓ માલમ પડે છે અને ખુદાના રસ્તામા આગળ વધાય છે

---

# શાહ કાયમદ્દીન ચીશ્તી સાહેબની

## ટુંક હકીકત.

સુફીવાદના બહુ તરીકા છે પણ તેના મુખ્ય તરીકાઓ (Schools) ચાર છે અને તેના નામો ચીશ્તીયા, કાદરીયા, સોહરવરદીઆ અને નકશબંદીયા છે ચીશ્ત એક શહેરથી સાત દીવસના રસ્તા ઉપર હેરાત નદી પાસ આવેલુ શહેર છે તે શહેરના ચાર મોટા બુઝુર્ગો થઇ ગયા છે જેમના નામ ૧, ખ્વાજા અબુ મોહમદ ચીશ્તી ૨, ખ્વાજા નાસીરૂદ્દીન અબુ મોહમદ ચીશ્તી ૩, ખ્વાજા અબુ યુસુફ ચીશ્તી ૪, ખ્વાજા કુતબુદ્દીન મૌદુદ ચીશ્તી છે જેમનો સીલસીલો આ ચાર ખ્વાજાઓથી મળે છે તેમને ચીશ્તી કહે છે એ સંપ્રદાયમા ઘણા બુઝુર્ગો હીંદુસ્તાનમા થઇ ગયા છે જેથી પહેલા તો ખ્વાજા મોઇનુદ્દીન ચીશ્તી, જેઓનો [illegible] કામ છે તેઓ હઝરત રસુલુલ્લાહની ફરમાનથી હીંદુસ્તાન આવ્યા હતા એમણે પોતાની ખીલાફત બે મહાત્માઓને આપી હતી જેમના નામ ખ્વાજા કુતબુદ્દીન બખ્તીઆર કાકી સાહેબ અને ખ્વાજા ફરીદુદ્દીન શકરગંજ સાહેબ છે, જે બાવા ફરીદ સાહેબને નામે ઓળખાય છે વળી એઓ હીંદના નાયબ નબી પણ કહેવાય છે

એમનુ મહાત્મય એટલુ બધુ હતુ કે દીલ્હીના નીઝામુદ્દીન ઓલીયા, મહેબુબે ઇલાહી સાહેબ, જેઓ પોતે એક ઘણા મોટા મહાત્મા હતા, તેઓ એમને સારૂ લખી ગયા છે કે—

"બુદી અગર નબુવત બાદ અઝ નબી રવા,
ગોફ્તી તમામ ખલ્ક મગર ઉરા પયગમ્બર અસ્ત"

**અર્થ**—જો નબી પછી કોઇ બીજા શખસને નબી કહેવાનુ રવા હતે તો તમામ ખલ્ક બાવા ફરીદને પેગમ્બર કરી બોલાવતે

બાવા ફરીદ સાહેબ કાબુલના પાદશાહ ફરોખશાહની ઓલાદમા છે, ને તેમનો સિલસિલો હઝરત અલીને પોહોચે છે [1] વળી તેઓ સરખ

[1] મુરાદાબાદ જીલ્લાના અમરોહા ગામના પીર રશીદ અહમદ સાહેબે "સિયાદતે ફરીદી' નામની કિતાબ લખી છે તેમા તેમણે બાબા ફરીદ સાહેબ સૈયદ હોવાનુ સાફ બતાવેલુ છે

બોખારાના પાદશાહ ઇબ્રાહીમ અદહમની ઓલાદમા છે બાવા ફરીદ સાહેબના પિતાજીનુ નામ હઝરત જમાલુદ્દીન સુલેમાન હતુ અને દાદાનુ નામ હઝરત શોએબ હતુ આ હઝરત શોએબ સાહેબ મોટા વલી હતા અને જ્યારે સુલતાનુ મેહમૂદ ગઝની હીંદુસ્તાન પર સ્વારી લઇ આવ્યા ત્યારે હઝરત શોએબ સાહેબને કાલાવાલા કરી તેમને સાથે લીધા હતા જ્યારે સુલતાન મહમૂદે તેઓ સાહેબની ખાતરી કરી આપી કે મારે હિંદુસ્થાનમા ફક્ત ઇસ્લામના ફાયદા સારૂજ ચડાઇ કરવાની છે ત્યારે તેઓ તૈયાર થયા હતા લડાઇમા ફતેહ મેળવ્યા પછી સુલતાન મહમૂદે પોતાની બહેનને હઝરત શોએબ સાથે પરણાવ્યા અને ઇસ્લામના વડા તરીકે તેમને પંજાબમા રાખ્યા

બાવા ફરીદ સાહેબનુ એક લગ્ન દીલ્હીના બાદશાહ સુલતાન શમશુદ્દીન અલ્તમશના પુત્ર સુલતાન ગ્યાસુદ્દીનની પુત્રી સાથે થયા હતા એટલે પોતે શાહી ખાનદાનમા અવતરેલા હતા અને લગ્નથી પણ શાહી ખાનદાન સાથે સબંધ થયો હતો

જ્યારે એ બાવા ફરીદસાહેબ આ દુનીયાથી ઉઠી ગયા ત્યારે ગુજરાનમા ચીસ્તી સીલસીલાનુ કોઇ ધામ હતુ નહી તેમના ઉઠી ગયા પછી આશરે ત્રણસો વરસ બાદ તેમનીજ ઓલાદના વલીઓ જેવા કે ખ્વાજા રૂકનુદીન કાને શકર, અમદાવાદ પાસે ઉત્તર ગુજરાતમા પીરાન પટ્ટણ (પાટણ)મા આવીને રહયા હતા ત્યાથી બાવા ફરીદ સાહેબની ઓલાદના કેટલાકો કડી ગામ છે ત્યા આવ્યા આ વલીઓના સીલસીલામા એક શાહ કાયમુદીન બાવા નામના પીર થઇ ગયા છે જેઓ ઘણા મોટા દરજ્જાના મહાત્મા હતા આખી ઉમર તેઓએ માસાહાર કર્યો નહતો જેથી હીંદુ કોમ ઉપર તેમની અહુજ છાપ પડી હતી એમના ગુજરી જવા પછી પણ એમનો રોજો શરીફ જ્યા છે તેની ચોપાસના મેદાનમા કોઇ પણ માસ લઇ જઇ શકતુ નથી કે માસાહાર કરી શકતુ નથી

શાહ કાયમુદ્દીન બાવાના પિતા હઝરત બદરૂદ્દીન સાહેબ કેટલાક દીવસ એકાતમા ખુદાતાલાના ધ્યાનમા બેઠેલા હતા તે વખતે શાહ કાયમદીન સાહેબનો જન્મ કડી ગામમા થયો હતો બેટાનો જન્મ થવાની બાપને ખબર પણ પડી નહતી એક દીવસ જ્યારે નમાઝ પડવા સારૂ પોતાના મકાનની પાસે હોજ ઉપર તેઓ બેઠા બેઠા વઝુ કરતા હતા (હાથ મોઢુ ધોતા હતા) ત્યારે દાઇએ આવી ખબર આપી કે તેમને ત્યા પુત્ર અવતર્યા છે જે ઉપરથી તેમણે તેને તે બાળકને હાજર કરવા ફરમાવ્યુ તે દાઇ

બાળકને લઇને આવી કે તેને હાથમા લઇ બાવા સાહેબ બોલ્યા " આ લડકો દીને ઇસ્લામ કાયમ કરશે, પોતાના બાપ દાદાનુ નામ કાયમ રાખશે અને પોતે સુલુક (ધર્મના માર્ગ) ઉપર કાયમ રહેશે જેથી એનુ નામ કાયમુદીન રાખવુ " એમ બોલી, જેવી તરેહ ધોબી પાણીમા કપડુ બોળી બહાર કાઢે છે તેવી તરેહ પેલા નાના બાળકને પાણીમા ઝબકોળવા લાગ્યા દાઇ ગભરાઇ ગઇ અને વિચારવા લાગી કે બાવાનુ ધ્યાન ખુદાની ઇબાદતમા ઘણા દીવસ એકાંત બેઠા હતા એટલે કદાચ બતીમર હશે નહી તેથી તેમના હાથને વળગી બાળકને છીનવી લેવાની કોશીશ કરવા લાગી. પણ બાળક તેના હાથમા આવે તે આગળ તો બાપે બેટાને પાણીમા છ ડુબકી ખવાડી દીધી પછી તેઓ બોલ્યા, " ૭ ડુબકીમા ૭ તબક એના રોશન થઇ ગયા છે જો સાતમી વખત પાણીમા બોળવા દેત તો આતમો તબક પણ ખુલી જાત પણ હવે સાતમો એ પોતે મ્હેનત કરી ખોલી લેશે " આવી તરેહ કાયમુદીન બાવા સાહેબને બચપણથીજ એમના પિતા તરફથી બ્યામત મળી ચુકી હતી એટલે કે એવો નિત્યસિધ્ધ હતા

આઠમે વરસે તો કાયમુદીન બાવા સાહેબને આખુ કુરાન શરીફ મોઢે થઇ ગયુ હતુ પછીથી તેઓએ ફારસી, અરબી, ગુજરાતી અને સસ્કૃતનુ સારૂ જ્ઞાન હાસલ કર્યુ હતુ

## એમની કરામતો

પીરપદ ઉપર આવ્યા પછી તેમનાથી જે જે કરામતો થઇ હતી તે જગજાહેર છે તેમાની એક એ નીચે પ્રમાણે છે એકવાર એવુ બન્યુ કે હીદુ લોકોનો સઘ કાશી જાત્રા કરવા જતો હતો ત્યારે પીર સાહેબ સામા મળ્યા એમણે તેમને પુછ્યુ કે કયા જાવ છો? જવાબ મળ્યો કે હમે કાશી જાત્રા કરવા જઇયે છીયે તેમણે કહ્યુ "અહી બેઠા બેઠા તમને કાશીના દર્શન થાય તો કેમ? એમ કહી તે સઘમા જે લોકો આગળ કાશી જઇ આવેલા હતા તેમને પાસે બોલાવી પોતાના અગરખાની બાય તેમની આખ આગળ ધરી કહ્યુ કે "માહે જુઓ" જેવુ તેમણે બાયમા જોયુ તો તેમા કાશી દેખાયુ જોનારાઓએ સઘના બીજા માણસોને આ વાતની ખાત્રી આપવાથી બધાઓએ બાયમાથી કાશીના દર્શન કર્યા અને ત્યારથી પીર સાહેબને ગુરૂ કરી માનવા લાગ્યા

એક વખત પીર સાહેબ દક્ષીણ દેશ તરફ ફરતા હતા તેવામા ચોમાસાના દીવસ હોવાથી વરસાદ પડવા લાગ્યો એટલે પાસે એક દહેરૂ હતુ તેમાં પોતે તથા તેમના માણસો દાખલ થયા વરસાદ બધ થતા પુજારી આવ્યો અને પોતાના દહેરામા મુસલમાનોને પેઠેલા જોઇ ગુસ્સો કરવા લાગ્યો પીર સાહેબે પુછ્યુ કે ભાઈ ગુસ્સો શુ કામ કરે છે તેણે કહ્યુ, કે "હુ આ દેહરાનો પુજારી છુ ત્રીશ ત્રીશ વરસ થયા આ દેવાલયની સેવા કરૂ છુ તે દરમ્યાન એક પણ પરકોમના માણસને અદર દાખલ થવા દીધો નથી આ તમે મુસલમાનોએ મ્હારા દેવને ભ્રષ્ટ કર્યા' પીર સાહેબે ઉત્તર દીધો "ભાઇ દેવ તે કાઇ ભ્રષ્ટ થતા હશે ? જ્યારે ત્રીસ વરસ થયા તુ એમની સેવા કરે છે તો દેવ તારા પર બહુ પ્રસન્ન થયા હશે અને તારૂ કહેલુ પણ કરતા હશે" પુજારીએ હરખાઇ જઇ જવાબ દીધો કે એમ થાય તેમા નવાઇ ની ? આ સાભળી પીર સાહેબે પોતાના એક માણસને બહારથી થોડુ ઘાસ લાવવા કહ્યુ અને પુજારીને કહ્યુ, "ભાઇ, આ તારા મહાદેવનો પોઠીયો છે તેને આટલુ ઘાસ ખવાડ પુજારીએ કહયુ કે વળી પથ્થરનો પોઠીયો તો ઘાસ ખાતો હશે ? પીર સાહેબે જવાબ દીધો કે દેવ પ્રસન્ન હોય તો કેમ નહી ખાય ? આ જો, એમ કહી ઘાસ પોઠીયા આગળ ધરી કહયુ કે અલ્લાહતાલાના હુકમ અને બાવા ફરીદની દુવાથી આ ઘાસ ખા પેલો પોઠીયો સજીવન થઇ ઘાસ ખાવા લાગ્યો જેથી પુજારી તો છક થઇ જઇ પીર સાહેબના પગ ઉપર પડયો અને તેમને ગુરૂ કરી માનવા લાગ્યો

એ ઉપરાન એમની ઘણી કરામતો છે તેમને હીદુ અને મુસલમાન બન્ને કોમો ઘણી માનતી અને માને છે, પણ કડીનાલ મુસલમાન વાચીઓ એમના નામને હજુ પણ બેહદ હેત અને માનથી યાદ કરે છે તેનુ કારણ એ છે કે પીર સાહેબે આ કોમ સારૂ ત્રીસ વરસ સુધી બહુ કષ્ટ એઠયુ હતુ એવુ બન્યુ હતુ કે જ્યારે એમના પિતા બાવા બદરૂદીન સાહેબ ખુદાની યાદમા જગલમા એકાતમા બેઠેલા હતા ત્યારે ઘાનચીઓની છોકરીઓ પોતાના બળદ સારૂ જગલમા ઘાસ લેવા જતી અને ઘાસ લેવા જવા પહેલા કઇ તરફ સારૂ ઘાસ મળશે તે જાણવા સારૂ હમેશા બાવા સાહેબને સવાલ કરતી કે "બાવા બદર, ઘસ્તા કીધર" તો પોતે "ઇધર' કરી આગળી કરતા કે તે છોકરીઓ તે તરફ જઇ તરત ઘાસ લઇ ઘેર પાછી આવતી એક દીવસ બાવા સાહેબ બીલકુલ ખુદાના ધ્યાનમા લીન

થઇ ગયલા હતા તેવામા તે છોકરીઓએ હમેશ મુજબ પુછ્યુ, "બાવા બદર, રસ્તા ફીધર" કાઇ જવાબ મળ્યો નહી જે ઉપરથી નાના છોકરાની આદત હોય છે તેમ ખુબ ઘાંટો પાડી એને એ સવાલ પુછ્યા કર્યો જે ઉપરથી બાવા સાહેબ નારાજ થઇ બોલી ઉઠયા "જાવને રાંડ, ઉધર તીધર" બાવાનુ આ બોલવુ હતુ કે તે બોલવાની તુરત અસર થવા લાગી એ વખતે કડીમા બે હજાર ઘાચીઓના ઘર હતા તે બધા થોડા વખતમા રખડતા થઇ ગયા કડી છોડી તેમને દક્ષીણના મુલકમા તેમજ કાનમ જીલ્લામા પોતાના ગુજરાન સાઉ નીકળવુ પડયુ છતા પણ તેઓ ઠેકાણે પડયા નહી એક ગામમા કોઇ ઘાચી આઠ દીવસ કરતા વધારે રહી શકતો નહોતો તરત ઉચાળો ભરતો આખરે જ્યારે બાવા બદરૂદીન પડદે થયા (આ દુનિયાથી ઉઠી ગયા) ત્યારે ઘાચીઓ મોટી સખ્યામા બાવા કાયમુદીન સાહેબની પાસે જઇ તેમને કાલાવાલા કરવા લાગ્યા કે હમારી છોકરીઓની બેઅદબીથી હમને બહુ ખમવુ પડયુ છે અને હમારી હાલત આવી થઇ ગઇ છે તો હવે થએલી કસુર માફ કરી હમો સાઉ ખુદાતાલા પાસ દુવા કરો કે હમારી હાલત સુધરે' કાયમુદીન બાવાને રહેમ આવવાથી તેમણે ત્રીસ વરસ સુધી ઘાચીઓના ભલા સાઉ ખાસ ખુદાની ઇબાદત કરી તેમને સાઉ દુવા માગી જેથી ઘાચીઓ જે રખડતા રઝળતા હતા તે ઠેકાણે પડયા અને આજે મેરે ભાગે ઘણા સુખી છે ઘાચીઓ આને માટે આ પીર સાહેબનો જેટલો ઉપકાર માને અને તેમને માટે જેટલુ કરે તેટલુ થોડુ છે

## એમની લખેલી કીતાબો.

પીર કાયમુદીન સાહેબ બે કીતાબ લખી ગયા છે એકનુ નામ "નુરે રોશન' છે[1] એ બ્રહ્મજ્ઞાન (ઇશ્વર મેળવવાના રસ્તાને લગતા જ્ઞાનથી ભરપુર છે. બીજી "દીને રોશન' નામની કીતાબ હતી જે કમનસીબે હાલ મળી આવતી નથી

એ કીતાબો જે મહાત્માઓના જોવામા આવી હતી તેમણે બાવા સાહેબને એ જમાનાના 'કુતુબ નો ઇલકાબ આપ્યો છે, એમનો મરતબો ખરેખર "ગૌસ' નો હતો એટલે એમના તમામ સાધા જુદા થઇ ખુદાની ઇબાદત કરતા હતા

૧ એ નૂરે રોશન કિતાબ હી સ ૧૧૬૯ ની સાલમા પીર સાહેબે પુરી કરી હતી જેને આજે આજે ૧૭૪ વરસ થયા છે

## એમનું દાવતનું કામ.

પીર કાયમુદીન સાહેબ મુસલમાનોને અને ગેર મુસલમાનોને એક સરખાજ ગણતા હતા જેટલા મુસલમાનને ખુદાઇ રસ્તા તરફ દોરવાને આતુર હતા તેટલાજ ગેર કોમને દોરવાના પણ આતુર હતા તેઓ ગેર કોમને હલકી સમજતા નહોતા કુરાને શરીફમા સુરએ બકરની આયતમા ફરમાવેલુ છે કે "ધર્મમા કાંઇ પણ જબરજસ્તી કરવાની નથી," તે ઉપરાંત સુરએ અન્આમમા ફરમાવ્યુ છે કે "મુર્તિપુજકો ખુદા સિવાય જે દેવતાઓને પૂજે છે તે દેવતાઓનુ ભુડુ બોલતા ના, નહી તો તેઓ ચીડાઇને તમારા ખરા ખુદાને અજાણપણાથી ગાળો દેશે" વળી, સુરએ નહલમા ફરમાવ્યુ છે કે —લોકોને ઇસ્લામની દાવત બોધ, હિકમત (જ્ઞાન), દાનાઇ અને નેક નસીહતની સાથે આપો વળી તેમની સાથે દલીલો કરો પણ તે દલીલો ઘણા સારા રસ્તાવાળી હોવી જોઇયે

જાણે કે પીર કાયમુદીન સાહેબે દાવત (ઇસ્લામના બોધનુ કામ કરતી વખતે આ ત્રણે આયતો પોતાની આખ સામે રાખી મુકી હોય એવીજ રીતે તેઓ ગેર કોમ સાથે વર્તન રાખતા (જુઓ પાનુ ૫૧૦)

## એમના ભકતો

પીર કાયમુદ્દીન સાહેબની ખીદમતમા હમેશા હીદુ મુસલમાન મળી બસો ભકતો રહેતા હતા જેમા તેમણે એકાવન માણસોને જ્ઞાન આપી મહાપદે પોહોંચાડયા હતા એ ભકતોમા ઇબરાહીમ ભગત (અભરામ બાવા) પ્રથમ સ્થાન ભોગવતા હતા એઓ ભરૂચ તાલુકાના પરીયેજ ગામના રહેવાસી હતા અને વ્હોરા નાતીના ખેડુત હતા એ જીલ્લામા દોઢસો વરસ આગળ કેળવણીનુ નામ નીશાન હતુ નહી, એટલે સાધારણ બોલીમા કહીયે તો તે અભણ હતા છતા એમના મુખે એવી સરસ જ્ઞાનમય વાણી નીકળી છે કે જે એમના પીર સાહેબે એમને દીધેલા જ્ઞાનનોજ ચમત્કાર છે

એમના એક ભકત પુજાબાવા નામે હતા જે ખારવાઓના ગુરુ કરી ઓળખાય છે પુજાબાવા અસલ ખબાતના રહેનાર ખારવા ન્યાતીના હતા અને ધધા માટે ભરૂચમા જઇ વસ્યા હતા ત્યા તેઓ એક યુરોપી યન સાહેબની નાની બોટ પર નોકરી કરતા હતા. એક દીવસ પીર સાહેબ ભરૂચમા ફરતા ફરતા અભરામ બાવા સાથે નદીને કીનારે જઇ ચઢયા ત્યાંનો રમણીય દેખાવ જોઇ પીર સાહેબનો બોટમા બેસી જરા ફરવાનો વિચાર થયો તે વખતે પુજાબાવાની બોટ કીનારા આગળ હતી અને

તેમા ફક્ત પુંજાબાવા અને બીજા ખલાસીઓ હતા યુરોપીઅન સાહેબ નહોતો. પીર સાહેબે અભરામ બાવાને કહ્યુ કે આ બોટમા માણસ છે તેને પુછી જુવો કે આપણને તે ફરવી લાવશે ? અભરામ બાવાએ પુંજાબાવાને પુછ્યુ કે "હમે અહી ફરવા આવ્યા છીયે, પણ હમારી પાસે પૈસા નથી તુ હમને ફેરવી લાવશે ?" પુંજાબાવાએ કહ્યુ "આ બોટ કાંઇ ભાડે ફેરવવાની નથી તમારે ફરવુ હોય તો હુ થોડે સુધી ફેરવી લાવીશ મારે પૈસા જોઇતા નથી " એમ કહી પુંજાબાવા કીનારે આવ્યા પીર સાહેબે તેને પુછ્યુ કે "બોટનો માલીક અહી નથી તે આવીને નારાજ તો નહી થાય'? પુંજાબાવાએ જવાબ દીધો કે 'મારો ધણી મારાથી નારાજ થાય એમ નથી તમે ખુશીથી બોટમા આવો " પીર સાહેબનો ચહેરો જોઇનેજ પુંજાબાવા અંજાઇ ગયા હતા કીનારા આગળ કાદવ હતો તેથી તેમણે પીરસાહેબને કહ્યુ કે 'હુ આપને ઉચકીને બોટ ઉપર લઇ જઇશ" એમ કહીને પીર સાહેબને તેમણે ખંભે ઉચકી બોટમા બેસાડયા અભરામ બાવા પગે ચાલી બોટમા બેઠા પુંજાબાવાને પીર સાહેબનો ભાર બીલકુલ લાગ્યો નહી તેમજ કાદવમાથી તે ચાલી ગયા છતા તેમના પગ બીલકુલ ખરડાયા નહી તે ઉપરથી પુંજાબાવાને લાગ્યું કે આ કોઇ મહાપુરૂષ છે થોડો વખત બોટમા ફર્યા પછી પીર સાહેબે પુંજાબાવાને બોટ પાછી ફેરવવા કહયુ અને બોટનુ ફેરવવા સારૂ પુંજાબાવાનો આભાર માન્યો પુંજાબાવાએ બોટને કીનારે લાવી, પહેલાની માફક પીર સાહેબને ઉચકીને કીનારે કોરી જગાએ મુકયા આ વાર પણ પુંજાબાવાને પીરસાહેબનુ એક ફુલ જેટલુજ વજન માલમ પડયુ તેમજ પોતાના પગ કીચડથી બગડયા નહી જે ઉપરથી પુંજાબાવાએ પીર સાહેબના પગ ઉપર માથુ મુકી કહ્યુ, "આપ ખરેખરા કોઇ મહાપુરૂષ છો મને કોઇબી રીતે આ દુનીયાથી બચાવી મારૂ કલ્યાણ થાય એમ કરો અને મને મુકતીનો માર્ગ બતાવો પીરસાહેબે દયા લાવી તેમને કહયુ, "હમેશા માલીકની બંદગી કરજે તેમા રવીવારે આખો દીવસ બંદગી કરજે તે દીવસ નોકરી મુકીને પણ બંદગી કરજે બંદગીથી કોઇ ચીજ ચડતી નથી", એમ કહી ગુરૂ મંત્ર આપી, આશીર્વાદ દઇ રવાના થયા પુંજાબાવા પીર સાહેબે જે કહ્યુ હતુ તેને વળગી રહી માલીકની બંદગીમા હમેશા લીન રહેતા હતા અને વખત જતા પીર સાહેબની મહેરથી પોતે ગુરૂ પદ પામ્યા હતા કણબી, કાછીયા, સોની, ખલાસી, ગોલા વગેરે પુંજાબાવાના ચેલા થયા હતા પારસી પણ તેમના સેવક હતા

જેવી રીતે આ બારવાઓના ગુરૂ પુંજાબાવાને પીર સાહેબ તરફથી ન્યામત મળી હતી તેવીજ રીતે ગુજરાતમા રેવા અને મહી નદીના વચલા પ્રદેશમા નીરાત પંથ ચાલે છે તે પંથના સ્થાપકને પણ પીર સાહેબના એક શિષ્ય પીર અમન સાહેબ તરફથી ન્યામત મળી હતી આ નીરાત પંથ કરજણ તાલુકાના દેથાણ ગામના તલબદા કોળી ભગત નીરાત નામે હતા તેમના નામથી ચાલે છે નીરાત ભગત પીર અમન સાહેબના ચેલા હતા અને અમન સાહેબના ગુરૂ પીર કાયમુદ્દીન સાહેબ હતા

પીર સાહેબના સેવકોમા બીજે સ્થાને જીવણ મસ્તાન નામના પાટીદાર હતા તેઓ વડોદરા પ્રાંતના કરજણ તાલુકાના પાછીયા પરાના રહેવાસી હતા એમના ભજનો પણ આજે ઘણા શોખ સાથે ગવાય છે

પીર સાહેબના ભકતોમા એક પાટીદારણ બાઇ રતનબાઇ કરી થઇ ગયા છે તેમના ભજનો જ્ઞાન અને ભકતીરસથી ભરપુર છે એ બાઇ જીવણ મસ્તાનના પીતરાઇ બ્હેન હતા એમના ભજનોનો કેટલોક ભાગ ગુજરાતના પ્રખ્યાત સાક્ષર રાવ બહાદુર હરગોવીંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા સાહેબ જે પ્રથમ વડોદરા રાજ્યમા વિધ્યાધીકારી હતા અને પાછળથી લુણાવાડા સ્ટેટના દીવાન નીમાયા હતા તેમણે વડોદરામા નીકળતા "સાહિત્ય" નામના માસિકના ૯૦ સને ૧૯૨૦ના અંકોમા સંગ્રહ કરેલો છે તેઓ એ બાઇ વિષે લખે છે કે ' સોદસો વરસ પહેલા કાનમ જીલ્લામા કેળવણીનુ નામ નિશાન નહોતુ, એટલે એ બાઇને તેનો લાભ મળ્યો નહોતો એ સ્પષ્ટ છે, છતા એક અભણ બાઇના મુખથી જ્ઞાનમય ભજન નીકળે એ તેમના ગુરૂ તરફથી મળેલી પ્રસાદીની ખરેખરી સાબીતી છે '

રતનબાઇને જ્યારે જ્ઞાનનો રંગ ચડયો ત્યારે તેમણે એક પદમા પોતાના ગુરૂ—પીર વિશે કહ્યુ છે કે —

શબ્દ બતાવ્યા સાહેબ તણો ને, ઓહમનો ઉઘડયો દ્વાર,
બાઇ રતનને મુરશદ મળીયા, નજરે દીઠા કીરતાર

જેમ જેમ જ્ઞાન વધતુ ગયુ તેમ તેમ ઘણી સારી વાણી તેમણે કહેલી છે એક પદમા કહ્યુ છે કે —

" તપને વ્રત હુ નવી જાણુ, વેદ ન સમજુ લગાર,
ગુરૂએ મારગ માગ બતાવ્યો તેથી, ઉતરી ગઇ ભવ પાર '

આ બાઇનો એમના ગુરૂ તરફ એટલો બધો ભકતીભાવ હતો કે

તેમણે પોતાના ગુરૂ પાસે માગણી કરી કે મર્યા પછી તેની કબર તેમની દરગાહના પગથીઆની નીચે થવી જોઇએ કે જેથી દુનીયાના જેટલા લોક પોતાના ગુરૂની દરગાહમા દરશન કરવા જાય છે તે સધળા એ આકની ઉપર પગ મુકીને જાય જેથી તેને લાભ મળે એ માગણી મુજબ, બાઇ રતન-બાઇ અને ઝરણુ મસ્તાન એ બન્નેની કબરો પીરની દરગાહમા જવાની સીડીના પગથીયા નીચે કરવામા આવેલી છે ધન્ય છે એમની ગુરૂભકતાને'

## રહેલત ( સ્વર્ગવાસ )

બાવા કાયમુદ્દીન સાહેબ ગાદીએ આવ્યા પછી ગાદીના મુરીદોની શોધમા ફરીથી પગ રસ્તે ચાલી નીકળ્યા હતા જ્યારે તેઓ એકલબારા ગામે આવી પોહોચ્યા ત્યારે ગામને પાદરે મહી નદીમા પાણી હતુ હોડીમા આ પીર આવતા સાથ પુરૂષ જાણી ઉતરતી વખતે હોડીના માછીએ ખભે ઉચકી તેમને કિનારે ઉતાર્યા કહ્યુ કે ઓસાનમા પણી હતુ પણ તેને જરા પણ ભાર લાગ્યો નહી એમનુ વજન એક રૂના જેટલુ લાગ્યુ જે ઉપરથી તેણે જઇને ગામમા તે વખતના ઠાકોર સાહેબને વાત કરી કે એક મોટા મહાપુરૂષ નદીએ ઉતર્યા છે તરત ઠાકોર સાહેબ પોતે પીર સાહેબના ચરણ આગળ હાજર થઇ તેમની વિનતી કરી તેમને ગામમા લઇ ગયા અને ઘણા દીવસ રાખ્યા અને સઘળા મુરીદ થયા જ્યારે પીર સાહેબ એકલબારા છોડી આગળ જવા માટે તયાર થયા ત્યારે ઠાકોર સાહેબ બહુ નારાજ થયા અને પીર સાહેબને વીનવવા લાગ્યા કે બાવા સાહેબ અહીંજ મુકામ રાખો જે ઉપરથી તેમણે ઠાકોર સાહેબને વચન દીધુ કે 'હમણા મારે બહુ કામ છે તેથી હાલ જાઉ છુ પણ જરૂર પાછો આવીશ જો જીવતો નહી આવુ તો મુવે પણ એકલબારે પાછો આવીશ," એમ કહી એકલબારા છોડી આગળ વધ્યા મુરીદોને ખોળતા ખોળતા છેવટે પીર સાહેબ નદરબાર તરફ પધાર્યા હતા ત્યા તેમનો આખર વખત આવ્યો અને ધાકડા ગામે હીજરી સન ૧૧૮૭ મા દેહ ત્યાગ કર્યા ૧

તેમણે ઉઠી ગયા પછી વસીયત આપી કે હુ એકલબારે ઠાકોર સાથે કોલ કરીને આવ્યો છુ માટે મને ત્યા લઇ જાઓ તે ઉપરથી કબર ખોલી ત્યાથી તેમની લાશને એકલબારા લાવવામા આવી હતી તે વખતે ત્યા બે તડ હતા, એક તડ કહે 'હમે હમારી હદમા દફન કરીશુ અને બીજી તડના માણસો પોતાની હદમા દફન કરવા માગતા હતા આખરે પીર સાહેબે બન્ને પક્ષોને બસારત આપી અને વઢવાડનો અંત એવી તરેહ આણ્યો કે લાશ વાળી ગાડીને કાચા વાછરડા જોડી વગર હાંકનારે

પાનુ ૧૬ * ગુરૂ

૧ પીર સાહેબને ઉરસવાને ૧૫૬ વરસ થયા છે

ઢાંકી મુકવા પછી જયા તે વાછરડા ઉભાં રહે તે જગાએ ' આખર મુકામ કરવો હવે જયા તે વાછરડા ઉભા રહયા તે જગ્યાએજ બાવા સાહેબનો મુકામ થયો અને ત્યા રોઝો બાધવામા આવ્યો છે ત્યારથી ઠાકોરો, બારીઆ લોકો, પાટીદારો, તથા બીજા હજારો લોકો એ દરગાહ તરફ માનની નજરે જુવે છે, અને એ પીર સાહેબને માને છે તેમના કલ્યાણ માટેજ જાણે માલિકે એ પીરસાહેબને ત્યા મોકલ્યા હોય એમ ચોખ્ખુ જણાય છે ઠાકોરો અને બારીઆભાઇઓ તથા બીજાઓ પીરસાહેબે શીખવેલી જીવદયા પ્રમાણે હજી પણ વર્તે છે કારણ કે તેમના લીધેજ એ પીર સાહેબ પડદે થયા પછી પણ એકલબારા તરફ આવ્યા છે એવુ તેઓ સમજે છે, નહી તો તેમના તો ધરાક હજારો હતા

## એમનો રોઝો.

એમના રોઝામા પાચ તુરબતો છે દાખલ થતા પહેલ્લીજ કબર સઇયદ પીર ઇનાયતમીયા સાહેબની છે જે પીર કાયમુદીન સાહેબના ભાઇ અને માગરોલની ગાદીના સ્થાપક પીર મોટામીયા સાહેબના બાપ થતા હતા તેમની પડોશમા એટલે વચ્ચે પીર કાયમુદીન સાહેબની પોતાની મઝાર છે, અને તેમની પાસે, એટલે આથમણી બાજુ તેમના સસરાની કબર છે વળી બે નાની કબરો પીર સાહેબના પગાતે છે તે તેમના નવાસાઓની છે

## એમના છોકરાં.

પીર કાયમુદીન સાહેબ પોતાની પાછળ એક દીકરી મુકી ગયા હતા, જેમનુ નામ આપાજીમા સાહેબ હતુ આ બાઇ ઇલમમા ઘણા ભરપુર હતા અને એમને ઘણી ન્યામત એમના પિતા તરફથી મળી હતી એમના કાકાના દીકરા પીર મોટામીયા સાહેબ માગરોલવાળાના એ બ્હેન થતા હતા, અને એમની તરફ તેઓ માનથી જોતા હતા મુબાઇથી આપાજીમાજ પીર મોટામીયા સાહેબની મુબારક લાશને માગરોલ લઇ આવ્યા હતા

## એમની ગાદી.

એમની ગાદી હવે માગરોલની ગાદીને નામે ઓળખાય છે કારણકે એમની પછી એમની ગાદીએ એમના ભાઇ પીર ઇનાયત મીયા સાહેબના દીકરા પીર મોટા મીયા સાહેબ (પહેલા) આવ્યા તેઓએ પોતાનો રહેવાનો મુકામ માગરોલમા રાખ્યો હતો એમની ગાદી ઉપર હાલ પીર મોટામીયા સાહેબ (ત્રીજા) બીરાજે છે, તેઓએ ઇગ્રેજી બી એ સુધી અભ્યાસ કર્યો છે ગુજરાતી, ઇગ્રેજી, ઉરદુ, અરબી ભાષા તેમજ હિદુ ધર્મોનુ સારૂ જ્ઞાન ધરાવે છે તેઓ દઆવતનુ કામ ઘણુ સારી રીતે કરે છે અને "ઘર ઘર ગાય"ની યોજનાથી હિદુ મુસલીમ એકતા કરવનો પ્રચાર કરી રહયા છે *

---

* વધુ સારૂ જુઓ "મહાન ચીશ્તી પીરો અને માગરોલની ગાદી" નામનુ પુસ્તક

# દીબાચો.

" Man, know thyself."-*Dictum o Socrates*

અર્થ.-"અય માનવી, તું તને પોતાને પીછાન" એ સાક્રેટીસે કહ્યુ હતું

મન અરફા નફસહુ ફકદ અરફા રબ્બહુ—(હદીસ.)

અર્થ—"જેણે પોતાના નફસને પીછાન્યો તેણે ખુદા પીછાન્યો"

तमे वैकं जानथ आत्मानम् अमृत्तस्यैष से (ઉપનીષદ.)

અર્થ-એક આત્મા જે છે તે જાણુ, એજ અમરપદ મેળવવાનો રસ્તો છે

ખલકા આદમો અલા સુરતીહી.

અર્થ-ખુદાએ માણસને પોતાની શકલ-આકૃતી ઉપર બનાવ્યો છે (God made man in His own image)

"જીને આપસકું સહી કર જાના,
ઉને સાહેબકું ભી પીછાના;
જો મરમ આપસકા ન જાને,
વોહ સાહેબકું કહાંસે પીછાને (નુરે રોશન.

"૬ સેપ જી તુ અદર સરાયે સીપજ,
ક બેહુરે સેપંજી એ બાશી બરજ,
કુજા રૂસ્તમો ઝાલો સામે સવાર,
"કે બુદન્દ ગરદન કશો નામદાર

• ફરામરોઝો સોહરાબો ગોદરેઝો ગીવ,
ચે ગશતદ ઇ જુમલે ગુર્દાને નીવ,
નમાનદ કસે જાવેદા દરજહા
મગર દાદગર દાવરે ગેબદા"

અર્થ—આ બેચાર દીવસની દુનીયામા તુ પણ બેચાર દીવસનો છે અને એ બે ચાર દીવસના મામલા સારૂ તારે શુ કામ ગજ કરવો જોઇયે ? રૂસ્તમ, ઝાલ, અને સામ જેવા નામદાર ઇરાની પ્હેલવાનો કયા ગયા ? ફરામરોઝ, સોહરાબ ગોદરેઝ અને ગેવ જેવા શુરા વીરોનુ શુ થયુ ?

**આ જહાનમાં કોઇ હમેશા જાવેદાન રહેતું નથી ફક્ત ગેબનો જાણનાર દાદગર ખુદા તેજ જાવેદાન રહે છે**

માણસ જ્યારે પોતાની જીંદગીમા કોઇ અણધારેલી આફતમા સપડાય છે અથવા બીજા લોકો ઉપર દુનીયાના દુખના સપાટા આવી પડેલા તે જુવે છે ત્યારે તેને ખ્યાલ ઉતપન્ન થાય છે કે આ શુ કામ બન્યુ હશે કેટલીકવાર વિચાર કરતા મોટા મોટા પુરૂષોને એ દુનીયા છોડી દઇ એક ગોશે બેસી જવાનુ મન થયુ છે ૧૮૫૭ ના બળવામા કેટલા માણના બેગુનાહ માર્યા ગયા તે દેખાવ જોઇ રાય શાલીગ્રામ સાહેબ બહાદુર જે નોર્થ વેસ્ટર્ન પ્રાનના પોસ્ટમાસ્તર જેનરલ હતા, તેમનુ મન આ દુનીયા ઉપરથી ઉઠી ગયુ હતુ

It seems that the horrors of the mutiny in 1857 made a deep impression on his (Rai Shaligram Bahadur's) mind He saw thousands of men, women and children butchered before his eyes, the rich reduced to poverty, the poor raised to unexpected and undeserved wealth, so that the idea of the world's impermanent and transient nature took complete possession of him and

estranged him from all that had formerly enlisted his interest and occupied his energies" (Maxmuller's Life of Ramakrishna, Page 20)

જ્યારે તેમણે તે અગાઉના વખતે હજારો મરદો, સ્ત્રીઓ અને બચ્ચાને પોતાની નજર આગળ કતલ થતા જોયા, તવંગરોને એકદમ મુફલેસીમા આવતા અને કંગાલોને અણઘટતી રીતે તવંગર થતા જોયા ત્યારે આ દુનીયાની નાપાયદારીનો મજબુત ખ્યાલ તેમના મનમા ઠસી ગયો અને દુનીયાદારી તરફ તેમને અભાવ ઉત્પન્ન થયો

ગૌતમ બુધ, બોધ ધર્મનો સ્થાપક, રાજાનો એકજ પુરો બેટો હતો પણ દુનીયામા એક બીમાર ભીખારીને ભીખ માગતો જોઇ અને એક માણસને મરતા જોઇ, આ બનાવો શા કારણથી બનતા હશે તે જાણવાની જીજ્ઞાસા થવાથી, તેણે પોતાના બાપનુ ઘર તજી, ફકીરી લઇ, સન્યાસ લીધો હતો

હઝરત ઇબ્રાહીમ અદહમ બલખ શહેરના બાદશાહ હતા[1] તે ઘણા પરહેજગાર હતા એક રાત્ર સ્વપ્નામા જુવે છે કે એક માણસ તેમના મહેલના છાપરા ઉપર [illegible] લઇને ફરે છે તેને પુછયુ કે છાપરા પર શુ શોધે છે? તે માણસે જવાબ દીધો કે મારુ ઉંટ ખોવાયુ છે તે શોધુ છુ બાદશાહે કહ્યુ, બાબા, છાપરા ઉપર તે ઉંટ જડતુ હશે? તે પુરુષે જવાબ દીધો "મારાથી મોટા મુર્ખા તો તમે છો કે રાજ વૈભવમા ખુદા ગોતો છો" આ સ્વપ્નાની બાદશાહ ઉપર એટલી બધી અસર થઇ કે તેમણે તુરત પોતાનુ રાજપાટ છોડી દીધુ અને ફકીરી લીધી

જેમ કેટલીક વાર આવા બનાવોથી માણસનુ દીલ ખુદા તરફ અને ખુદાઇ જ્ઞાન મેળવવાના રસ્તા તરફ જાય છે તેમ કેટલીક વેળા માણસ ધર્મની કીતાબો વાંચીને તે જ્ઞાનનો પ્રત્યક્ષ પુરાવો મેળવવાની આશાએ એ રસ્તા તરફ દોરાય છે બંગાળાના શ્રી રામકૃષ્ણ પરમહંસ જેઓ હીંદુઓમા શ્રીકૃષ્ણનો અવતાર મનાય છે, તે પહેલા મંદીરમા પુજારી હતા દરરોજ દેવીની મુર્તી સામે પુજા કરતી વખતે તેમનો ખ્યાલ થતો કે આ પુજા દેવી અથવા મહાકાળી જેમની મુર્તી સામે તેવો બંદગી કરતા હતા તે સાંભળે છે કે નહી એ ખ્યાલમા ને ખ્યાલમા દેવીને કહયા કરતા કે તુ મને જાહેર દેખાવ દે આખરે તેઓ મહાપદે પોહોચ્યા હતા

મ્હાન પેગમ્બર સાહેબ જરથુસ્ત્ર પોતે અહુનવર ગાથાના ૩૦મા હાના સાતમા ફકરામા કહે છે —

---

૧ આ સુલતાન પીર કાયમદીન બાવા સાહેબના એક વડીલ હતા

મે જઓતા અષા એરેજૂશ હુવો,
મન્યેઉશ્ આ વહિશ્તાત્ કયા,
અહુમાત્ અવા મનંઘૂહા યા,
• વેરેજ્યે ઇધાઇ મન્તા વાસ્તરયા,
• તા–તોઇ ઇજયા અહુરા મજદા,
દરશ્તો ઇશ્ચા હેમ પરશ્તો ઇશચા.

એટલે ખાલેસ પરસ્તેશ (બંદગી) કરનાર તરીકે રાસ્તીની મારફતે તથા ઘણીજ નેક નયતથી, અય હોરમજદ, તને હુ પોતે હરદમ યાદ કરૂ છુ, કે તેથી ( મારી ) મુરાદ મુજબ ધારેલુ કામ હુ પાર પાડુ તારાથી, અય હોરમજદ ! આ બે ચીજ હુ માગુ છુ–૧ તારા દર્શન ૨ દીન બાબત તારી સાથે વાતચીત

સ્વામી વિવેકાનંદ, જેમણે ઇગ્રેજી કેળવણીનો પુરેપુરો લાભ લીધો હતો, તેઓ ઉમરે પુગ્યા પછી દરેક મહાત્માને જઇ એજ સવાલ પુછતા કે "તમે ખુદાને જોયો છે?" પ્રખ્યાત કવી રબીનદ્રનાથ ટાગોરના પિતાજી પાસે જઇને પણ તેમણે એજ સવાલ કર્યો હતો તેના જવાબમા ફક્ત તેઓજ એટલુ બોલી શકયા કે છોકરા તારી આખો યોગીની આખો છે તે પછી સ્વામી વિવેકાનંદે તેમના ભવિષ્યના ગુરૂ શ્રીરામકૃષ્ણ પરમહસને પણ એજ સવાલ કર્યો "મ્હાશય, તમે ખુદાને જોયો છે?" તેમણે જવાબ દીધો "હા જેવી રીતે હુ તને જોઉ છુ, તેવીજ તરેહ, પણ આ શરીરની આખોથી નહી વળી હુ તને પણ ખુદાના દર્શન કરાવી શકીશ" એમ કેટલાક મહાપુરૂષોને ખુદાઇ જ્ઞાન મેળવવાની કુદરતી ખાહેશ થાય છે તેમાના કેટલાક ફક્ત જ્ઞાન મેળવવા પછી પોતાનીજ મુકતી મળી એટલાથી સતોષ માની બેસી રહે છે પણ કેટલાક આ દુનીયાના જીવોને પણ પોતાના જ્ઞાનનો લાભ આપે છે પહેલાઓને જીવનમુકત કહે છે અને છેલ્લાઓને આચાર્ય અથવા ગુરૂ કહે છે, જે પોને જીવનમુકત પણ છે અને બીજાઓને જીવનમુકત કરી શકે છે નુરે રોશનના કર્તા, શાહ કાયમદીન બાવા આવાજ આચાર્ય અથવા સદગુરૂ હતા અને એનો અચુક પુરાવો એમના પરહેજમના શિષ્યોના ભજનો છે અભણ માણસો ફક્ત પોતાના ગુરૂએ જે ભકતી માર્ગ દેખાડયો તે રસ્તે ભકતી કરી ખુદાની એકતા એટલે તૌહીદને પુગ્યા, અને પોતે જીવનમુકત થયા તથા ખુદાઇ જ્ઞાનનો ચોખ્ખો અનુભવ થતા પોતે જોશમા આવી જ્ઞાન અને ભકતીથી ભરપુર ભજનો લખી ગયા એથી વધુ પુરાવો આ બાબદનો શુ હોઇ શકે?

# તૌહીદ.

ઉપર લખ્યુ છે કે એમના શિષ્યો તૌહીદને પુછ્યા હતા **તૌહીદ** એટલે શું ? તૌહીદનો અર્થ ખુદાની એકતા એટલે ખુદા એકજ છે એમ માનવુ એટલુજ નહી પણ તેનો પ્રત્યક્ષ ખરેખરો અનુભવ થવો એ અનુભવ થતી વખતે માણસ જુવે છે કે તે પોતે ખુદાનોજ અંશ છે. વેદાંતનુ વાક્ય "અહં બ્રહ્માસ્મી", "તત્વમઅસી" સર્વ જગાએ બ્રહ્મ છે, તુ તે પોતે છે એનો અનુભવ થાય છે

જીસસ ક્રાઇસ્ટે (હ૦ ઇસાએ) કહ્યુ હતુ કે "I and my Father are one He that hath seen me hath seen the Father" એટલે હુ અને મારો ખુદા એકજ છીએ જેણે મને જોયો તેણે ખુદાને જોયો

મન રાઆની ફકદ રાઅલ-હક એટલે જેણે મને જોયો તેણે ખુદાને જોયો એમ પેગમબર હઝરત મોહમદ ( સ૦ અ૦ વ૦ ) પણ ફરમાવી ગયા છે

• મનસુરે હલ્લાજ નામના એક મહાન નુરી થઇ ગયા છે તેમને જ્યારે એ જ્ઞાન થયુ ત્યારે તેઓ જાહેર રીતે બોલવા લાગ્યા કે " અનલહક ' હુ ખુદા છુ

નીસ્ત હસ્તી મગર યઝદાન, એટલે ખુદા સીવાય બીજુ કોઇ નથી, એ જ્ઞાન કેટલાકને અનુભવવા ગમે છે તે લોકો વાસ્તે વેદાંત તથા આવી કીતાબો લખાયલી છે ઘણા લોકો કહેશે કે " હમે જાણીયે છીયે કે ખુદા સર્વવ્યાપક છે " પણ એ કહેવુ એક ચીજ છે અને અનુભવવુ બીજી ચીજ છે આપણે જાણીયે છીયે કે ખુદા સર્વ ઠેકાણે હાજર છે, છતા ચોરી કરતા ખરાબ કર્મ કરતા એકલા હોઇયે તો અટકતા નથી, પણ બીજો માણસ હાજર હોય તો તરત અટકી જઇએ છીએ એટલે આપણે ખુદાથી નહી ડરતા તે માણસથી ડરીયે છીયે પરતુ જે લોકોને ખુદા બધે હાજર છે એવો અનુભવ થયો છે તેમની નજર સામે હમેશા ખુદા રહેવાથી તેઓ એવુ કામ કરતા નથી હવે એ અનુભવ કેવી રીતે થાય ? નુરે રોશનમા કહેલુ છે કે —

**સાહેબ એસા હે સમરથ-ખેલ ખેલે સબ આપહી ઘટ,**
**જીસપર મહેર કરમકી નજર કરે-ઉસે તોહીદ ઇલમકી સમજ પડે,**
**મીલાવે ઉસે મુરશીદ કામીલ-નહી દીદારકા હોવે હાસીલ.**

ખુદા દરેક ઘટમા છે એ તોહીદના ઇલ્મની ખબર ખુદા મહેરની નજર કરે તો થાય છે તેને મુરશીદે કામીલ એટલે પુરો સદગુરૂ મેળવી આપે છે જે તેને ખુદાના દીદારમા દર્શન કરાવે છે આવીજ તરેહ ગીતામા પણ કહયુ છે -**यमे वैष वृणुते तेन लभ्यस्त स्यैष आत्मा पिवृणुते तनु स्वाम्** તેજ માણસ તેને પોહોચી શકે છે જેની ઉપર તેની પસદગી ઉતરી હોય. તેનેજ આત્મા પોતે શુ છે તે જાહેર કરે છે

---

# મુરશીદે કામીલ અથવા ગુરૂ.



એક માણસેને ખુદાઇ જ્ઞાન મેળવવાની ઘણીજ આતુરતા થાય તે પછી તેના સાધન ખુદા કુદરતી મોકલી આપે છે તે સાધનોમા એક સદ્‌ગુરૂ પણ છે હવે કોઇ કહેશે કે સદગુરૂની શી જરૂર છે? હમને કુદરતી રીતેજ ખુદા મળશે તો એ તેમનો ખ્યાલ તેમને મુબારક છે પણ જે જે મહાત્માઓ થઇ ગયા તે બધાનો પણ ગુરૂ કર્યા વગર છુટક થયો નહોતો તો પછી સાધારણ માણસની તે શી વાત? શ્રી રામકૃષ્ણ પરમહસ, જે કેટલાક હીંદુભાઇઓમા એક અવતાર રૂપ મનાય છે તેમને પણ નિર્વિકલ્પ સમાધિની હાલતે પુગવા, એટલે કે નિરંજન નિરાકાર રૂપે ખુદાના દર્શન કરવા તોતા પુરી નામના ગુરૂ કરવા પડયા હતા સ્વામી વિવેકાનદ એ શ્રી રામકૃષ્ણ પરમહસના ચેલા હતા કબીર સાહેબે રમાનદ નામના મહાત્માને ગુરૂ કર્યા હતા કેટલાક લોકો એવો વિચાર ધરાવે છે કે આપણે નેક ચલણ રાખવુ પરહેઝગારીથી ચાલવુ, જુઠ્ઠુ ન બોલવુ, દગાબાઝી ન કરવી, પરાઇ ઓરત ઉપર નઝર ન નાખવી, એવી રીતીએ ચાલીયે એટલે મુરશીદની જરૂર રહે નહી, કેમકે જે મુરશીદ શીખવે તે મુજબ તો આપણેજ ચાલીયે છીયે પણ એ ખીયાલ દુરસ્ત નથી, કારણકે જ્યા સુધી ઇનસાન કોઇ ખાસ ચીજનો પાબદ થતો નથી ત્યા સુધી પુરો-કામિલ થઇ શકતો નથી કોઇ બી શખસ ગુરૂ વગર ગમે તેવી પરહેઝગારી પાળતો હોય પણ તેને હમરાહ શેતાન એટલે પોતાની નફસાનીયત કોઇપણ વખત નીચે નાખે એવો ભય હમેશા રહે છે ગુરૂ હમેશા ચેલાના દીલના ખ્યાલની નેગેહબાની રાખે છે જો એક બકરી એવો ખ્યાલ કરે કે "મને ભરવાડની શી જરૂર છે, હુ પોતે જગલમા જઇ ચારો ચરૂ છુ, મારા પોતાને પગે ચાલી જાઉછુ અને પાછી ઘેર આવુ છુ, હુ પોતે ચારો શોધી મારા દાતે તોડુછુ અને ચાવુ

છું, પાણી બી મારે મોહેથી પીઉ છુ, તો ભરવાડને મારા ઉપર સરદારી કરવાનો શો હક છે ' તે શુ કરવા હાથમાં ડાગ લઇ મારા સાથે અહીથી તહી ફર્યા કરે છે ?" તો એ બકરીના ખ્યાલ ભુલ ભરેલા છે કારણકે ભરવાડ આગળ પાછળ જોઇ જયા ઘણો ચારો હોય છે ત્યા . બકરીને લઇ જાય છે ને બકરી તે ખાઇને પોતાનુ પેટ ભરે છે જો ભરવાડ નહી હોય તો બકરીમા એટલી તાકત નથી કે સૌથી વધારે ચારો કયા છે તે શોધી કાઢી પોતે ત્યા જાય, વળી પાણીની જગા સુધી પણ બકરીને ભરવાડજ લઇ જાય છે સૌથી અગત્યની વાત તો એ છે ભરવાડ હાથમા ડાગ લઇ સવારથી રાત સુધી બકરીની રખેવાળી કરે છે કે કોઇ વાઘ, વરૂ કે જગલી જાનવર તેની ઉપર હુમલો કરે નહી

આવીજ તરેહ ગુરૂ અથવા મુરશીદ મુરીદોની (ચેલાઓની) નેગેહબાની કરે છે ગુરૂ વગરના માણસની હાલત ભરવાડ વગરની બકરી જેવી છે તે ભલે નદી કીનારે લીલુ ઘાસ ચર્યા કરે પણ હમેશા તેને ફીકર રહે કે રખે રસ્તો ભુલી જવાય અને એવી જગાએ જવાય કે જયા ઘાસ પાણી નહી હોય, અથવા વાઘ, વરૂ વગેરે ફાડીખાનારા જાનવરો તેને ફાડી ખાય તેથી ગુરૂ અથવા •મુરશીદ કરવાની જરૂરત છે

માણસની હસ્તીના બે હીસ્સા છે (૧) જીસ્માની (શારીરીક) અને (૨) રૂહાની ( અધ્યાતમીક ) જેવી રીતે જાહેરની તજવીજો કરી આપણે શરીરની સફાઇ રાખીયે છીયે તેવીજ તરેહ રૂહની સફાઇ કરવાની પણ તજવીજ કરવી જોઇયે છે જેવી તરેહ આપણા શરીરના બાહેરના ભાગો ( હવાસે ખમ્સા ઝાહેરી ) સાફ કરવાની જરૂરત છે તેવીજ તરેહ અદરની ખસલતો ( હવાસે બાતેની )ને સાફ કરવાની પણ જરૂરત છે અને તે મુરશીદ વગર થઇ શકતી નથી એક કટાયલા વાસણને સાફ કરવા જેમ કલાઇગરની જરૂર છે તેવીજ તરેહ દુનીયાવી માણસને પોતાની રૂહ ઉપરના માયાના કાટનો પડ નાબુદ કરવા મુરશદની જરૂર પડે છે મુરશીદ વગર "ઇલ્મે બાતીન"ની ખબર પડી શકતી નથી અફલાતુન ( Plato ) ઘણો મોટો ફીલસુફ હતો પણ તેણે જોયુ કે ગુરૂ વગર જ્ઞાન મળતુ નથી તો અરસ્તો (-Aristotle )ને ગુરૂ કર્યો હતો, કારણકે જેવી રીતે કેટલાક માણસને શરીરનુ બળ હોય છે તેવી રીતે કેટલાક માણસોને આત્મીક બળ ( રૂહની તાકત ) હોય છે, અને તે તાકત મેળવવા સારૂ જે જે કાયદા કાનુંનો જાળવવા પડે છે તે ગુરૂ અથવા મુરશદ બતાવી શકે છે શરીરનુ

જોર મેળવવાનાં કાયદા પાળવાથી માણસનું શરીર આસ્તે આસ્તે બળવાન થાય છે તેવી તરેહ આત્મીક કાયદા પાળવાથી રૂહ બળવાન થાય છે જેવી તરેહ એક ડાકટર કે વૈદ દરદીની હકીકત જોઇ તેની દવા આપે છે તેવી તરેહ ગુરુ તેના ચેલા ( મુરીદ )ની હાલત જોઇ તેના નફસને સાફ કરવા તેને તઆલીમ આપે છે.

હઝરત અલી ( ક૦ અ૦ વ૦ ) ફરમાવી ગયા છે કે "મન અરફા નફસહુ ફકદ અરફા રબ્બહુ " ( જેણે પોતાના નફસ ને પીછાન્યો તેણે ખુદાને પીછાન્યો ) હવે માણસ ડાકટરની મદદ વગર પોતાના શરીરના ભાગ કયા છે અથવા તેમા શું છે તે પીછાની શકતો નથી તો તે રૂહાની ડાકટર અથવા ગુરૂ વગર "નફસ" કેવી રીતે પીછાની શકવાનો હતો ?

જેવી તરેહ ઝાહેર ઇલ્મ શીખવાનો પણ એક ખાસ તરીકો હોય છે જે વગર તે જ્ઞાન મળી શકતુ નથી તેમ એ રૂહાની જ્ઞાન શીખવાના પણ ખાસ તરીકા છે હઝરત મુસા (અ૦ સ૦ )ને રૂહાની જ્ઞાન મેળવવા હઝરત ખીઝરને રહેબર ( મુરશીદ ) કરવા પડયા હતા "સહી બોખારી"ની હદીસમા છે કે એક વખત હઝરત મુસા બની ઇસરાઇલના એક મોટા ટોળા આગળ વાએજ કરતા હતા તેવામા એક શખસે સવાલ પુછયો કે " અય મુસા, દુનીયામા તમારેથી કોઇ મોટો ઇલમવાળો માણસ છે "? મુસાએ ના કહયુ ખુદાતઆલાને મુસા અ૦ નો આ દાવો બહુ નાજાયઝ લાગવાથી તે વખતે તેમને ગેબથી જવાબ ( વહી ) મળ્યો કે "ઓ મુસા, મારો એક બીજો બી બંદો છે જેનો ઇલ્મ તારેથી વધારે છે તુ તેની પાસે જા' પછી હઝરત મુસા હઝરત ખીઝર પાસે ગયા તેનુ વર્ણન કુરાન શરીફની તફસીરોમા કરેલુ છે મુસા (અ૦,ને મજમઉલ બેહરૈન ( બે દરીયાના સંગમ ) સુધીની મુસાફરી હઝરત ખીઝરની શોધમા કરવી પડી હતી અને હઝરત ખીઝર પાસેથી તેમને જ્ઞાન મળ્યુ તેની સાબેતી કુરાન શરીફની આયતોમા મોજૂદ છે

કુરાન શરીફમા કેટલીક જગાએ મુરશીદનો અર્થ વલીનો થાય છે તેમા ખુદાયે ફરમાવ્યુ છે કે જેને ખુદા હીદાયત કરે છે તેનેજ હીદાયત થાય છે અને જેને તે ગુમરાહ કરે છે તેને કોઇ હીદાયત કરી શકતુ નથી એ આયત પર વિચાર કરનાથી મુરશદની જરૂરત કેટલે દરજ્જે છે તે માલમ પડે છે એટલાજ ઉપરથી સૂફીઓએ કહ્યુ છે કે " મલ્લા શએખ લહુ ફી રશએખહુશ શૈતાન" (જેને મુરશીદ નથી તેનો મુરશીદ શૈતાન છે )

ગુરૂ શુ કામ કરવો પડે છે તે સ્વામી વિવેકાનંદે નીચે પ્રમાણે સમજાવ્યું છે —

Then another thing is necessary and that is the coming in direct contact with the Mahapurushas, and thus moulding our lives according to those of the great souled ones who have reached the goal. Even disgust with the world and a burning desire for God are not sufficient Initiation by the Guru is necessary. Why ? Because it is the bringing of yourself into connection with that great source of power, which has been handed down through generations, from one Guru to another, in uninterrupted succession The devotee must seek and accept the Guru or spiritual preceptor, as his counsellor, philosopher, friend and guide In short, the Guru is the *sine qua non* of progress in the path of spirituality. (Complete Works, Vol III, Page 452)

**અર્થ**—એક બીજી ચીજ જરૂરની છે અને તે એ કે મહાપુરૂષો સાથે સમાગમમા આવવુ જે મહાપુરૂષો કમાલીયત-સપુર્ણતાને પોહોચેલા હોય તેમની સગતની જરૂર છે દુનીયાથી કટાળો આવ્યો હોય અને ખુદાઇ ગ્નાન મેળવવા સારૂ ગમે તેટલી આતુરતા હોય છતા ગુરૂ કરવાની જરૂરજ છે તેનો સબબ શુ ? તે એ કે ગુરૂ દર ગુરૂ ચાલી આવેલી જે શક્તી-રોશની તે લોકોમા છે તે શક્તી સાથે સમાગમમા આવવાથી તે શક્તીનો લાભ તમને મળે ગુરૂને પોતાના સ્નેહી, રહેબર, ફીલસુફ અને સલાહકાર તરીકે કબુલ કરવાનુ અવશ્ય જરૂરનુ છે

વળી બીજે ઠેકાણે તેઓ લખે છે કે:—

The soul can only receive impulse from another soul, and from nothing else The inadequacy of books to quicken spiritual growth is the reason why, although almost every one of us can *speak* most wonderfully on spiritual matters, when it comes to

action and the living of a truly spiritual life, we find ourselves so awfully deficient To quicken the spirit, the impulse *must* come from another soul.

એટલે એક જીવને બીજા જીવ તરફથીજ રૂહાની તાકાત–ચૈતન્ય મળી શકે છે ચોપડીઓથી મળી શકતુ નથી દાખલા તરીકે આપણને જો બોલવા કહ્યુ હોય તો ધર્મ સબંધી બાબદ ઉપર ઘણી સારી રીતે બોલી શકીયે પણ એક ધર્મીષ્ટ જીદગી ગુજારી શકતા નથી ચૈતન્ય, એક જીવતા આદમી તરફથીજ આપણને મળી શકે છે

સુફીવાદમા પણ ગુરૂ એટલે પીર કરવા માટે એવીજ મજબુત ભલામણ કરેલી છે મોલાના જલાલુદ્દીન રૂમી સાહેબે મસ્નવીના પહેલા દફતરમાં નીચેની હદીસ ઉપર એક વ્યાખ્યાન કર્યું છે —

કા૦ ન૦ અ૦ એઝા તકરરબ નનાસો એલા ખાલેકેહીમ બે અનવાઇલ બીરરે–ફ–તકરરબ એલલ્લાહે–બીલ–અકલે વસ સીર્રે તસબેકો હુમ બીદદરજાતે વઝ ઝુલફા ઇનદન નાસે વ ઇનદલ્લાહે, ફીલ આખેરહ ( આનો તરજુમો રૂમી સાહેબે કવીતામા આપ્યો છે કે )

ગુફ્ત પયગંબર અલીરા કય અલી,
શેરે હકકી, પહેલવાની પુર દીલી,
લેક બર શેરી મકુન હમ અએતમીદ,
અદર આ દર સાયયે નખ્લે ઉમીદ
હર કસી ગર તાઅતી પીશ આવુરદ,
બહેર કુર્બે હઝરતે બીચુન વો ચદ,
તુ તકર્રુબ જુ બઅકલો સીર્રે ખીશ,
નય ચુ ઇશાન બર કમાલ વર ખીશ.
અદર આ દર સાયએ આ આકેલી,
કેશ નતાનદ બુર્દ અઝ રાહ નાકેલી,
* * * *
યા અલી અઝ જુમલએ તાઆતે રાહ,
બસ ગુઝીન તુ સાયએ ખાસે ઇલાહ
* * * *
ચુ ગીરફતી પીર હૈન તસલીમ શવ,
હમ ચુ મુસા ઝેરે હુકમે ખીઝર રવ

**અર્થ**—પેગમ્બર સલ્લમે હઝરત અલી ( ક૦ વ૦ )ને કહ્યુ કે તુ ખુદાનો સીંહ અને બહાદુર પહેલવાન છે પણ તારી પહેલવાની ઉપર બેસી રહેતો ના, પણ કોઇ ખુદાના બંદા એટલે પુરા કામેલ શખસના આશરા હેઠળ જજે લોકો ખુદા પાસે ગમે તો પોતાની બંદગીથી જવા માગતા હોય પણ તું ખુદા પાસે કોઇ આકેલ માણુસના સાયા હેઠળ રહીને જજે

અય અલી, ખુદાની બંદગીના બધા રસ્તામા તુ કોઇ ખુદાના આશકના સાયા હેઠળ રહેવાનુ પસંદ કરજે

અને પછી જ્યારે પીર કરે ત્યારે જેવી રીતે મુસા અલેહીસ સલામ હઝરત ખીઝરના તાબેદાર થઇને રહયા હતા તેવી રીતે તુ પણ રહેજે.

વળી બીજે ઠેકાણે કહ્યુ છે કે —

રવ બજુ યારે ખુદાઇરા તુ ઝુદ,
ચુ ચુનાન કર્દી ખુદા યારે તુ બુઅદ.

એટલે જા અને જઇને ખુદાના આશકને તુ શોધી કાઢ તુ જ્યારે એમ કરશે ત્યારે ખુદા તારો દોસ્ત થશે

પીર શુ કામ જરૂરનો છે તે મૌલાના રૂમ સાહેબની આ નીચેની લીટીઓથી સમજ પડે છે —

પીર રા બગુઝીન કે બેપીર ઇં સફર,
હસ્ત બસ પુર આફતો ખોફો ખતર,
ગર ન બાશદ સાયએ પીર અય ફુઝુલ,
બસ તોરા સર ગશ્તે દારદ બાગે ગુલ.
અંદર આ દર સાયહે આ આકેલી,
કસ ન શાયદ બુર્દ રાહ અઝ નાકેલી,
ઝીલ્લે ઉ અંદર ઝમીન ચું કોહે કાફ,
રૂહે ઉ સીમુર્ગ બસ આલી તવાફ
ગર તુ સંગે ખારા વ મરમર શવી,
ચું બસાહેબ દીલ રસી ગૌહર શવી;
હમનશીની સાઅતી બા અવલીયા,
બેહતર અઝ સદ સાલે તાઅત બેરયા.

હુર કે ખાહદ હમ નશીની બા ખુદા,
ગો નશીન અંદર હુઝુરે અવલીયા.

**અર્થ**—માથે પીર કરજે કારણ કે ખુદાઇ રાહની સફરમા ઘણી આફત, દેહશત અને જોખમ છે તેથી જો તારે માથે કોઇ પીરનો છાયો નહી હશે તો કોળના અવાજથી તુ ઘણો ગભરાશે આકિલ એટલે અક્કલ વાળા પીરનો સાંયો પકડજે કારણ કે જુદા ગુરૂથી રસ્તો મળશે નહી આ જમીન ઉપર સાચ્યા ગુરૂનો સાયો તારે માથે કોહે કાફ–પર્વતના જેવો છે અને તેનો રૂહ–આત્મા સીમુર્ગની માફક છે તુ પથરો હશે તોબી તે સાહેબે દીલ (મહાત્મા)ની મહેરબાનીથી જવાહેર–હીરો થશે અવલીયાની પાસે એક ઘડી તુ બેસશે તો તે સગતની કિમત સો વરસની ઇબાદત જેવી થશે, જો ખુદા પાસે બેસવા માગતો હોય તો તુ અવલીયાની પાસે જઇને બેસ

એવીજ તરેહ જે જે મહાત્માઓ મહાપદે–મરતબાને–પહોચ્યા છે તે ગુરૂ કરવાની જરૂરીયાત ઉપર ભાર મુકે છે કબીર સાહેબ કહી ગયા છે કે—

રામ કૃષ્ણુસે કો બડા, ઉનહી તો ગુરૂ કીન,
તીન લોકકે જો ધણી, વોભી ગુરૂ આગે આધિન
કર્મરેખ સબહિન પર છાજા,
કહા રામ કહા રાવણ રાજા
કર્મ ફાસ છુટે નહી, કે તો કરો ઉપાય,
સદગુરૂ મિલે તો ઉબરે, નહિ તો પરલય જાય.

હવે સતગુરૂ અથવા પીર કરવામા જોવાનુ એ છે કે ગુરૂ કાચો અથવા ઠગારો નહી હોય, જેમ સ્વામી વિવેકાનદ કહી ગયા છે તેમ There are still greater dangers in regard to the Guru There are many who, though immersed in ignorance, yet in the pride of their hearts, fancy they know everything and not only do not stop there, but offer to take others on their shoulders; and thus the blind leading the blind, both fall into the ditch (Bhakti Yoga) કેટલીક વખત અજ્ઞાન ગુરૂ કરવામા મોટો જોખમ છે કેટલાક અજ્ઞાન પુરૂષોએ કાઇ જ્ઞાન મેળવેલુ હોતુ નથી

પણ તે લોક મગરૂરીમા એમજ સમજે છે કે તેમને બધુ જ્ઞાન થઇ ગયુ છે એટલેથી નહી અટકતા બીજાઓને પોતાની ખાંધ ઉપર બેસાડી તેમને ભવસાગર તેરાવવાની તેઓ કોશીશ કરે છે અને આંધળા આંધળાને દોરતા હોય તેમ બન્ને ખાડામા પડે છે જેવી રીતે એક ઉપનિષદમા કહેલુ છે

**अ विद्या या मन्तरे वर्तमाना स्वयंधीराः पण्डितम्मन्यमाना ।**
**अ हन्यमाना परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः ॥**

એટલે અંધકારમા રહેનારા બેવકુફો, પોતાના ગર્વમા, કાલ્ટના જ્ઞાનથી ફુલાઇ જઇ એક આંધળો માણસ બીજા આંધળા માણસને રસ્તો દેખાડતો હોય તેમ ગોળ ગોળ આટા ફર્યા કરે છે

કબીર સાહેબ પણ એવીજ સલાહ આપે છે —

પુરા સતગુરૂ ના મીલા, રહા અધુરા શીષ,
સવા ગજ ટીકા પેહરકે, ઘર ઘર માગે ભીખ
પુરા હી સતગુરૂ બીના, પુરા શીષ ન હોય,
ગુરૂ લોભી શીષ લાલચી, તાતે દુની દાઝ ન હોય
કચ્ચે સેતી મત મીલો, પકકે સેતી ધ્યાન;
કચ્ચે સેતી જો મીલો, હો તન મન ધનકી હાન

મઉલાના રૂમી સાહેબે પણ કહ્યુ છે કે —

અય ફીગાન અઝ યારે નાજીન્સ અય ફીગાન,
હમ નશીને નીક જુઇદ અય મીયાન
આન જલીસ અલ્લાહ ગશ્ત આન નેક બખ્ત,
કે બ પહેલુએ સઇદી બુદ રૂખ્ત
યારે બદ જાનત સીતાનદ અય સલીમ,
યારે બદ આરદ સુયે નારે હજીમ

એનો હીંદી તરજુમો નીચે મુજબ છે —

છોડ કુસંગી સે તું પ્યાર, સચ્ચા સંગી ખોજો યાર
જીને કીયા સતગુરૂકા સંગ, સત પુરૂષકા પાયા રંગ
જુઠે ગુરૂકા જો સંગ લાએ, નરક પડે ઔર અતી દુઃખ પાએ.

નુરે રોશનમાં પણ એમજ લખ્યુ છેઃ—

કાયમદીન ખલક કયા કરે, પકડા અધેકા સાથ,
પીર આપ ભુલે પડે, ચેલા કયું પાવે બાટ "

કહેવાની જરૂરત નથી કે માણસ ગમે તે જાતનો હોય તોપણ તે માલેકની ભકતી કરનાર હોય તો તે મોટા પદે પોહોચે છે અને ગુરૂ થવાને લાયક ગણાય છે પ્રીતમદાસ નામના ભગતે કહ્યુ છે કે—

હરી ભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાય,
તનના તાપ ટળે, જન્મ મરણના સંકટ સર્વે જાય–ટેક
શુકજીનુ મૂળ જુવો શોધી, સજનો ઘાતી ને પશુ રોધી,
થયા આપે ઇશ્વર અક્રોધી, હરી ભજન થકી... ૧
જુવો વાલ્મિકની વાત ખરી, જેણે દર્ભશાળામાં દેહ ધરી,
જેણે સત કોટી રામાયણ કરી, હરી ભજન થકી . ૨
જુવો એકલશ્રંગી હરણીના, વ્યાસ મુની વણ પરણીના,
જુવો સુત પુરાણી કોણ કરણીના, હરી ભજન થકી ...૩
જુવો દાસી સુતથી શું હીણપણું, વળી પુન્ય પવિત્ર ચરિત્ર ઘણું,
થયા નારદ મન ગોવીંદ તણુ, હરી ભજન થકી.........૪
જુવો માડવ્યની મેંડકી માતા, જુવો વશિષ્ટ વેશ્યા વિક્ષાતા,
જુવો ચતુરાનન પંકજ જાતા, હરી ભજન થકી.... ..૫
જેમ મધ્યમ જળ ગંગામાં ભળે, તેતો ગંગા સરખુ થઇ ફળે,
જેમ પારસ સ્પર્શે લોહ ટળે, હરી ભજન થકી.. .. . ૬
એમ જાત ભાત સઉની જાણી, હરિ ભજે તે હરી સરખા પ્રાણી,
કહે પ્રીતમ ઓળખો એધાણી, હરી ભજન થકી . ...૭

**અર્થ**—માલિકની બંદગી કરવાથી ગમે તેવા નાદના હોય એટલે નીચ જ્ઞાતીના હોય તોપણ તે સઉથી મોટા-ઉંચા ગણાય છે માલીકની બંદગીથી તેમના તનના (ત્રીવિધી) તાપ ગમે તેવા હોય તે ટળી જાય છે તથા તેમના જન્મ મરણના દુઃખ-સંકટ સર્વ નાશ પામે છે શુકદેવજી મહાત્મનું મૂળ આપણે જોવા જઇએ તો તે પોપટીમાથી પેદા થએલા હતા અને સજનો એ જાતનો કસાઇ હતો તોપણ માલીકની બંદગી કરવાથી બંને મોટા ગણાઇ ગયા છે. વાલ્મિક રૂપી દર્ભની ઝુપડીમાં જીવને ત્યાં

અનાર્ય કુળમાં જન્મ્યા હતા એવા પુરૂષે રામાયણ જેવું પુસ્તક રચ્યું છે જેને આખું હીંદુ આલમ માને છે એકલવ્ય ગીરૂષી હરણીના પેટે પેદા થયા હતા અને વ્યાસજી મુની કુવારી માછણ "મછગન્ધા"ને ગર્ભ રહી જવાથી પેદા થયા હતા તે ઉપરાંત ગુનપુરાણી મહાત્મા ક્ષત્રી કુળની સ્ત્રી અને વૈસ્ય કુળના પુરૂષથી પેદા થયા હતા અને વ્યાસ મુનીના શિષ્ય હતા તેમણે પણ કરણી વડે ઋષીપણું પ્રાપ્ત કર્યું છે નારદજી દાસીપુત્ર હતા આથી હલકું કુળ બીજું કયું હોઇ શકે? તોપણ તે પોતાના પુણ્ય અને ચારિત્રથી વિષ્ણુ ભગવાનના મનના વાળા ગણાય છે માંડવ ઋષી મેડકી-દેડકીમાંથી પેદા થએલા છે એટલે મેડકી પુત્ર કહેવાય છે અને રામચંદ્રજીના ગુરૂ વશિષ્ઠ ઋષી ગુણિકા-વેસ્યાના પેટથી પેદા થવાથી વેસ્યાપુત્ર ગણાય છે, અને બ્રહ્મા કમળમાંથી અધર પેદા થયા છે તોપણ માલીકની મહેરબાનીથી પોતાની કરણીના લીધે મોટા ગણાઇ ગયા છે જેમ ગંગા ઉપરનું વહેતું પાણી ગંગાજીમાં ભળી ગંગાના પાણી જેવું પવિત્ર થઇ જાય છે અને લોઢું પારસને અડવાથી પારસ થઇને ઉભું રહે છે એજ પ્રમાણે માલીકની હમેશાની દયાથી નાના હોય તે મોટા થઇ જાય છે ઉપર જેટલા કહયા તે સર્વેની જાત ભાત સઉ કોઇના જાણમાં આવી રહેલી છે પણ હરીને જે કોઇ ભજે છે તેજ હરીના ખાસ દાસ છે પ્રાનમ કહે છે કે હે ભાઇઓ, આ બતાવેલા દાખલાઓ ઉપરથી તે જોઇ શકાય છે

હવે કોઇ કદાચ પુછશે કે દરેક કોમનાએ પોતાની કોમના શખશને ગુરૂ કરવો કે બીજી કોમના માણસને તે ગુરૂ કરી શકે? તેનો જવાબ એ છે કે જ્ઞાન જેની પાસથી મળે તેની પાસે લેવામાં કાંઇ વાંધો નથી દુનીયાની એટલે નિશાળમાં ચોપડીઓનું જ્ઞાન આપણે હીંદુ મુસલમાન, ઇંગ્રેજ કોઇની બી પાસથી લેતા અચકાતા નથી તો ખુદાઇ જ્ઞાન લેવામાં શું વાંધો છે? મીરાંબાઇ જે મોટા શ્રી કૃષ્ણના ભક્તાણી થઇ ગયા છે તેમના ગુરૂ રોહીદાસ ચમાર જાતીના હતા જ્ઞાનનો ઇજારો (monopoly) કોઇ ચોક્કસ કોમે લીધો છે એમ કહી શકાય નહી

જાત ભાત ન પુછે કોઇ, હરકો ભજે સો હરકા હોય

* * * *

જાત ન પુછીએ સતકી, પુછ લીજીએ જ્ઞાન,
મુલ કરો તલવારકા, પડા રહેને દો મ્યાન

મનુ મહાત્મા કથન કરે છે કે સર્વોત્તમ સદ્‌ગુણનુ શિક્ષણ એક ચડાળ પાસેથી પણ ગ્રહણ કરવાનુ છે

મઉલાના રૂમી સાહેબ† મસ્નવીમા લખે છે કે —

મર્દે હાજી હમરહે હાજી તલબ,
ખાહ હીંદ ઓ ખાહ તુર્ક ઓ ખાહ અરબ
મનિગર અદર નકશ ઓ અદર રગે ઉ,
બિનગર અદર અઝમ ઓ દર આહગે ઉ
અય બસા હીન્દ વ તુર્ક હમ ઝબાન,
અય બસા દુ તર્ક ચુ બીગાનેગાન

એટલે કે જો તારે હજ પઢવા જવાનો વિચાર હોય તો જે હજ પઢી આવ્યો હોય તેની સગત પકડ ને તેની સાથે જા, પછી તે હીદ હોય કે તુર્ક હોય કે અરબ હોય મતલબકે જે માણુસને ખુદાના દીદાર થયા હોય પછી તે ગમે તે મુલકનો હોય તે માણુસનો સગ અથવા તે માણુસને ગુરૂ કરવાથી ખુદાઇ જ્ઞાન મળે છે તેનો રૂપ, રગ ને ચહેરો તારે જોવાનો નથી તેની શ્રધા ને તેનો ઇરાદો તારે જોવાનો છે ઘણા તુર્કો (મુસલમાનો) છે જે હીદુઓ સાથે ભાઇ ભાઇઓની માફક છે અને કેટલાક તુર્કો એવા છે જે પોત પોતામા બીગાનાઓની ઇલાયદાઓની માફક રહે છે

---

† એ મસ્નવીના કર્તા રૂમી સાહેબ ઇ સ ૧૨૭૩ મા ગુજરી ગયા ત્યારે એમના મરણ વખતે યહુદીઓ અને ખ્રીસ્તીઓ હાજર હતા It is very gratifying to note that at the death of Jalal his mourners were of all creeds A Christian was asked why he wept over a Muslim grave, and he replied "We esteem him as the Moses, the David, the Jesus of our time, and we are his disciples, his adherents" (The Persian Mystics, By F Hadland Davis)

અર્થ— તેમની કબર આગળ એક ખ્રીસ્તી રડતો હતો તેને કોઇએ પુછ્યુ કે મુસલમાનની કબર ઉપર તુ શુ કામ રડે છે ? ત્યારે તેણે જવાબ દીધો કે હમે એમને આ વખતના મુસા અ૰ દાઉદ અ૰, ઇસા અ૰ ગણીયે છીયે અને હમે એમના સેવક—પએરવ છીએ

નુરે રોશનના કર્તા પણ મઉલાના રૂમી સાહેબ માફક કહી ગયાછે—

કાયમદીન, હરી મતા કીસી કે બાપકી નહી જાંન,
જીસે પાવે વો દાસ હરીકા પીછાન.
કાયમદીન, હીંદુ, મુસલમાન જે બરણમે હરીજન હોવે જાન,
જો કોઇ હરકુ ઓલખાવે વો સતગુરૂ પીછાન
કાયમદીન, કેતેક નીચ જાતને હરી ઓલખા હોવે જાંન,
વોહી સતગુરૂ કર કુચી લે માન

એટલે કે ગુરૂ કરવામા જોવાનુ છે તે એજ છે કે ગુરૂ સંપુર્ણ દરજ્જે પોહોચેલો છે કે નહી તેની ન્યાત જાત જોવાની નથી જેણે નિરંજન, નિરાકારના દર્શન કરેલા હેય અને બીજાને કરાવી શકે તેને ખરો સતગુરૂ જાણવો

હવે નિરંજન નિરાકારના દર્શન કેવી રીતે થાય છે, અને હીંદુ શાસ્ત્રમા અને પારસી અને મુસલમાની ધર્મ કીતાબોમા એ વિશે શું લખેલું છે તે જોઇયે

## નિરંજન નિરાકાર

નિરંજનનો અર્થ એ છે કે જેને કોઇ પણ પ્રકારનુ લેપન નથી જે ત્રણ ગુણો, રાજસ, તમસ, અને સત્વ છે, એ ત્રણે ગુણોની ઉપર હોવુ એટલે નિરંજન હોવુ અનંત, નિત્ય, અવિકારી, તથા સર્વમય સત્ છે, તેને તત્ કહે છે તેમાથી સઉની પેદાએશ થાય છે તથા તેમા સર્વનો લય (વિસાલ) થાય છે તે એકજ (વાહેદ) છે, અદ્વિતીય (લા શરીક) છે. હીંદુ ધર્મનો આ મળ સિધ્ધત છે

ઇસલામમા પણ એજ સિધ્ધાત છે અને નુરે રોશનના કર્તાએ એ બે શબ્દજ વાપરેલા છે —

લીખું નામ ઉસકે સિફાતી સહી–નિરંજન નિરાકાર અલખ હય વોહી

હઝરત બડામીયા ચીશ્તી નામના એક મહાત્મા થઇ ગયા છે જે એક ભજનમા કહે છે કે—

અંજન એસો આજીએરે, જામે નિરંજન સુજે રે

એટલે આખમા એવુ અંજન આજવુ જોઇએ કે જેથી નિરંજન સુજે નિરાકારનો અર્થ આકાર વગરનો છે એટલે ખુદાને આકાર નથી

હીંદુભાઇઓ આ નિરાકાર સર્વમય તત્વને કોઇ વાર નિર્ગુણ બ્રહ્મ અથવા નિરૂપાધિક બ્રહ્મ કહે છે પણ જ્યારે ખુદાએ શ્રષ્ટી-મખલુક પેદા કરી તે ખ્યાલની વાતચીત કરતા હોય ત્યારે ખુદાને સગુણ બ્રહ્મ—એટલે સૃષ્ટિ સહિત પરમેશ્વર કરે છે, એટલે કે ખુદા સાકાર છે એમ કહે છે છતા વેદાંત મુજબ પણ જ્યાસુધી નિરંજન નિરાકારના દર્શન થતા નથી ત્યાસુધી હીંદુ મત પ્રમાણે માણસ જન્મ મરણના ફેરામાથી ટળતો નથી, એટલે કે કમાલીયતને પુગેલો ગણતો નથી

## હીંદુ યોગ શાસ્ત્ર

યોગનો અર્થ ખુદાની સાથે જોડાણ અથવા મેળાપ થાય છે અર બીમા તેને વસ્લ કહે છે

હીંદુ શાસ્ત્ર મુજબ મુખ્ય ચાર યોગ છે જેને કર્મયોગ, રાજયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ કહે છે

**કર્મયોગ** ટુકમા કહીયે તો શ્રી કૃષ્ણે અર્જુનને નીચે કહેલી લીટીઓમા બતાવેલો છે

सतत कार्यं कर्म समाचर
अस-क्तो ह्या चरन्कर्मपरमाप्नोति पुरुष

એટલે તુ ફળની કામનાથી રહિત થઇ સર્વદા અવશ્ય કરવા યોગ્ય નિત્ય નૈમિત્તિક કર્મને સારી રીતે કર આ રીતે કરનારો પુરૂષ ફળની કામનાથી રહિત થઇ કર્મને કરતો છતા મોક્ષનેજ પ્રાપ્ત થાય છે અર્થાત

સંસારસુ સરસો રહે ને મન મારી પાસ,
સંસારમાં લેપાય નહિ, તે જાણ મારો દાસ

**રાજયોગમા** યમ, નિયમ આસન અને પ્રાણાયામ એ ચારેને સિદ્ધ કરી, પ્રત્યાહાર પ્રાપ્ત કરી, ધારણા ધ્યાન અને સમાધિ એ ત્રણેનુ સંયમ કરી, અભ્યાસી આત્મજ્ઞાન મેળવે છે

આ યોગ પણ જો નિષ્કામ કરે તો કર્મયોગજ લેખાય

યમ પાચ પ્રકારના છે —૧ **અહિંસા**, મન, વાણી, શરીરે કરી કોઇ પણ પ્રાણીની ઘાત ના કરવી અથવા પીડા ન આપવી, ૨ **સત્યા** મન અથવા વાણીને સમાન રાખવા ( સદાકત-હક) ૩ **અસ્તેય**, મન, વાણી અને કર્મ વડે પરદ્રવ્યમા જે નિસ્પૃહા છે તે ( દયાનત ) ૪ **બ્રહ્મચર્ય** ૫ **અપરિગ્રહ**, ગ્રહસ્થોએ પરણીયા વિનાની સર્વસ્ત્રીઓ સાથે આઠે પ્રકારના મૈથુનનો ત્યાગ કરવો

**નિયમ,** પાચ પ્રકારના છે ૧ શૌચ (પાકીઝગી) ૨ સંતોષ, (કિનાઅત-સબુરી) ૩ તપ (તકવા, ઝહેદ, મુજાહેદા) ૪ સ્વાધ્યાય ૫ ઇશ્વર પ્રણિધાન (રયાઝત, ઇબાદત)

**આસન**-(કયામ) શરીરની એવી બેઠક જેથી શરીરને સ્થિરતા અને મનને સુખ પ્રાપ્ત થાય છે તે ' આસન કહેવાય છે •

**પ્રાણાયામ**-(હબ્સ દમ) શ્વાસોશ્વાસની ગતિ ઓછી કરી પ્રાણને રોકવો તે

**પ્રત્યાહાર**-( નફસપર કાબુ ) વિષય માત્રથી ઇન્દ્રિયોને પાછી હટાવી ચિતમાજ સમાવવા દેવી અથવા તેમના અયોગ્ય આહાર બધ કરી ચિતને આધિન કરવી

**ધારણા**-(મુજાહેદા) પ્રત્યાહાર થયા પછી ચિતને સ્થિર બાંધી દેવું અથવા એકાગ્ર કરવુ

**ધ્યાન**-(મુરાકેબા) જ્યારે ચિતવૃત્તિનો અખંડ પ્રવાહ ચાલે જેની ધારણા કરી હોય તેનાજ સ્વરૂપનો પ્રવાહ માત્ર ચિતમા વહે તે

**સમાધિ**-(મુશાહેદા, લાહૂતનુ મુકામ) સકલ્પ વિકલ્પોથી રહિત થઇ જે વસ્તુ જાણવાની છે તે વસ્તુના સ્વરૂપને મન પામે છે તે હાલત

Ashtang Yoga or Raj-Yoga is Karma-Yoga if practised without attachment It leads to communion through meditation and concentration (Gospel of Sri Rama Krishna, P 228)

**ભકિતયોગથી**-ભકતજનો લૌકિક પ્રયોજનની ઇચ્છા નહી કરતા અત્યત પ્રીતિ પુર્વક પરમેશ્વરનુજ ભજન કરી પરમેશ્વરને પ્રાપ્ત થાય છે શ્રી રામકૃષ્ણ પરમહસ કહી ગયા છે કે આ યુગમા ભકિત યોગજ યુગ ધર્મ છે

Bhakti Yoga is communion by means of love, devotion and self surrender It is specially adapted to this age This is the Law for the present age .. It is, in this age, the shortest cut leading to God, (Ibid P 228)

**જ્ઞાનયોગ**-આ યોગ વડે આ જગત અસત્ય છે અને ફકત નિર·

જન નિરાકાર સત્ય છે એ જ્ઞાન મેળવવા સારૂ દરેક અનુભવ અને દુનીયાની દરેક ચીજ ખોટી છે એમ "નેતી" "નેતી માનનો, અભ્યાસી આગળ વધે છે

This is communion with God by means of *Gnana* (Knowledge in its highest sense). The Gnani's object is to realise *Brahma*, the *Absolute* He says, 'Not this, 'Not this' and thus leaves out of account one unreal thing after another until he gets to a point where all discrimination between the Real God and the unreal ceases, and the Absolute realised in *Samadhi*. This is exceedingly difficult in this age (Ibid P. 229)

એટલે કે આ ચારે રસ્તે ખુદાના દર્શન થાય છે પણ ભકિત યોગ સાથી સરળ રસ્તો છે

હવે પારસી ભાઇઓના મઝહબમા શુ છે જોઇયે એ મઝહબ ભકિત યોગજ છે એનો પાયો ફકત ત્રણ શબ્દો ઉપરજ છે, હુમત એટલે નેક વિચાર, હુખત એટલે નેક સખુનો અને હુવરસ્ત એટલે નેક કર્મ પેગબર સાહેબ જરથુસ્ત કહે છે કે —

ચેવાઓ મજદા અહુરા,
પયરી-જસાઇ વોહુ મન ઘહા (યજશને હા ૨૮-ફકરો ૨)

એટલે, ઓ માહજ્ઞાની સાહેબ! ભલા મનની મારફતે તારી નજદીક હુ પોહોચ્યુ

પયરિ ગએથે ક્ષમાવતો વહમે,
મજદા ગરોબીશ સ્તૂતામ (હા ૩૪ ફકરો ૨)

=તારા લાયકની બદગીની મારફતે તથા તારી કીર્તિ ગાનારાઓના ઇશ્વરી ગાયનોની મારફતે અયે અહુરમઝદ! હુ તારી નજદીક પોહોચ્યુ

ઠવાવાસ મજદા વ ઘહે ઉશ પ્રથ્વા મન ઘહો (હા ૪૮-ફકરો ૩)

=અય અહુરમઝદ, ભલા મનની અકકલથી કોઇબી શખસ તારી નજદીકનો થઇ શકે

એની નીચેના ચોથા ફકરાનો અર્થ એ છે જે જે કોઇ, પોતાના

વિચારોને નેક તથા પાક ગણે છે તે પોતે વચનથી તથા કામથી દીનને પણ પાક રાખે છે અને તેનુ છેવટ, અય અહુરમઝદ, ખુશી રીતે તારી અકકલમા હોય છે

મત્ વાઓ પદાઇશ ચા ફ્રસૂના ઇજયાઓ,
પઇરિ-જસાઇ મજદા ઉસ્તાનજસ્તો,
અત વાઓ અષા અરે દ્રખ્યાચા નેમંઘહા,
અત વાઓ વંઘહે ઉશ મન ઘહો હુનરેતા તા. (હા ૫૦-૯)

=મારા દિલના ઉભરાના કવિતારૂપી ગાયનો, જે પુરતી રીતે જાણ્યા ગયા છે તે સાથે આજેજીની રીતે અન્ને હાથ ઉચા ધરીને અય અહુરમઝદ ! તુને હુ પોહોચુ રાસ્તીની મારફતે તથા ક્રિયાની ભેટ સાથની બદગીની મારફતે તથા નેક મનની ખુબીની મારફતે, અય અહુરમઝદ ! હું ખચીત, જરૂર તને પોહોચુ

આવે ગેઉષા હેન્ચન્તુ, ચોઇ,
વે બ્યઓથનાઇશ સારેન્તે, અહુરો અષા હિજવા
ઉખ્ધાઇશ્ વ ઘહેઉશ મન ઘહો, યએષામ તૂ પોઉરૂયો,
મજદા ફ્રદક્ષ્તા અહી (હા ૫૧-૩)

=જેઓ પોતાના કામોથી, અશોઇથી, જબાનથી તથા ખગ અત કરણથી કીધેલી બદગીથી, અય અહુરમઝદ ! તને સરદાર તરીકે ગણે છે, તથા જેઓનો અય અહુરમઝદ ! સૌથી પહેલો રાહનુમા તુ છે તેઓ પોતાની કીર્તિને લીધે આખરે **તારામાં તારી સાથે મળી જશે.**

હવે કુરાન શરીફમા શુ કહ્યુ છે તે જોઇયે

જેવી રીતે શ્રીકૃષ્ણે કહ્યુ છે કે જે માણસ જે રસ્તે મને શોધે છે તેને હુ મળુ છુ તેવીજ રીતે કુરાન શરીફમા પણ કહ્યુ છે કે—

ઇન્નલ્લ લઝીના હાદુ વનનસારા વસ સાબીયુના મન આમના બિલ્લાહે વલ યઓમિલ્લ આખેરે વ અમેલુસ-સાલેહાતે ફ લહુમ અજરૂહુમ ઇન્દા રબ્બેહિમ વ લા ખૌફુન અલયહિમ વ લા હુમ યહ ઝનુન[1]

**અર્થ**—એક માણસ મુસલમાન હોય કે યાહુદી હોય, કે ક્રીસ્તી

---

૧ કુરાન શરીફ સુરતુલ, બકર, આયત ૬૨

હોય કે સેબીયન હોય, પણ તે જો ખુદાને માનનારો હશે અને કયામતનો વિચાર કરતો હશે અને સારા કામો કરતો હશે, તો તેને તેનો બદલો હુ આપીશ.

વળી સુરતુલ નહલ ની ૩૬ મી આયતમા છે કે " અને ખરેખર હમે દરેક ઉમ્મતમા (અનુયાઇઓ=Followers)મા એક પેગબર મોકલ્યો છે ( એમ કહેવાને ) કે તમે ખુદાની બદગી કરો અને શેતાનથી દુર રહો

હવે **ઇસ્લામ** એટલે શુ તે બતાવીશુ તેનો **અર્થ** ખુદાની મરજીને આધીન થઇ, ખુદા અથવા "હક શુ છે તે શોધી કાઢવુ **યૂમેનૂના બિલ ગયબ** એટલે કે જે આપણી આ શરીરની આખોએ ખુદા દેખાતો નથી તે ખુદાને શોધી કાઢવો તે કયા છે ? **વ ફી અન સે કુમ** આપણી પોતાની અદર તે શોધી કેવી રીતે કઢાય ?

**વલ્લઝીના જાહેદુ ફીના લ ન' હદી=યન્ન હુમ સુબુલના=** જે લોકો મને શોધવાની કોશીશ કરે છે તેને મારા રસ્તા ઉપર હુ જરુર દોરુ છુ

હવે તે શોધવાને સારૂ શુ રસ્તો છે તે જોઇયે

## શરીયત-તરીકત-હકીકત-મારેફત.

ખુદા અથવા હક શુ છે તે શોધનાર મુસાફરને **સાલિક** કહે છે મુસાફરીની શરૂઆતનુ ઇસ્લામનુ પહેલુ પગથીયુ તે **શરીઅત** છે સાધારણ બોલોમા કહીયે તો ઇસ્લામના **પાચ રૂકન** એટલે થાભલા છે તે પાચ સિધ્ધાત ઉપર બરાબર અમલ કરવો તે શરીઅતના પાબદ થવુ છે તે અરકાનો નીચે મુજબ છે —

૧ **કલમો**—ખુદા એક છે અને હઝરત મોહમ્મદ તેના પેગમ્બર અને બદા છે એવુ ખરા અત કરણથી માનવુ ખુદા અચિત્ય સરજનહાર, સર્વ શકતિમાન છે, સર્વ વ્યાપક અને સર્વોપરી છે અને હઝરત મોહમ્મદ બરહક છે, એવુ ખરા અત કરણથી યકીન રાખવુ

૨ **નમાઝ**—રાત દિવસ મળી પાચ વખત નમાઝ પઢવાનો હુકમ છે, તે બરાબર પઢવી

૩ **રોઝા**—ખાસ કરી માણસનુ મન અહી તહી નહી ભટકે તે સારૂ એક માસ રમઝાનમા, રોઝા રાખવાનો હુકમ છે આ માસમા કુરાન શરીફ ઉતર્યુ હતુ

૪ **ઝકાત**—પોતાની પુજીનો ખાસ ભાગ ઝકાત તરીકે કાઢી તે

પૈસા ગરીબોને મદદ કરવામા, નિરાધારોની તંગીઓ પુરી પાડવામા અને બીજા એવાજ ધર્માદા કામો કરવામા કુરાન શરીફમા ફરમાવ્યુ છે[1]

**પ—હજ**—જે મુસલમાન ઉમર લાયક હોય, પૈસે ટકે સુખી હોય શરીરે તંદુરસ્ત હોય, અને પોતાની હજ દરમીયાન પોતાના કુટુંબના ભરણ પોષણ માટે જોગવાઇ કરીશકે એમ હોય તેને મક્કે હજજ કરવા જવુ.

એ પાચ હુકમો ઇસ્લામના બરાબર બજાવ્યા એટલે શરીઅતનુ પહેલુ પગથીયુ ચઢયા કહેવાય એમા આટલુ ધ્યાન રાખવાનુ છે કે ખુદા સર્વ વ્યાપક ( બધે હાજર નાજર ) છે એમ મોઢે કબુલ કરવુ એ એક વાત છે અને ખુદા સર્વ વ્યાપક છે એમ હમેશા દીલથી માનો અને તેવો અનુભવ કરી ખરાબ કામ કરતા અટકવુ એ બીજી વાત છે કલેમાનો ખરો અર્થ ત્યારેજ કરેલો ગણાય કે જયારે ખુદાને આપણી સામે હાજર ગણી હમેશા પાપથી બચેલા રહીયે

બીજુ પગથીયુ તે **તરીકત** છે એમા માણસ આમાલે રહાની એટલે કે જે કામોથી તેને રૂહાની તાકત (ચૈતન્ય) મળે તે કામો કરવા શરૂ કરે છે એમા તકવાની-પરેજગારીની બહુજ જરૂર છે મનમાથી કામ, ક્રોધ, વહેમ, વસવસા જેવા બધા વિષયો નીકળી જવા જોઇયે

ત્રીજુ પગથીયુ તે કેટલાકો મુજબ **હકીકત** છે અને કેટલાકો મુજબ મારેફત છે આમા માણસની હકીકત એક ૭ માસના બાળકના જેવી હોય છે એટલે કે જેવી તરેહ બાળક કોઇને પણ પોતાનો દોસ્ત કે દુશમન સમજતુ નથી, કોઇ ઉપર ગુસ્સા કે હસદ બુગઝ રાખી શકતુ નથી, તેવી તરેહ આ મઝીલે પુગેલા માણસના ગણની કરણી હોય છે કોઇને તે ભલો બુરો સમજતો નથી

ચોથુ પગથીયુ તે **મારેફત** છે આમા ખુદાનુ જ્ઞાન થાય છે અથવા ખુદા સાથે વસ્લ થઇ જાય છે શેખ ફરીદુદ્દીન અત્તારની "તઝકેરા તુલ અવલીયામા " ૧૯૩ મે પાને લખેલુ છે કે " ખુદાકા આશીક ઇશ્ક કી વજહસે મિન્લૈ ખુદાકી યકતાઇ કા બનતા હય અરશાદ કે બન્દે અયસે બી હે કે અગર એક દમ ઉન્સે મહેબુબ હો જાય તો ઉસકી પરસ્તિશ ન કરે યાની મહબુબ હોનેકી વજહસે નાબુદ હો જાતે હયે ઔર નાબુદ હો જાનેકી હાલત મે ઇબાદત કયુ કર સકતે હયે ?

૧ ના રૂપીઆની પુંજી ઉપર બાર મહીને અઢી રૂપીઆ ખેરાત માટે આપવાનો હુકમ છે

આ હાલતમા બંદો અને પેદાનો કરનાર બન્ને એક થઇ જાય છે એ પગથીયાને ચાર ધામ (મંઝિલ) અથવા સ્ટેશન કહીયે તો ચાલે તેના નામ **નાસૂત, મલકૂત, જબરૂત, લાહુત** છે

જ્યારે ખુદાઇ રાહનો મુસાફર શરીઅતમા કાયમ થાય છે, એટલે બરાબર શરીઅતના કાનુનો પાળે છે ત્યારે તે પહેલી મઝીલ નાસુતની છે તે તેણે પસાર કરી કહેવાય છે પછી જ્યારે તરીકતમા બરાબર કાયમ થાય છે ત્યારે મલકૂતની મઝીલે પોહોચેલો કહેવાય છે જ્યારે હકીકતમા કાયમ થાય છે ત્યારે જબરૂતની મઝીલ પસાર કરી એમ કહેવાય છે જ્યારે ચોથી અથવા લાહૂતની મઝીલે પોહોચે ત્યારે તેની સફર પુરી થઇ એમ કહેવાય છે [1]

## નુરે રોશનમાં ચાર મઝિલ કેવી રીતે સમજાવી છે.

હવે નુરે રોશનમા શરીઅત, તરીકત, હકીકત, મારેફત કેવી રીતે સમજાવી છે તે ઉપર નજર નાખીયે એના કર્તાએ ચાર હદીસના વાક્યો લઇ દરેક વાકયમા સફરનુ એક એક પગથીયુ સમાયલુ છે એમ સમજાવ્યુ છે

૧ **અસ-શરીઅતો અકવાલી**=પયગમ્બર સાહેબ ફરમાવે છે કે મારા બોલો, હુ જે કહુ છુ તે, શરીઅત છે

૨ **અત-તરીકતો અફઆલી**=મારા કામો એ તરીકત છે

૩ **અલ-હકીકતો અહવાઅલી**=હુ જે હાલમા રહુ છુ તે હકીકત છે

૪ **વલ-મઆરેફતો રાસુલ મઆલી**=મારો દરજ્જો તે મારેફત છે

સાધારણ માણસો એ સારી રીતે સમજી શકે કરી માણસ જાતને દુધની સાથે સરખાવી ખુદાને ઘી ની ઉપમા આપી છે નુરે રોશનના કર્તા કહે છે કે જેમ દુધમા ઘી રહેલુ છે તેમ માણસમા ખુદા રહેલો છે, હવે જેમ દુધને ગરમ કર્યા સીવાય ઉપર મલાઇ તરી આવતી નથી તેમ માણસને ખુદાઇ પ્રેમની આગ લાગતી નથી ત્યા સુધી શરીઅતમા તે કાયમ થતો નથી માણસને કોઈ કડવુ બોલે તો તેણે તેને મીઠુ સમજી સહન કરવુ, અને બધા ઘટમા ખુદા વસે છે એમ સમજવુ તે શરીયત

---

૧ નાસુત તે humanity મલકુત તે Invisible, contemplative, or intelligent world, the heavenly court, the hall of angels જબરૂત તે highest or empyreal heaven અને લાહુત તે Divinity કહેવાય છે

જો ચહાવે શરીઅતકા ઘર, કહા કીસકા ચીંત ન ધર,
સબકે ઘટમે પીયુ પીછાન, બુરા ભલા કીસે મત માન
ઇતને અમલ રહેવે જબ, સહી શરીઅત ઉસકી તબ,
શાહ કાયમુદીન ચીશતી કહે સો માન, સબ ઘટ અલ્લાહ નબી પીછાન.

આવી તરેહ કરવાથીજ નાસૂત મુકામ સીધ્ધ થએલુ, કહેવાય છે હવે સાધારણ રીતે દરેક માણસ ઇચ્છે છે કે તે પોતે શરીઅત મુજબ જીંદગી ગુજારે પણ જ્યારે તે કોશીશ કરવા જાય છે ત્યારે ઘણીવાર દુનીયાના લોભ, લાલચ, વ્હેમ વસવસાને લીધે તેના સારા વિચારો પાર પડતા નથી તેથી મનને પાક કરવા સારૂ અને મનને એક ઠાર રાખવા સારૂ સતગુરૂ —પીરની જરૂર પડે છે એટલે ગુરૂ જે રાહ દેખાડે તે મુજબ મુશાહેદો કરવાથી ખુદા તરફ ધ્યાન લાગે છે

નફસાનીયત કુ ડાલો માર, મન પવન કુ લા તુ ઠાર,
વ્હેમ ગેર તુ દુર કર, હકકી તરફ રજુ પકડ
મુરશીદ રાહ બતાવે જયુ, ઇસ તરેહ મુશાહેદા કર તુ,
ચંદ્ર પર જયુ ધ્યાન ચકોર, ઇસ તરેહ તુ સુરતા જોડ
એસી સુરતા જબ તું લગાવે, તબ આપકુ તુ ભુલ જાવે

આ હાલતે શરીઅતમા કાયમ થવાય ત્યારે નાસૂતની મંઝિલ પુરી કરેલી ગણાય અથવા દુધ જેમ પ્રેમની આગ ખાય છે અને તેની ઉપર મલાઇ તરી આવે છે, તે હાલતે માણસથી પહોચાય ત્યારે તેની શરીઅત કાયમ થાય

હવે એવા દુધમા દહી નાખે કે દુધની હાલત બદલાઈ જાય છે. એટલે દુધ પણ બદલાઇને દહી થાય છે ટુંકામા આપણા ઘટમા જે ચોર છે જેવા કે લોભ, લાલચ, વ્હેમ, વસવસો તે બધાને ઘટમાથી કાઢી ખુદાનુ નામ અને ખુદાઇ વિચારો ઘટમા દહીં રૂપે નાખવા

ચોર સબ તેરે ઘટસે કાઢ, પ્રેમ બરછી સે ઉનકુ માર,
આવે તુજમે વ્હેમ સો માર, જબ આવે તબ ઠેલ ઠેલ કાઢ
સાઇ બીના ઘટ રહે જો ખાલી, તુજ સે જાય લાલનકી લાલી;
ગેર ઘટસે જાવે જબ દુર, તબ દીલ તેરા હોવે હજુર
હજુર દીલસો જીસકા હે, મુકામ તરીકત પોહોચા વે.

જેના દીલમા ખુદા સીવાય કઇ બીજો ખ્યાલ આવતો નથી તે તરીકતે પોહોચેલો કહેવાય છે આ મઝિલનુ નામ મલકૂત છે. નાસુત મુકામમા જે સુરતની દોર લગાડવામા આવે છે તે આ મુકામમા ઘણી સજજડ થાય છે અને દીલ ઘણુ સાફ થાય છે આ મુકામની નીશાની—

ઘટસે તેરે મીટે કડવાસ, રોમ રોમ ઉસકી આયે મીઠાશ,
મલકૂત મુકામકી ખાસીયત પીછાન, કેફ જોરસે આવે માન

આ મુકામ પછીની રાહ બહુ બારીક છે એટલે આ મુકામમા સીદ્ધ થવુ જોઇયે

મલકૂત મુકામે જો કોઇ જાય, સો કુછ આગે રૂતબા પાય,
મલકૂત મુકામ મે જો જા મીલે, ઉસકુ આગે ઇરફાન ખુલે

દુધ દહીની હાલતે પુગ્યુ, એટલે મલકૂત મુકામની સફર પુરી થઇ હવે દહીની હાલત પણ જતી રહીને માખણ થાય છે તેવી તરેહ માણસ પોતાનુ ' હુ પણુ " તદન ખુવે છે ત્યારે " હકીકતે " પુગ્યો એમ ગણાય છે

હકીકત મુકામકી રહેણી દેખ, જેમા છ મહીનેકા બાલેક,
ના તો વો કીસીકુ પીછાને, ના કીસીકુ ભુંડા ભલા જાને
જો પોહોચા હકીકત કે ઘર, ગયા ઉસમે સે ખોફ, ખતર
ખુદી ખો ઓર બેખુદ હો, હકીકત ઉસકા નામ હે સો,
ખુદી જો જીસમે સે ગઇ, સોઇ હકીકત કુ પોહોચા સહી

જયારે માણસ આ હાલતે પોહોચે છે ત્યારે તેને રૂહો નજરે પડે છે અને તેનામા ઘણી શકતીઓ આવે છે તે પોતાની સુરત લગાડી સાતે આસમાન સુધીની ખબર કહી શકે છે એ મુકામને જબરૂતનુ મુકામ કહે છે ઘણાક સીધ્ધ પુરષો આથી આગળ વધતા નથી કારણકે આ મુકામે પોહોચવાથી માણસમા એટલી બધી શકતી આવે છે કે જેવી રીતે સાધારણ માણસ દુનીયાના એશ આરામમા લપટાઇ રહે છે તેવી રીતે આ મઝિલે પોહોચેલા માણસને દુનીયામા અજમત, કરામત, ચલાવવાનો બહુ શોખ થય છે યોગીઓની જે શકતીઓ છે તે એટલે સુધી કે હવામા ઉડવુ, એક જગાએ બેસી હજારો કોસ દૂર માણસ રહેતો હોય તેની પાસ ફકત વિચાર કરી પોતાની મરજી મુજબ કામ કરાવવુ, અથવા તે શુ કરે છે તે જોવુ એ શકતી બધી આ ઠામે પુગવાથી મળે છે પણ આ ધામ ખુદાના દર્શન થતા નથી તેને સારુ આગળ વધવાની જરૂર છે.

જબરૂત મુકામકી મઝાહ ન ચાખ, હક દીદારમે ઈશ્ક ગખ

હક દીદાર અથવા ખુદાના દર્શન મારેફતમા થાય છે એટલે જેવી રીતે માખણ અને ઘીની વચ્ચે ન્હેજ બગરૂ અથવા છાશનુ પાણી રહે છે તે પાણી જ્યારે બળી જાય છે ત્યારે માખણનું ઘી થાય છે તેવી તરેહ જબરૂત મુકામે માણસમા ન્હેજ અહકાર ( Ego )નુ ટપકુ રહે છે તે આ મુકામમા બળી જાય છે શાહ કાયમુદીન બાવા હમેશા "એન" અને 'ગૈન"નો દાખલો-મીસાલ આપી સમજાવે છે કે બન્નેનો આકાર સરખો છે પણ " ગેન " ઉપર એક ટપકુ (બારીક નુકતો) રહે છે તેને લીધે તે " એન " ( એક થઇ ગએલો ) ગણાતો નથી તેટલો નુકતો જો દુર થાય, એટલે કે માણસમાથી તે અહકાર રૂપી પડદો દુર થાય તો પછી ખુદાની ઝાતમા તે મળી જાય છે નરસીહ મેહતા પણ કહી ગયા છે—

તરણા ઓથે ડુગર રહે, એવો ઉખાણો મરવે કહે,
તરણુ તે જીવનો અહકાર, તે પાછળ રહયો કીરતાર

એટલે મારેફતનુ જ્ઞાન ક્યારે થયલુ કહેવાય કે બધીજ જગાએ તે અલ્લાહ અથવા ખુદાનેજ જોતા તેમા વાસિલ થઇ જાય

નજર તેરી જો આવે સબ, યુ જાન સબ હેગા રબ
આસમાન, જમીન, કછુ મત દેખ, દેખે કોન જો હુવા એક,
"તે" "તા" 'હુ" અબ કર તુ દુર, હો એકાએક નુર દર નુર.
દુધ ગયા જબ ઘી હુવા જાન, ખુદી ગઇ તબ રહા રહેમાન,
ઓઠા તુજે ધાકા દીયા, મુકામ મારેફતકા પુરા કીયા
જયુ દુધ, દહી, મસ્કા, ઔર ઘી, યુ શરીયત, તરીકત,
હકીકત મારેફત મીસાલ હી

આ મુકામે ઘણાજ થોડા પહોચી શકે છે કારણકે—

હજમ હુવા જીસે એ નુર બાજા, કોઇ સાલીક રહા સાજા,
વો બાહેર બીનર હે હુશીયાર, જીધર દેખે ઉધર નુર દીદાર,
મુકામ લાહૂત હુવા હાસીલ સોહી પુરા હુવા કામીલ.
પડદા ખુદી પણેકા ઉઠ ગયા, જાત અલ્લાહમે મીલ રહા,
જાત ઔર ભાન ફીર કીસકુ કહેવે, લાહૂતમે દોનું એક હો

રહેવે

પીર કાયમુદીન બાવાએ દુધ, દહી, માખણ અને ઘી નો દાખલો આપી માણસને આ ખુદાઇ રસ્તાની સફર સમજાવી છે એ પીર સાહેબના ભકતોમા પહેલે સ્થાને અભરામ બાવા નામના ભરૂચ તાલુકાના એક પરીયેજ ગામના વહોરા હતા તેઓ ભણેલા નહોતા તો પણ તેમણે પોતાને પ્રત્યક્ષ થયલો અનુભવ એવાજ બોલોમા નીચેના ભજનમા વર્ણવ્યો છે

મારા ઘટમા વલોણુ વાગે, તેની ધુન ગગનમા ગાજેરે ટેક
ગોળીનો ઘડનારો ઘટમા, માહે રવઇયો ફરતોરે,
ગુરૂ વચનનું દહી નાખીને, ધ્યાન પાણી ભેળવતોરે. મારા૦ ૧
નુરત સુરત બે નેતરા કીધા, મેરૂનો કીધો રવઇયોરે,
ઘુમતા ઘુમતા રજની વીતી, માખણ આવ્યા મહોડેરે મારા૦ ૨
સત સગતની તાવણી કીધી, સાહેબ નામની વાડીરે,
કુબુદ્ધી બગરૂ બાળી દીધુ, ઘી લીધા ઉગારીરે મારા૦ ૩
કહે અભરામ* સતગુરૂ પરતાપે, વલોણુ ઘણુ ઘુમેરે,
જે કોઇ ભાવ ધરીને માગે, તેને ઉલેચીને હવે આલેરે મારા૦ ૪



# શ્રષ્ટિની ઉત્પતી અને વિકાસ ક્રમ[1].



**હિંદુ ધર્મ મુજબ પહેલાં તપાસીયે** અનત, નિત્ય, અવિકારી તથા સર્વમય સત્ છે, તેને 'તત' કહે છે તેમાથી સર્વની ઉત્પત્તિ થાય છે તથા તેમા સર્વનો લય થાય છે તે એકજ છે, અદ્વિતય છે તેના સ્વરૂપમા ભૂત, વર્તમાન તથા ભવિષ્યનો સમાવેશ થાય છે સમુદ્રમા જેમ તરગ-મોજા ઉઠે છે તેમ તે સર્વમય તત્વમાથી બ્રહ્માડ-કાયનાત[2] ઉદ્‌ભવે છે, અને તરગ જેમ સમુદ્રમા પાછા સમાઇ જાય છે તેમ બ્રહ્માડ તે સર્વમય તત્વમા પાછુ લય પામે છે જેમ સમુદ્ર એ જળ છે અને તરગ એ તેનુ વ્યકત રૂપ છે તેમ બ્રહમાડ પરમ સતનુ વ્યકત રૂપ છે

---

* આ અભરામ બાવાની ઓલાદના લોકો હાલ પણ પરીએજ ગામે છે અને તે બધા પીર સાહેબના મુરીદ છે

૧ મખ્લૂકની પેદાએશ અને તેનો વધારો ૨ બ્રહમાડ એટલે જગત, કાયનાત

" આ બધુ બ્રહ્મજ છે " (**[illegible]**) ( **સનાતન ધર્મ**, પાનુ ૧૧ ) આ તત્વને જુદા જુદા ધર્મના માણસોએ જુદુ જુદુ નામ આપ્યુ છે સનાતન ધર્મ એટલે હિંદુ ધર્મ અથવા વેદાતમા એને 'બ્રહ્મ' કહે છે, એ તત્વને કોઇવાર નિર્ગુણ બ્રહ્મ અથવા નિરુપાધિક બ્રહ્મ કહે છે બ્રહ્મની બીજી અવસ્થને સગુણ બ્રહ્મ એટલે 'સૃષ્ટિ સહિત પરમેશ્વર " કહે છે

સગુણ બ્રહ્મ એ કાંઇ બીજુ તત્વ નથી પણ બ્રહ્મનુ સચિદાનદાત્મક એક પરમાત્મ સ્વરૂપ છે તે પોતે આત્મરૂપે રહીને પરમતત્વનુ બીજુ અગ જેને મૂળ પ્રકૃતિ કહે છે તેને વ્યક્ત કરે છે પ્રકૃતિ એ રૂપ ધારણ કરનાર તત્ત છે, તેથી સર્વ પ્રકારના જુદી જુદી આકૃતિવાળા અને જુદા જુદા શરીરો તેમાથી બની શકે છે આપણે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગધનો અનુભવ કરીયે છીયે તેને, પ્રકૃતિ[૧] કહે છે ' રસાયન શાસ્ત્રના કહણ, પ્રવાહી અને વાયુરૂપ પદાર્થો અને આપણી આસપાસના સર્વ પદાર્થો જેવા કે પથ્થર, ઝાડ, પ્રાણીઓ તથા મનુષ્યો એ સર્વે પ્રકૃતિના બનેલા છે. પણ એ સર્વાશે પ્રકૃતિ છે એમ નથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગધ ચૈતન્ય ઇશ્વરી અશરૂપે સર્વમા વ્યાપી રહ્યુ છે આપણે પ્રાકૃતિક ભાગને એ ચૈતન્યનુ શરીર, કોષ અથવા ઉપાધિ કહીએ છીએ કારણકે તેમા ચૈતન્ય નિવાસ કરે છે આ ઉપરથી જણાય છે કે ઇશ્વર સર્વમા છે અને તે વડે સર્વનુ જીવન ચાલે છે તે સર્વ વસ્તુમા નિવાસ કરનાર, અમર અતર્યામી આત્મા છે એના વિના કોઇ પણ વસ્તુનુ અસ્તિત્વ-હસ્તી હોઇ શકે નહિ ' **સનાતન ધર્મ** પાનુ ૧૩ )

સૃષ્ટીમા અનેક વસ્તુઓ જોઇએ છીએ તેમા એક પણ નીર્જીવ નથી દાખલા તરીકે ઝાડોને પણ લાગણી છે તે પ્રફુલ્લ થાય છે, કરમાય છે પ્રોફેસર બોઝે શોધ કરી દેખાડી આપ્યુ છે કે તેને પણ લાગણી છે વળી તેમણે નિશ્ચય કરી આપ્યુ છે કે ધાતુઓને પણ શ્રમ લાગે છે અને ઝેર ચઢે છે

" હવે ઇશ્વરનો પ્રકાશ પ્રકૃતિપર પડવાથી રૂપો બધાય છે જે રૂપ માંથી પહેલા બધાય છે તે ત્રિમૂર્તિ એટલે ત્રણ રૂપ કહેવાય છે બ્રહ્માડ, જેમા નિયમિત અવસ્થાવાળી સૃષ્ટિઓની રચનાઓનો સમાવેશ થય છે, તે ઉત્પન્ન કરવા માટે ત્રિમૂર્તિના રૂપ પ્રકટ થાય છે બ્રહ્માડ એટલે '

---

૧ કુદરત ફિતરત

બ્રહ્મનું ઇચ્છું જે રૂપે ઇશ્વર બ્રહ્માંડને સરજે છે તે રૂપને બ્રહ્મા કહે છે. બ્રહ્મા ઉત્પાદક[1] કહેવાય છે જે રૂપે ઇશ્વર બ્રહ્માંડનું પાલન કરે છે, તેનું રક્ષણ કરે છે તથા તેને ટકાવી રાખે છે તે રૂપને વિષ્ણુ[2] કહે છે. વિષ્ણુ એ પાલક કહેવાય છે જ્યારે સૃષ્ટિઓ ક્ષીણ થઇ જાય છે તથા તેમનું પ્રયોજન રહેતું નથી ત્યારે જે રૂપે ઇશ્વર તેનો લય કરે છે તે રૂપને શિવ[3] અથવા મહાદેવ કહે છે, શિવ લય કરનાર કહેવાય છે આ ત્રણ ઇશ્વરના પ્રથમ પ્રકટ થયલા શ્રેષ્ઠ રૂપ (ગુણ) અથવા મૂર્તિ છે સગુણ બ્રહ્મ અથવા પરમેશ્વર જે એક છે તે આ ત્રણ રૂપે વ્યકત થાય છે

બ્રહ્મા ઉત્પાદક રૂપે પ્રકૃતિના સાત તત્વો રચે છે પહેલા બે તત્વોને જુદા જુદા નામો આપવામાં આવ્યા છે આપણે તેને મહત–બુધ્ધિ, અને અહંકાર એવા નામ આપીએ અહંકાર તત્વથી પ્રકૃતિના સૂક્ષ્મ વિભાગ થાય છે અને તેને અણુ[5] કહે છે પછીના પાંચતત્વો તે આકાશ વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી છે આને ભૂતાદી સૃષ્ટિ કહે છે" (**સનાતન ધર્મ** પાનું ૨૦) આ ભૂતાદી સૃષ્ટિમાં રચેલી વસ્તુઓ ઘણું કરી જડ હોય છે કારણકે તેની આસપાસનું પ્રકૃતિનું આવરણ ઘણું ઘટ્ટ અને ભારે હોય છે

આ ભૂતાદી ઉત્પન્ન થયા પછી દશ ઇંદ્રિયોની ઉત્પત્તિ થઇ આ ઇંદ્રિયો પ્રથમ બ્રહ્માના મનમાં કેવળ સંકલ્પ રૂપે હતી અને પછીથી તેઓ ઉપર ભૂતાદિનું આવરણ થયું ઇંદ્રિયોના સ્થાન પાંચ છે, અને શબ્દ, સ્પર્શ[7] રૂપ રસ અને ગંધ એ તેઓના વિષય છે તે ગુણોનું જ્ઞાન પ્રાપ્ત, કરવાના સાધનરૂપ ઇંદ્રિયો કર્ણ, ત્વચા, ચક્ષુ, જીહ્વા અને નાસિકા છે, આને જ્ઞાનેંદ્રિયો કહે છે વળી પાંચ કર્મેંદ્રિયો છે જેને હાથ, પગ, વાણી, જનનેંદ્રિય, અને ઉપસ્થ કહે છે

ઇંદ્રિયોની ઉત્પત્તિ પછી બ્રહ્માએ પોતાના મનથી એ ઇંદ્રિયોના દેવોને તથા મનને ઉત્પન્ન કર્યાં મનને દોરવાર પાંચ જ્ઞાનેંદ્રિયોના સંબંધમાં છઠ્ઠી ઇંદ્રિય તથા દશ ઇંદ્રિયોના સંબંધમાં અગીયારમી ઇંદ્રિય કહેવામાં આવે છે

પછી બ્રહ્માએ દેવગણોને[8] પોતાના મનથી ઉત્પન્ન કર્યાં તેઓ ઇશ્વરના નિયમાનુસાર વર્તે છે અને આ બ્રહ્માંડની વ્યવસ્થા ચલાવે છે

---

૧ ખાલિક પેદાકરનાર ૨ હાફઝ, નચાર કરનાર ૩ મારનારવાળો ૪ લતીફ ૫ અંશ ૬ ૫ઃ કાન, ચામડી, આંખ, જીભ, નાક. ૮ ફરિસ્તાઓ

ત્યાર પછી બ્રહ્માએ પોતાના મનમા ખનિજ, વનસ્પતિ પ્રાણી અને મનુષ્ય સૃષ્ટિ ઉત્પન્ન કરી અને એવી રીતે આખા બ્રહ્માંડનો મનોમય ચિતાર સપૂર્ણ કર્યો, અને તેમા જીવનની સર્વ શક્તિઓના વિકાસક્રમ ચાલે એવુ કર્યુ આ વિકાસ અથવા સસાર ચક્રની માફક સર્વદા ર્યા કરે છે અને તેની સાથે સઘળા જીવો બધાયલા છે

## વિષ્ણુનું કાર્ય.

બ્રહ્માંડની રચના બ્રહ્માએ ઉપર મુજબ કરી પણ આ રૂપોને પ્રકટ કરવા માટે સ્થુળ પ્રકૃતિના આવરણની જરૂર હતી એ કાર્ય સર્વવ્યાપક, પાલક તથા રક્ષક એવા વિષ્ણુનુ હોવાથી તેમણે પોતાની જીવન શક્તિ આ બધા રૂપોમા પ્રાણ રૂપે અર્પી, એક પુરાણમા કહ્યુ છે કે વિષ્ણુએ પોતે સઘળા રૂપોમા પ્રાણ રૂપે પ્રવેશ કર્યો અને તેમને સચેતન કર્યા આવી રીતે અખિલ બ્રહ્માંડ પ્રાણમય અને ચેતનમય થયુ

## શિવ અથવા મહાદેવનુ કાર્ય.

" જ્યારે સૃષ્ટિમા મનુષ્ય વર્ગને ઉત્પન્ન કર્યો ત્યારે તેટલાથી ચાલે તેમ નહોતુ ઇશ્વરના બે સ્વરૂપોએ પોતાના અશ મુક્યા હતા પણ ત્રીજા સ્વરૂપનુ કાર્ય હજી બાકી હતુ તેનુ કાર્ય રૂપોનો લય કરીને જીવોને મુક્ત કરવાનુ તથા તેઓને પોતાના મૂળ સ્વરૂપ સાથે એક રૂપ કરીને આનદમય કરવાનુ હતુ મનુષ્ય જીવનનુ ત્રિપુટીરૂપ પૂર્ણ થાય અને ઈશ્વરના ત્રિપુટી સ્વરૂપનુ તે સપૂર્ણ પ્રતિબિમ્બ બની રહે તેને માટે તેમા મહાદેવના અશનો પ્રવેશ થવાની જરૂર હતી " (**સનાતન ધર્મ**, પાનુ ૨૬)

## વિકાસ ક્રમનો આરંભ.

ઉપરનુ કાર્ય થઇ રહ્યુ એટલે મનુષ્ય જીવે પોતાના લાબા કાળ પર્યંતના વિકાસ ક્રમનો આરભ કર્યો ગત કલ્પોમા ખનિજ, વનસ્પતિ અને પ્રાણી વર્ગો દ્વારા તેનો યોગ્ય વિકાસ થઇ ચૂકયો હતો આવી રીતે વનસ્પતિ તથા પશુદ્વારા વિકાસ પામતા પામતા જીવ મનુષ્ય વર્ગમા આવે છે તે વિકાસની વૃદ્ધિ થતા થતા મનુષ્યને આત્માનો આવિર્ભાવ સ્પષ્ટ થાય છે, તથા તે નાશવત મનુષ્ય દેહ વડે અવિનાશી પદની ઇચ્છા રાખે છે

જીવ પ્રથમ આ સ્થુળ સૃષ્ટિમા ખનિજ રૂપે આવે છે, તે અવસ્થામા તેને બાહ્ય જગતનુ કાઇ જ્ઞાન હોતુ નથી, પણ બહારના જબરા આચકા તથા ઝપાટાથી તેનુ ધ્યાન તે તરફ ખેચવામા આવે છે, અને તેના

અસ્તિત્વનુ તેને ભાન કરાવવામા આવે છે ધરતીકપ, જવાળામુખી પર્વતોનુ ફાટવુ, ઇત્યાદી બનાવોથી જીવને ભાન કરાવવામા આવે છે તે એકલો નથી ઘણોજ લાબો સમય વીત્યા પછી તે જીવોમા પૂરતી જાગ્રતી આવી, અને તેઓ ખનીજ પદાર્થો કરતા વધારે નરમ તથા વળી શકે એવા દેહ ધારણ કરવાને લાયક થયા, એટલે તેઓ વનસ્પતિ વર્ગમા ગયા અને જે જીવો તેમની પછી ઇશ્વરથી છુટા પડયા તેઓએ તેમનુ સ્થાન લીધુ

વનસ્પતિ વર્ગમા આવ્યા પછી જીવોને બહારની સૃષ્ટિનુ કઇક વધારે જ્ઞાન થયુ તેઓને સુરજની ગરમીનુ, પવનની લેહરોનુ અને જીવન આપનાર વરસાદનુ ભાન થવા લાગ્યુ

તેઓ તે સ્થિતિમા વધારે કાળ સુધી રહયા તથા તેમની લાગણીઓ વધારે તીવ્ર થતી ગઇ, તેમ તેમ તેઓ વધારે લાબા આયુષ્ય વાળી વનસ્પતિ જેવી કે છોડ, વૃક્ષ વિગેરેમા પ્રવેશ કરવા લાગ્યા ત્યા તેઓની અતઃશકિતઓ વધારે ખીલવા લાગી અને એમ થતા થતા તેઓ પ્રાણી વર્ગમા પ્રવેશ થયા

પ્રાણી વર્ગમા આવેલા જીવો ઘણી ઝડપથી આગળ વધવા લાગ્યા પોતાના ખોરાકની શોધમા, એક બીજા સાથે લડાઇ કરવાથી, પોતાનુ કાર્ય સાધવા માટે એક એકને છેતરવાથી, તેઓની ઇદ્રિયોનો તથા તેઓની સાધારણ મન શકિતઓનો ઉદ્દભવ થવા લાગ્યો તથા તેઓ દૃઢ થતી ગઇ છેવટે પ્રાણી વર્ગના દેહ પણ એ જીવોના કાર્ય માટે ઉપયોગી ન રહેવાથી તેવોએ મનુષ્ય દેહ ધારણ કર્યો

સાધારણ રીતે આમ વિકાસ ક્રમ ચાલે છે કોઇક જીવ થોડા વખત સુધી પછાત પડી જાય, કોઇ આગળ નીકળી જાય

જયારે એ જીવની વિષય ભોગની તૃષ્ણા છુટી જાય છે ત્યારે તેન આ ચકકર સાથનુ બધન તુટી જાય છે અને તે જીવ મુક્ત થાય છે તે માણસને જીવન મુકત કહે છે

ઘણીવાર આવા જીવન મુકતો દુનીયામા બીજા જીવોને સહાય કરવાને આ લોકમા રહે છે, અને જીવે છે તેઓ આચાર્ય કહેવાય છે[૧]

---

૧ આ હીંદુ ભાઇઓને તેમના શાસ્ત્ર આધારે સમજણ આપવામા આવી છે જે ભાઇઓના ધર્મ સિધ્ધાન આથી જુદા હોય તેમને માટે આ નથી

## સત-ચિત-આનંદ

### પુરૂષના આ ત્રણ ગુણો છે

સત્વ, રજસ્, તમસ

પ્રકૃતિના આ ત્રણ ગુણો છે તમસથી એટલે જડતાથી પ્રકૃતિને પ્રત્યાઘાત કરવાની શક્તિ તથા સ્થીરતા મળે છે

રજસથી એટલે ગતિથી પ્રકૃતિ પ્રવૃત્ત એટલે ગતિવાળી થાય છે સત્વ એટલે સમતાથી તે ગતિ નિયમિત થાય છે

આ ગુણો અવિનાશી આત્માને દેહમા બંધનમા નાખે છે અને કદિ છુટા પડતા નથી, પણ દરેક વ્યક્તિમા તેમાના કોઈ એકનુ બીજાના કરતા પ્રાધાન્ય હોય છે જેનામા તમોગુણનુ પ્રાધાન્ય હોય છે તે તામસિક કહેવાય છે, જેનામા રજોગુણનુ પ્રાધાન્ય હોય છે તે રાજસિક કહેવાય છે જેનામા સત્વગુણનુ પ્રાધાન્ય હોય છે તે સાત્વિક કહેવાય છે પદાર્થ માત્રનો તામસિક, રાજસિક અને સાત્વિક એ ત્રણ વર્ગમા સમાવેશ થઈ શકે છે (ભગ ગીતા અધ્યાય ૧૪, ૧૭-૧૮)

## પાંચ મહાભુતો.

આપણે આગળ કહ્યુ છે કે બ્રહ્મા ઉત્પાદક રૂપે પ્રકૃતિના સાત તત્વો રચે છે પહેલા બે મહત અને અહંકાર અને બીજા પાચ, આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી એને પાચ મહાભુતો કહે છે તમામ સૃષ્ટિ આની બનેલી છે માણસનો દેહ કેવી રીતે બનેલો છે તે જોઇએ શરીરમા હાડકા વગેરે જેટલો કઠણ ભાગ છે તે પૃથ્વીનો છે લોહી વગેરે જેટલો પ્રવાહી ભાગ છે તે જળનો છે હાલવુ, ચાલવુ, સકોચાવુ શ્વાસ લેવુ વગેરે જે ક્રિયા થાય છે તે વાયુનો ભાગ છે, અને શરીરમા જેટલો પોલાણનો ભાગ છે તે આકાશનો છે ભુખ વગેરે જેટલો ગરમ ભાગ છે તે અગ્નિનો છે અગ્નિને તેજ પણ કહે છે

## પચીશ તત્વો*.

ઉપલા પાચ મહાભુતના દરેકના પાચ તત્વ છે એટલે પચીસ તત્વનો આ સ્થુળ દેહ બનેલો છે

---

* આ પાચ મહાભુત અને પચીસ તત્વોને વાસ્તે ઘડીએ "નુરે રોશનમા પાચ પચીસ (ઘટના ચોગો) કરી કહયા છે

પ્રથ્વીના પાચતત્ત્વ, ૧, અસ્થિ (હાડકા) ૨, માસ, ૩, ત્વચા (ચામડી) ૪, નાડી (નસો) ૫, રોમ (રૂવાડા અથવા વાળ)

જળના.—૧, શુક્ર એટલે વીર્ય, ૨, શોણીત એટલે લોહી, ૩ લાલ (થુક) ૪, મુત્ર અને ૫, સ્વેદ, (પરસેવો)

અગ્નિના—૧ ક્ષુધા (ભુખ), ૨, ત્રષા (તરસ) ૩, આળસ, ૪ નિદ્રા (ઉંઘ) ૫ કાન્તિ (તેજ

વાયુ—૧ ચલન (ચાલવુ), ૨ વલન અથવા ઉત્ક્રમણ (વળવુ તથા ઉભુ થવુ ૩ ધાવન (દોડવુ, ૪ પ્રસારણ (પોહોળુ કરવુ) ૫ આકુચન (સંકોચવુ)

આકાશ—કામ, ક્રોધ, શોક, મોહ, અને ભય

| પ્રથ્વીના | જળના | અગ્નિના | વાયુના | આકાશના |
|---|---|---|---|---|
| અસ્થિ (હાડકા) | શુક્ર (વીર્ય, | ક્ષુધા (ભુખ) | ચલન | કામ |
| માસ | શોણીત (લોહી) | ત્રષા (તરસ) | વલન | ક્રોધ |
| ત્વચા (ચામડી) | લાલ | આળસ | ધાવન | શોક |
| નાડી | મુત્ર | નિદ્રા | પ્રસારણ | મોહ |
| રોમ | સ્વેદ (પરસેવો) | કાન્તિ (તેજ) | આકુચન | ભય |

## સ્થુળ દેહ†—અન્નમય કોશ.

એ પંચ મહાભુતમાથી પચીસ તત્વોનો આ સ્થુળ દેહ બન્યો છે એ સર્વ તત્વો પંચભુતનુ કાર્ય છે તેથી જડ છે અને આત્મા તો તેથી ન્યારો છે એ પચીસ તત્વોના સમુદાય રૂપ સ્થુળ દેહ સાથે આત્માને કાઇ સબંધ નથી દેહ એ નામ પણ કલ્પના માત્ર છે કેમકે જે જે તત્વોનો બનેલો છે તે બધા જુદા જુદા કરી નાખ્યા હોય તો દેહ કાઇ રહેતો નથી

વળી આ સ્થુળ દેહને અન્નમય કોશ કહયો છે કારણકે દેહ અન્નથી ઉત્પન્ન થાય છે અને વધે છે તે કોશેટાની પેઠ આત્માનુ આ-

† કસીફ તન

વરણુ કરીને રહયો છે માટે એને હોરા કહે છે પિતાએ ખાધેલા અન્નનું પરિણામ વીર્ય છે, અને માતાએ ખાધેલા અન્નનુ પરિણામ લોહી છે. માતાનુ રૂધિર અને પિતાનુ વિર્ય એ બન્ને ગર્ભાશયમા એકઠા થવાથી ગર્ભ રહે છે અને દેહ બધાય છે

---

## સ્થુળ દેહની અવસ્થા.

જાગ્રત અવસ્થાનુ સ્થાન નેત્ર છે કારણકે ઘણુ કરી જાગ્રત અવસ્થાનો સઘળો વ્યવહાર નેત્ર વડે થાય છે જન્મ્યા પછી ઇદ્રિયો વડે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ વગેરે વિષયોનુ જ્ઞાન થાય છે તેને જાગ્રત અવસ્થા કહે છે આગળ જણાવી ગયા તેમ પાચ જ્ઞાનેદ્રિયો છે, પાચ કર્મેદ્રીયો છે અને ચાર અતઃકરણ છે

| પાંચ જ્ઞાનેદ્રિયો. | જ્ઞાનેદ્રિયોના વિષય. |
|---|---|
| શ્રોત્ર (કાન) | શબ્દ |
| ત્વચા ચામડી) | સ્પર્શ |
| ચક્ષુ (આખ) | રૂપ |
| જીહ્વા (જીભ) | રસ |
| ઘ્રાણુ (નાસિકા) | ગધ |

| પાંચ કર્મેદ્રિયો | કર્મેદ્રિયોના વિષયો |
|---|---|
| વાક ( વાણી ) | વચન (બોલવુ) |
| પાણિ (હાથ) | આદાન (લેવુ દેવુ,) |
| પાદ (પગ) | ગમન (ચાલવુ) |
| ગુદા (પાયુ) | વિસર્ગ (મળત્યાગ) |
| શિશ્ન (લીંગ) | આનદ (રતિ વિશ્રામ) |

| ચાર અતઃકરણ | તેના વિષયો |
|---|---|
| મન | સકલ્પ વિકલ્પ |
| બુધ્ધિ | નિશ્ચય |
| ચિત્ત | ચિતવન |
| અહકાર | અભિમાન |

---

## સ્થુળ શરીરના વિકારો.

૧ જન્મવું ૨ અગ્નિ જનમ્યા પછી હોવુ તે ૩ વધવુ ૪ જુવાન થવુ ૫ ઘરડા થવું ૬ નાશ પામવુ

આ વિકારો સ્થુળ દેહના છે, આત્માના નથી આત્મા તો હમેશા અજર અમર છે

હવે આ સ્થુળ દેહમાથી પ્રાણ નીકળી જાય છે ત્યારે શબમા એકલા પ્રથ્વીના તત્વો રહે છે અને જળ, તેજ, વાયુ, અને આકાશ એ ચાર ભુતના તત્વો પાછા તેમા મળી જાય છે ભુખ-તરશ વગરે અગ્નિમા મળી જાય છે, ચાલન, ધાવન, વગેરે વાયુમા મળી જાય છે કામ, ક્રોધ વગેરે આકાશ ભુતમા મળી જાય છે શુક્ર, શોણિત વગેરે પાચ જળ ભુતમા મળી જાય છે

પ્રથ્વીના પાચ તત્વો જે બાકી રહેલા જોવામા આવે છે તે મડદુ ત્રણ પ્રકારે વગે થાય છે બાળવાથી, દાટવાથી અને જાનવરોના ખાવાથી જો બાળવામા આવે તો તેની રાખ થઇ પ્રથ્વીમા મળી જાય છે, જો દાટવામા આવે તો માટી થઇને પ્રથ્વીમા મળી જાય છે અને જો જાનવરો ખાઇ જાય તો તેની વિષ્ટા થઇ પ્રથ્વીમ મળી જાય છે

---

## સુક્ષ્મ દેહ .

સુક્ષ્મ દેહ અથવા લિંગ દેહ પણ પચભુતોનોજ* બનેલા છે તે પણ પચીસ તત્વોનો બનેલો છે

આકાશના -૧ અત કરણ ૨ મન, ૩ બુધ્ધિ, ૪ ચિત ૫ અહકાર. અત કરણ, એટલે દેહમા સુખ દુખ જ્ઞાન વગેરે સાધનરૂપ ઇદ્રિ એના વડે જે કાઇ કામ કરવાનુ હોય તે પહેલા સ્ફુરે છે, પછી મન વડે સકલ્પ વિકલ્પ થાય છે, બુધ્ધિથી નિશ્ચય થાય છે ચિતવડે અમુક રીતે કરવાથી સારૂ થશે અમુક રીતે કરવાથી બગડશે એવુ ધ્યાન થાય છે અને અહકાર એટલે અમુક કામ હુ કરીશ એવુ અભિમાન થાય છે અત કરણ તો એકજ છે પણ જુદી જુદી વૃતિઓને લીધે જુદા જુદા નામ પાડયા છે

---

* સ્વીકૃ તત

વાયુ—એના પાંચ તત્વ ૧ વ્યાન ૨ સમાન ૩ ઉદાન ૪ પ્રાણ ૫ અપાન

૧ વ્યાન=સર્વ અંગમાં રહે છે જેનેથી શરીરના સાંધા વળે છે

૨ સમાન=નાભિસ્થાનમાં રહે છે એનું કામ ખાધેલું અનાજ પચાવી અન્ન રસ જે જુદો પડે છે તેને નાડીઓ રસ્તે શરીરમાં દરેક જગ્યે પોહોંચાડે છે

૩ ઉદાન, એ વાયુ કંઠસ્થાનમાં રહી ખાધેલા અન્નનો જુદા જુદા વિભાગ કરે છે ગાયન તથા હેડકી (અડગરી) આ વાયુ કરે છે

૪ પ્રાણ, એ વાયુ હૃદયમાં રહે છે અને શ્વાસો શ્વાસ ચલાવે છે રાત અને દીવસ મળી ૨૧૦૦૦ વાના શ્વાસ થાય છે

૫, અપાન એ વાયુનું સ્થાન ગુદા છે ત્યાં રહી તે દેહમાંથી મળને બહાર કાઢે છે

અગ્નિના પાંચ તત્વ—૧ શ્રોત્ર (કાન) ૨ ત્વચા ૩ ચક્ષુ ૪ જીવ્હા ૫ ઘ્રાણ

કાન વડે સાંભળાય છે, ત્વચા ચામડી વડે ટાઢું, ઉનું, કઠણ કોમળ જણાય છે, આંખ વડે રૂપ દેખાય છે જીવ્હા (જીભ) વડે સ્વાદ માલમ પડે છે ઘ્રાણ (નાસિકા) વડે સારી નરસી વાસ માલમ પડે છે

જળના પાંચ તત્વ—૧ વાક (વાણી) ૨ પાણી (હાથ) ૩ પાદ (પગ) ૪ ગુદા (મળ ત્યાગ) ૫ શિશ્ન (લિંગ) વાકથી વાચા થાય છે, એ ઇંદ્રી ન હોય તો માણસ બોલી શકે નહિ હાથની હરેક ચીજ લેવાય દેવાય છે પગથી હરાય ફરાય છે, ગુદાથી મળત્યાગ થાય છે, શિશ્નથી રતિ ભોગ તથા પીશાબ થાય છે

પ્રથ્વીમા પાંચતત્વ—૧ શબ્દ ૨ સ્પર્શ ૩ રૂપ ૪ રસ ૫ ગંધ આ વિષયોમાં લીન થનાર માણસ મરનમાંથી છુટતો નથી

ઉપલા જ્ઞાનેદ્રિય, કર્મેદ્રિય તત્વો તથા પ્રાણ, મન અને બુધ્ધિ મળી સૂક્ષ્મ શરીર બન્યું છે એ ઇંદ્રિયોથી દેખાતું નથી જેથી એને સૂક્ષ્મ એટલે નાનું શરીર કહે છે

## સૂક્ષ્મ દેહના કોશ.

જેવી રીતે સ્થુળ દેહમા અન્નમય કોશ છે તેવી રીતે સૂક્ષ્મ દેહમા

ત્રણ કોશ છે. ૧ પ્રાણમય કોશ ૨ મનોમય કોશ ૩ વિજ્ઞાનમય કોશ અન્નમય કોશમા મનોમય કોશ, મનોમયમા વિજ્ઞાનમય, અને વિજ્ઞાન મયમા આનદમય છે

## સૂક્ષ્મ દેહની અવસ્થા.

જાગ્રત અવસ્થામા જે વિષય દીઠા હોય અથવા સાભળ્યા હોય તેનો જે સસ્કાર અત કરણમા રહયો, તેને ફરી નિદ્રા અવસ્થામા પ્રત્યક્ષની પેઠ દેખાય છે તેનુ નામ સ્વપ્નાવસ્થા, આ અવસ્થા સૂક્ષ્મ દેહની છે, ને તેનુ સ્થાન કઠ છે

---

## કારણ દેહ.

ત્રીજો કારણ દેહ છે અજ્ઞાનનુ નામજ કારણ દેહ છે, કારણકે પ્રથમ સ્થુળ છે અને બીજો સૂક્ષ્મ દેહ, એ બે દેહની અપેક્ષાથી ત્રીજો કારણ દેહ કહેવાયો તેનુ સ્વરૂપ અજ્ઞાનજ છે એ કારણ દેહમાજ ગાઢ નિદ્રાનો અનુભવ થાય છે સ્થુળ દેહ તો પ્રગટ જોવામા આવે છે, સૂક્ષ્મદેહ તેના તત્વોના કાર્ય ઉપરથી જાણવામા આવે છે કારણ દેહ રૂપ જો કે પ્રત્યક્ષ કે અનુમાનથી જણાતો નથી તો પણ આપણે તેને જાણી શકીયે છીયે દાખલા તરીકે એક માણસ સુતેલો હોય ને બીજો પુરૂષ આવીને તેને કહે કે કેમ ભાઇ તુ સુતો છે કે ? અને પહેલો માણસ જવાબ આપે કે હુ તો ઉંઘમા સુતો છુ જાગતો નથી તો તે મુર્ખ ગણાય કેમકે તે ઉંઘી ગયો હોય તો જવાબ કેમ આપે તેવીજ તરેહ "કારણ દેહને હુ જાણતો નથી" એ અજ્ઞાનને જાણનાર પણ કહેનારજ છે, જ્ઞાન વિના એવુ કહેવાયજ નહિ

## કારણ દેહની અવસ્થા.

ગાઢ નિદ્રા એજ કારણ દેહની સુષુપ્તિ અવસ્થા છે એ અવસ્થામા સર્વ ઇદ્રિયો તથા અત કરણની વૃતિઓ કારણ અજ્ઞાનમા લય થાય છે તે વખતે જાગ્રત કે સ્વપ્ન અવસ્થાનો કાઇ પણ વ્યવહાર જોવામા આવતો નથી

## આનદમય કોશ

એમા આનદમય નામનો પાચમો કોશ છે

## મહાકારણ દેહ અને તેની અવસ્થા.

સ્થુળ, સુક્ષ્મ અને કારણ એ ત્રણ દેહની અપેક્ષાથી ચોથો મહા કારણ દેહ કહેવાય છે અવિદ્યા તથા દેહાદિક પ્રપંચની અત્યંત નિવૃત્તિનું મોટું કારણ માટે મહાકારણ દેહ કહેવાયો, એ ચોથો દેહ જ્ઞાન સ્વરૂપ કહેવાયો "હું દ્રષ્ટા છું" (I am the Witness ) એવું જે વિશેષ જ્ઞાન મનોવૃત્તિમાં થાય છે તેનુંજ નામ મહાકારણ દેહ છે

એની તુર્યાવસ્થા છે તુરીયા એવું શુધ્ધ આત્માનું નામ છે સ્થુળ, સૂક્ષ્મ ને કારણ, જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિ, એ ત્રણને જે જાણવાવાળો શુધ્ધ આત્મા છે તેજ તુરીયા છે

---

સ્થુળ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ એ ચાર દેહથી હું શુધ્ધ આત્મા ન્યારો છું એવું દૃઢ જ્ઞાન થાય તો હમણાં જીવતાજ જીવનમુક્ત થાય દૃઢ જ્ઞાન તે અપરોક્ષ જ્ઞાન થવું જોઇયે શાસ્ત્રો વાચ્યાથી આપણને જ્ઞાન થાય છે તે પરોક્ષ જ્ઞાન કહેવાય, અને ગુરૂ તથા શાસ્ત્રના ઉપદેશ વડે અનુભવ પૂર્વક સત-ચીત-આનંદને પોતારૂપ જાણવા એ અપરોક્ષ જ્ઞાન કહેવાય[1].

## હવે ઈસ્લામ મુજબ તપાસીયે.

**કુરાન શરીફમાં** કહ્યું છે કે મે (ખુદાએ) આસમાન અને ધરતી તે બન્નેની વચ્ચેની તમામ ચીજ ૭ દહાડામાં પેદા કરી

વળી કહ્યું છે કે " જેણે બે દીવસમાં ધરતી પેદા કીધી તેની ઉપર શું તમો ઇમાન નથી લાવતા ? તે દુનીયાનો ધણી છે તેણે પૃથ્વી ઉપર પહાડો સરજ્યા પછી તેણે આસમાનો પેદા કર્યાં અને દરેક આસમાન ઉપર ફરેસ્તાઓ નીમ્યા " પછી માણસ પેદા કર્યાં

મીશ્કાત-(હદીસ) મુજબ ખુદાએ શનીવારે પ્રથ્વી, રવીવારે પહાડો, સોમવારે ઝાડો, મંગળવારે બધી ખરાબ ચીજો (unpleasant things), બુધવારે રોશની, ગુરૂવારે પશુઓ, અને શુક્રવારે જુમાની નમાઝ પછી આદમને પેદા કર્યાં

---

૧. આ તમામ હકીકત હીંદુ ભાઇઓની સમજણ માટે તેમના શાસ્ત્ર પ્રમાણે આપવામાં આવી છે મુસલમાન ભાઇઓ પણ આ વાતો જાણે તો હીંદુભાઇઓ સાથે શાસ્ત્રની વાતચીત સારી રીતે કરી શકે

વળી તવારીખે ફરીસ્તા નામની કીતાબમા લખ્યુ છે કે એક માણસ અમીરૂલ મોમીનીન હઝરત અલી ( ક૦ વ૦)ને પુછયુ કે આદમથી ત્રણ હજાર વરસ પહેલા કોણ હતુ, તો પોતે ફરમાવ્યુ કે " આદમ " આજ પ્રમાણે તે શખસે ત્રણ વખત સવાલ કર્યો અને તેમણે એજ જવાબ આપ્યો કે " આદમ " તે માણસે ચુપ થઇ માથુ ઝુકાવી દીધુ પછી હ૦ અલીએ ફરમાવ્યુ કે જો તુ તીસ હજાર વખત પણ પુછતે કે આદમ પહેલા કોણ હતુ તો હુ એજ જવાબ આપતે કે "આદમ" આ હકીકતથી દુનીયા કયારથી થઇ તે વાત ઉપર રોશની પડે છે,

કુરાન શરીફની કેટલી આયાતો તથા હદીસની વાતોનુ સૂક્ષ્મ રીતે અવલોકન કરીયે તો તે મુજબ પણ શ્રૃષ્ટીનુ બધારણ તથા વિકાસ ક્રમ આગળ જોઇ ગયા તેજ રીતે ચાલે છે કુરાનની તથા હદીસની આયતો લઇ તેનો અર્થ પેગમર (સ૦)ની પાછળ આવનારાઓ સમજાવી ગયા તે ઉપરથી પણ એમ સીધ્ધ થાય છે શબીસ્તરી નામના મહાન સુફીની ' ગુલશને રાઝ " નામની કીતાબની પહેલી લીટીઓ નીચે મુજબ છે —

બનામે આન કે જાનરા ફીકરત આમુખ્ત,
ચેરાગે દીલ બ નુરે જાન બર અફરૂખ્ત,
ઝ ફઝલશ હર દુ આલમ ગશ્ત રોશન,
ઝ ફયઝશ ખાકે આદમ ગશ્ત ગુલશન
તવાનાઇ કે દર યક તુરફતુલ એન,
ઝ કાફો નુન બર આવોર્દ કોનૈન,
ચુ કાફે કુદરતશ દમ બર કલમ ઝદ,
હઝારાન નકશ બર લૌહે અદમ ઝદ
અઝ આન દમ ગશ્ત પેદા જાને આલમ,
વઝાન દમ શુદ હુવૈદા જાને આદમ,
દર આદમ શુદ પદીદ આન અકલ ઓ તમીઝ,
કે તા દાનેસ્ત અઝ આન અસ્લે હમા ચીઝ
ચુ ખુદરા દીદ યક શખસે મોઇય્યન,
તફકકુર કર્દ તા ખુદ કીસ્તમ મન,
ઝ જુઝવી સુયે કુલ્લી યક સફર કર્દ,
વઝ આન જા બાઝ બર આલમ ગુઝર કર્દ

જહાનરા દીદ અઝ્રે અએતેબારી,
ચુ વાહેદ ગશ્તા દર અએદાદ સારી,
જહાને ખલ્કો, અમ્ર અઝ યક નફ્સ શુદ,
કે હમ આન દમ કે આમદ બાઝ પસ શુદ

અર્થ—( હુ આ ચોપડી તેના નામથી લખવાની નક્કી કરૂં છુ ) જેણે જીવને વિચાર કરવાનુ શીખવ્યુ અને દીલના ચેરાગમા જાનનુ નુર સલગાવ્યુ જેના ફઝલથી બન્ને આલમા રોશન થઇ, જેના ફયઝથી આદમ ( માણસ ) ની ખાક ગુલશન એટલે બાગ થઇ એટલે તેણે જે ગેબની આલમ છે અને જે દેખીતી આલમ છે તેમા તજલ્લી એટલે નુર મુકી બન્ને આલમોમા તરેહ તરેહની ખલ્કત પેદા કરી છે

તે એટલો શક્તીવાન છે કે એક આખના પલકારામા બે શબ્દ બોલી, ( કાફ અને નુન ) બન્ને આલમો હસ્તીમા લાવ્યો (એટલે કે હિંદુ ધર્મમા કહે છે કે પહેલી શ્રષ્ટિ પેદા થવાની કલપના થયા પછી "ઓમ" ( ૐ ) શબ્દ થયો, પછી શ્રષ્ટિ પેદા થઇ, તેની તરેહ " કુન ફયકુન " તુ થા, એમ બોલતા શ્રષ્ટિ પેદા થઇ) જ્યારે તેની (ખુદાની) કુદરતના કાફે કલમ પર ફુક મારી કે અદમ (non-existence) ની પાટીપર હઝારો નકશ એટલે ચીત્ર પેદા થયા તેથી તમામ આલમ પેદા થઇ અને માણુસનો જીવ શુ છે તે પણ માલમ પડયુ [સર્વ પેદાયશમા માણુસને "જામે ઉલ કમાલાતે વજુબી વ ઇમકાની " કહે છે એટલે કે ( Man is a microcosm )] માણુસમા અકકલ અને જ્ઞાન પેદા થયુ, જેથી તમામ ચીજની અસલ શુ છે તે તેણે જાણ્યુ એટલે કે તમામ શ્રષ્ટિ એકજ ચીજમાથી પેદા થઇ છે

જ્યારે માણુસે જોયુ કે બીજી પેદાયશો કરતા તે જુદી રીતે સરજાયલો છે, ત્યારે વિચાર કીધો કે હુ કોણ છુ (જ્યારે ખનીજ, વનસ્પતિ પશુ તથા ફરેશ્તા એ બધી ચીજથી પોતાને જુદી તરેહ પેદા થયલો જોયો ત્યારે પોતે શુ છે તે જાણવાની ખાહેશ થઇ) પછી પોતે જે " જુઝ " એટલે ભાગ અથવા અંશ હતો ત્યાથી " કુલ્લી " એટલે " વાહેદ મુતલક " ખુદા જેનો અંશ તે હતો ત્યાસુધી તેણે સફર કીધી, પછી જ્યારે તે પાછો આલમમા આવ્યો, ત્યારે જોયુ કે આ જહાન જે છે તે ફકત એક ખ્યાલી ચીઝ ( suppositional thing–માયા સ્વરૂપ ) છે એકજ

તત્વ બધી શ્રષ્ટીની તમામ બીજમા છે તેણે જોયુ કે ખલકની અને અમરની બન્નેની જહાન એક નફસ અથવા એક તજલ્લી અથવા નુરમાથી પેદા થઇ અને જેવી પેદા થઇ તેવીજ પાછી જતી પણ રહી એટલે કે પેદા થવુ•અને જતુ રહેવુ માત્ર ખ્યાલીજ છે

•વલે ઇન જા યગે આમદ શુદન નીસ્ત,
શુદન ચું બીનગરી જુઝ આમદન નીસ્ત.

વળી અહીયા આવવાનુ ને જવાનુ નથી કારણકે વિચાર કરી જુવો તો જવુ તેજ આવવુ છે (આ લીટીયોનો અર્થ એ છે જે જવુ આવવુ બધુ માયામા આપણને દેખાય છે)

બ અસ્લે ખીશ રાજએ ગસ્ત અશીયા,
હમે યક ચીઝ શુદ પેન્હાન ઓ પયદા,
તઆલા અલ્લા કદીમી કુ બયક દમ,
કુનદ આગાઝો અન્જામે દો આલમ
જહાને ખલ્કો અમર ઇન જા યકી શુદ •
યકી બીસીયારો બીસીયાર અદકી શુદ
હમે અઝ વહેમે તુસ્ત ઇન સુરતે ગેર,
કે નુકતે દાયર અસ્ત અઝ સુરઅત સયેર,
યકી ખત અસ્ત અઝ અવ્વલ તા બ આખેર,
બરૂ ખલ્કે જહાન ગરતી મુસાફર

અર્થ—આ દુનીયાની તમામ પેદાયશો પોતાની અસલી જગાએ એટલે "હક" અથવા સત્ય કે ખુદા જયાથી તે નીકળી ત્યા પાછી જાય છે અને આખે દેખાય છે તે ચીજો અને નથી દેખાતી તે ચીજો બધી એકજ થાય છે ખુદાતઆલા પહેલેથીજ એકદમ શ્રષ્ટીની પેદાયશ પણ કરે છે અને શ્રષ્ટીનો લય પણ કરે છે ખલ્ક અને અમરની આલમ, એટલે દેખાય છે તે જહાન અને નથી દેખાતી તે આલમ, બન્ને તે વખતે એક જગા મળી જાય છે પેદા થતી વખતે એકમાથી બધી શ્રષ્ટિ પેદા થાય છે અને લય થતી વખતે બધુ એકમા મળી જાય છે આ બધી જુદી જુદી ચીજો તને દેખાય છે તે ફક્ત તારા ખ્યાલથીજ છે (એટલે માયાને લીધે છે) કારણકે એ તો એકજ નુકતો અથવા બીંદુ છે (નુકતએ વહેદત), પણ ઉતાવળથી ફરવાથી-તને લીટી, જેવુ લાગે છે

(એક લાકડીને છેડે આગનો અગારો રાખી તેને ગોળગોળ ફેરવવાથી એક આગના કુડાળા જેવુ લાગે છે, પણ ખરેખરી તો તે એકજ આગની ચીગારી છે તેવીજ તરેહ સ્રષ્ટીની પેદાયશથી તે આખર સુધી એકજ લીટી છે અને તેની ઉપર તમામ ખલ્ક મુસાફર મીસાલ છે)

વનસ્પતિ ત્થા પશુ દ્વારા વિકાશ પામતા જીવ મનુષ્ય વર્ગમા આવે છે એ પણ ઇસલામથી અજાણ્યુ નથી

"A body of thinkers sprang up, who received the generic name of *Hukama* (scientists or philosophers) whose method of reasoning was analogous to that of modern science The doctrine of evolution and progressive development to which these philosophers adhered most strongly has been propounded in clear terms by one of their prominent representatives, the famous Al-Hazen. The philosophical notions on this subject may be summarised thus: "In the region of existing matter, the mineral King dom comes lowest, then comes the vegetable kingdom, then the animal, and finally the human being By his body he belongs to the material world, but by his soul to the spiritual or immaterial Above him are only the purely spiritual beings,—the angels —above whom only is God. thus the lowest is combined by a chain of progress to the highest but the human soul perpetually strives to cast off the bonds of matter, and, becoming free, it soars upwards again to God, from whom it emanated (Ameer Ali's "The Spirit of Islam," page 392)

ઉપલો ફકરો મી અમીર અલીની " ધ સ્પીરીટ ઓફ ઇસ્લામ નામની અગ્રેજી કિતાબમા છે જેનો ભાવાર્થ એ છે કે પેગબર (સ૦) ના વખત પછી કેટલાક ફીલસુફો હસ્તીમા આવ્યા હતા જે હાલ હમણાના વિજ્ઞાન શાસ્ત્રીઓ માફક તર્ક બુધ્ધીથી એવા ખ્યાલ ઉપર આવ્યા હતા કે

શ્રષ્ટિની પેદાયશમા સૌથી નીચલે દરજ્જે જેની પેદાયશ તે ખનીજ વર્ગની છે, તેનાથી ચઢતી વનસ્પતિની છે તેની ઉપર પશુની છે, તેની ઉપર મનુષ્યની પેદાયશ છે માણુસ પોતાના શરીરથી આ જડવાદની દુનીયાનો ભાગ છે ( ભૂતાદીનુ આવરણ છે ) પણુ પોતાના આત્માથી આત્મીક અથવા ચૈતન્યની દુનીયા સાથે સબધ રાખે છે માણુસની ઉપર ફક્ત ચૈતન્ય રૂપી શરીર વાળી રૂહો અથવા ફરેસ્તાઓ છે અને તેમની ઉપર ખુદા છે આવી તરેહ શ્રષ્ટિના ક્રમમા સૌથી હલકામા હલકી પેદાયશ વિકાશ થઇ મોટામા મોટા પદે પોહોચે છે પણુ માણુસમા જે રૂહ છે તે હમેશા સ્થુળ શરીરના બધનો તોડી નાખી ખુદા તરફ જવા ઇચ્છા રાખે છે કે જે ખુદામાથી તે નીકળ્યો છે

હવે આ વિચારો કાઇ એકલા તર્ક શાસ્ત્રીઓનાજ હતા એમ નથી મવલાના જલાલુદ્દીન રૂમી સાહેબ, જેઓ એક મહાન સુફી હતા, તેઓ કહી ગયા છે કે:—

અઝ જમાદી મુર્દમ વ નામી શુદમ,
વઝ નુમા મુર્દમ બ હૈયવાન સર ઝદમ,
મુર્દમ અઝ હૈયવાની વ આદમ શુદમ,
પસ ચે તર્સમ કે ઝ મુર્દન કમ શવમ
હમલએ દીગર બમીરમ અઝ બશર,
તા બર આરમ અઝ મલાયક બાલો પર,
બારે દીગર અઝ મલક પર્રાન શવમ,
આચે અદર વ્હેમ નાયદ આન શવમ,
પસ અદમ ગરદમ અદમ ચુન અરગનુન,
ગુયદમ કાના ઇલએહે રાજેઉન.

ખનિજ વર્ગમાથી મરીને વનસ્પતિમા હુ આવ્યો, અને વનસ્પતિમાથી મરીને પશુ વર્ગમા આવ્યો પશુમાથી મરીને મનુષ્ય થયો તો હવે શા સારૂ મારે બ્હીવુ કે માણુસમાથી મરી જઇશ તો માણુસથી હલકે દરજ્જે જઇશ અગર માણુસમાથી મરીશ તો ફરેસ્તો થઇશ અને ફરેસ્તામાથી ટળીને જે થઇશ તે કોઇના કયાસમા પણુ આવી શકશે નહી કારણુકે શરૂઆતમા અદમ (Infinity) હતી તેમા હુ મળી જઇશ આપણુને કુરાન શરીફમા કહ્યુ છે કે સધળાએ પાછુ તેનેજ મળવાનુ છે

**હવે નુરે રોશનમાં** શ્રષ્ટીની પેદાયશ થઇ તે બીના કેવી રીતે વર્ણવી છે તે જોઇએ

જ્યારે કાંઇ પણ ચીજ પેદા થયલી નહિ હતી ત્યારે સુનકાર હતુ

જબ કુચ નહી થા તબ સુનકાર થા,
એકીલા નીરજન આપી આપ થા

પછી તેમાથી નબીનુ નુર થયુ

" પીછું બનાયા નબીકા સો નુર,
નબી નુર સે સબ હુવા સો ઝહુર "

અને વળી કહ્યુ છે કે—

મુસલમાનીમે જીસે "નુર મહમદી" કહેતે હે,
હીદીમે ઉસે "બ્રહ્મ" કહેતે હય
મુસલમાનીમે જીસે "જીબ્રાઇલ" કહેતે હે
હીદીમે ઉસે "વિષ્ણુ" કહેતે હય
મુસલમાનીમે જીસે "આદમ" કહેતે હય
હીંદીમે ઉસે "મહાદેવ" કહેતે હય

અર્થાત—શ્રષ્ટીની રચના થઇ તે પહેલા ખુદા નિરજન નિરાકાર રૂપે એકલો હતો પછી તેમાથી એક નુર જેને નબીનુ નુર કહે છે એટલે તેનુ નુર પ્રગટ થયુ પહેલા Emanation (આકૃતી પ્રગટ થઇ તે) ને હીદુ ધર્મમા બ્રહમા કહે તેમને તેઓ મહમદ કહે છે પછી પાલક રૂપે વિષ્ણુ* (જીવ નાખનારા ફરિસ્તા) આવ્યા તેમને એઓ જીબ્રાઇલ (એક ફરેસ્તાનુ નામ છે તે) કહે છે છેવટે હીદુ ધર્મમા મહાદેવની ઉત્પતી થઇ અને ઇસલામ મુજબ આદમ અલેહીસ સલામની થઇ તેથી એઓ હીંદુ ભાઇઓને સમજણ પાડવા ખાતર આદમને મહાદેવ કહે છે[1]

---

*વિષ્ણુ એ ખુદા રૂપે નથી પણ તેણે બનાવેલા ફરિસ્તા રૂપે હોઇ શકે.

૧ આમા પીર સાહેબ બતાવે છે કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ (મહાદેવ)એ ખુદા નથી પણ ખુદાએ બનાવેલી શકતીઓ છે જે તેના હુકમ પ્રમાણે અમલ કરે છે હીંદુભાઇઓને ખરા ખુદાનો ખીયાલ દેવાડવા આવા દાખલા આપેલા જણાય છે

એ સૃષ્ટિમા તમામ ચીજ પેદા થઇ તે ખુદામાથીજ થઇ છે અને ખુદા તરફજ પાછી જાય છે

આ સ્થુળ શરીર વિષે કહે છે કે એ પચ મહાભુતોનુ બનેલુ છે તેમા આત્મા છે તે જ્યા સુધી આત્મા-જીવ અલેકમા મળતો નથી ત્યા સુધી માણસનો વિકાસ ક્રમ પુરો થતો નથી

કાયમદીન, આત્મા તો જીવ અલેકમે મીલ ગયા,
પીછુ માટી, પાણી, પવન, આકાશકા ભાગ રહા
કાયમદીન, ઇન ચારૂકી ઉતપત્તી જહાકી તહા સમાઇ,
વોહી પુરૂષકુ જન્મ મરણ કુછ નાહી.

આ સ્થુળ શરીર તુટી જશે તે પહેલા ખુદાના દીદાર જોઇ લે કેમકે મન કાના ફીહાઝેહી આમા ફહોવા ફીલ આખેરતે આમા, એટલે જે અહીયાં આધળા છે તે ત્યા પણ આધળા રહેશે

એક દીન ટુટેગા અર્બે અનાસર[1],
બીન ટુટે આપસકુ જા બીસર
જો પાયા હે યહા સો વહા પાવે સહી,
જો યહા પાયા નહી સો કભુ પાવે નહી.

વધુ ખુલાસા માટે જુવો અધ્યાય, ૩૦,૩૧,૩૨

## હદ-બેહદ-અનહદ.

જગતની ઉત્પત્તિ સનાતન ધર્મ મુજબ તેમજ ઇસલામ મુજબ કેવી તરેહ થઇ તે આપણે જોઇ ગયા છીએ હવે સત લોક મુજબ કેવી તરેહ થઇ તે ઉપર ટપકે જોઇ લઇયે, કારણકે એ મત મુજબ કેટલા સ્થાનો પસાર કરવા પડે છે તે સ્થાનોના નામ " નુરે રોશન "મા છે અને તેના કર્તાએ તે સમજાવવાની કોશીશ કરી છે મુખ્ય ત્રણ મેદાનોના નામ નુરે રોશનમા આવેલા છે, હદ, બેહદ, અને અનહદ કબીર સાહેબ પણ એજ ત્રણ નામ લઇ કહી ગયા છે કે,—

હદ ચલે સો માનવી, બેહદ ચલે સો સાધ,
હદ બેહદ દોનુ તજે તાકા મતા અગાધ

૧ ચાર તત્વો પૃથ્વી, પાણી વગરે

**અર્થ**—હદ એટલે કે વેદ અને વર્ણાશ્રમના કાયદા મુજબ આચરણ કરે તે બેહદ એટલે વર્ણાશ્રમના કાયદાનો નિષેધ કરી જ્ઞાન માર્ગથી ચાલે તે અને કર્મ, ધર્મ, ઉપાસનાથી આગળ વધી સંપુર્ણ જ્ઞાન મળ્યા પછી, એ સર્વ તજી દઇ **પારખ** પદ ઉપર બેસે તેને કોઇ પારખી શકે નહીં તે અનહદ કાયમદીન બાવા સાહેબ પણ એમજ સમ વી ગયા છે—

**કાયમદીન હદકા નામ શરીયત, બેહદકા નામ તરીકત,હકીકત, અનહદકા નામ હેગા અલેક મારેફત**

હવે સત લોકના કેટલાક **સ્થાનોના** નામ છે તે તપાસીયે એમના મત મુજબ જે અનહદ મેદાન છે ત્યા આદિ નાદ થઇ રહે છે

એને **કુદરતે કુલ** અથવા **હુકમ ઈલાહી** કહે છે ત્યા પરમ સતોજ જે બહુજ વિરલા હોય તે પોહોચી શકે છે

અહીયાથી એક ધારા પ્રગટ થઇ અને નીચે ઉતરીને થોભી ત્યા એક મંડળની રચના થઇ એ સ્થાનનુ નામ **અગમ લોક** અને જે ધારા આવીને થોભી તેનુ નામ **અગમ પુરૂષ** છે

ત્યાથી ધારા પ્રગટ થઇ કાઇંક નીચે ઉતરીને થોભી, ત્યા એક મંડળ રચાયુ તે સ્થાનનુ નામ **અલખ લોક** છે અને જે ધારા ત્યા આવીને સ્થભી તેનુ નામ **અલખ પુરૂષ** છે

તે સ્થાનથી ધારા પ્રગટ થઈ નીચે ઉતરીને સ્થભી ત્યા મંડળ રચાયુ તેનુ સામ **સત પુરૂષ** ને સતલોક છે

અહી સુધી નિર્મળ **ચૈતન્યની** રચના છે

આ ઉપરની સતલોકની નીચે એક સ્થાન રચવામા આવ્યુ છે. તેની નીચે એક મોટુ મેદાન છે, જેને **મહા શૂન્યનુ** મેદાન કહે છે

મહાશૂન્ય છોડ્યા પછી નીચે **શૂન્ય** આવે છે જેને દસમુ દવાર કહે છે

આ સ્થળે પુરૂષ અને પ્રકૃતિ પેદા થઇ જે સ્થળે એ પેદા થઇ તે સ્થાને **પાર બ્રહમ** પદ કહે છે

શૂન્યની નીચે **ત્રીકુટી** છે જેને બ્રહમ-પ્રણવ અથવા ૐામ (ૐ) કહે છે

આની નીચે **સહસ્ત્રદળ** કમળ છે તે સ્થાનમા નિરંજન અને જયોતનુ સ્વરૂપ પ્રગટ રૂપે રહેલુ છે

સંતોનુ કહેવુ છે કે અહીથી ત્રણ ધારા સત્ત, રજ ને તમસ ત્રણ ગુણ, અથવા બ્રહમા, વિષ્ણુ અને મહાદેવ કહે છે તે પેદા થઇ આ ધારાઓએ નીચેના દેશની રચના જેને પિંડ દેશ કહે છે તે રચી ( જુઓ **રાધા સ્વામી મત સદેશ** )

સંતોના મત મુજબ સુરત શબ્દ યોગથી જીવ અથવા સુરતને પોતાના અસલી ઘરમા જે મહા પ્રેમ અને આનંદનો ભંડાર છે ત્યા પોહોચાડવી જેથી અમર અને અજર દેશમા જઇ મહાસુખી થાય અને જન્મ મરણ હમેશનુ ટળે



# મોત—આખેરત—રૂહ—બહેશ્ત—દોઝખ.

( ઇમામ ગઝાલી[1] ( ર૦ અ૦ )ની કીમીયાએ સઆદત ઉપરથી .)

જ્યા સુધી માણસ મોત શુ છે તે જાણતો નથી ત્યા સુધી આખેરત (આવતી દુનીયા)નો હકીકત પીછાની શકતો નથી, જ્યા સુધી તે જીદગીની હકીકત શુ છે તે જાણતો નથી ત્યા સુધી તે મોતની હકીકત પીછાની શકતો નથી, જ્યા સુધી તે આત્મા—રૂહની હકીકત જાણતો નથી ત્યાસુધી તે જીદગીની હકીકત પીછાની શકતો નથી, અને રૂહની હકીકત પીછાનવી તે આપણા નફસની હકીકત પીછાનવા બરાબર છે

આદમીમા બે ચીજો છે—એક **રૂહ** (આત્મા) અને બીજુ **કાલબુદ** ( શરીર ) રૂહ સવારી કરનારની મીસાલ છે, અને કાલબુદ સવારીના જાનવર મીસાલ છે અને રૂહને જીસ્મની મદદથી એક દરજ્જો મળે છે—બહેસ્ત કે દોઝખ તે ઉપરાત રૂહને પોતાની જાતને લીધે પણ એક બેહેસ્ત કે દોઝખની હાલત મળે છે જેમા શરીરનો કાઇ હીસ્સા નથી રૂહનુ

---

૧ Renan —' The most original mind among Arabian philosophers " Dr August Tholuck on Ghazzali — "This man, if ever any have deserved the name, was truly a 'divine'

બહેસ્ત તે રૂહની સુખની હાલત, દીલની ન્યામત અને લીઝ્ઝતો છે રૂહ જે રંજ અને તકલીફ ભોગવે છે તેને રૂહાની દોઝખ કહે છે શરીરને સારૂ જે બહેસ્ત અને દોઝખ છે તે જાહેર છે જેવાકે બાગ બગીચા, મહેલો, નહેર, સારા ખોરાક, પીણું વગેરે શરીરનુ દોઝખ, તે આગ, સાપ, વીછી વગેરે બન્નેનુ વર્ણન કુરાન શરીફ અને હદીસમા છે, પણ રૂહાની બહેસ્ત સારૂ કુરાન શરીફમા કહ્યુ છે કે " ખુદાના નેક બદા સારૂ એવી જગા તૈયાર થઇ છે કે જે કોઇ આખે જોઇ નથી, કોઇ કાનોએ સાભળી નથી, કે આદમીના દીલમા તેનો કોઇ તરેહની ખીયાલ પણ આવી શકતો નથી" આ વર્ણન રૂહાની બહેસ્તનુ છે માણુસના દીલમા એક બારી છે તે જ્યારે ખુલી જાય છે ત્યારે તે પોતાની દીલની આખથી તે બહેસ્ત અનુભવે છે, અને તેને કાઇ જાતનો વહેમ રહેતો નથી કારણકે તે અનુભવ કાઇ ચોપડી વાચવાથી કે દલીલથી તેને થતો નથી પણ ખાસ દીલની આખ ખુલવાથી થાય છે જેવી રીતે ડાકટર શરીર જોઇને કહી શકે કે શરીરની બીમારી શાથી થઇ અને તે બીમારી દુર કરવાના ઇલાજો જેવાકે પરહેઝી, થોડુ ખાવુ અને દવા સુચવે છે, તેવીજ તરેહ આદમીના દીલની જ્યારે આ બારી ખુલી જાય છે ત્યારે તેને માલુમ પડ છે કે રૂહની બીમારી જેવી કે રંજ મુશકેલી વિગેરે શાને લીધે પેદા થાય છે "**મારેફત**" ( ખુદાનુ જ્ઞાન ) તે એ રંજની દવા છે અજ્ઞાનપણુ તે એ રૂહને ઝહેર મીસાલ છે

માણુસની **બે રૂહ** છે ( ૧ ) રૂહે હેવાની (animal soul) આમા હેવાનોની રૂહનો અશ છે (૨) **રૂહે ઇન્સાની** (spiritual soul) એ ફરેસ્તાની રૂહોનો અશ છે રૂહે હેવાનીની બેઠક છાતીની ડાબી બાજુએ દીલ (heart) છે જેમાથી વરાળ* જેવી એક બારીક વસ્તુ નીકળીને ભેજામા તેમજ શરીરના બધા અવયવમા ફેલાય છે, જેનેથી આખ જોઇ શકે છે, કાન સાભળી શકે છે અને દરેક અવયવ પોતાની ફરજ બજાવે છે જેવી રીતે એક બતીને ઘરમા લઇને ચાલીયે તો તેનુ તેજ જે દીવાલ પર પડે ત્યા રોશની જાહેર થાય છે તેવી તરેહ આ વસ્તુ દરેક શરીરના અવયવ પર પડવાથી તે રોશન થાય છે જો કોઇ અવયવને એ વરાળ રૂપી વસ્તુ પાહોચતી નથી તો તે પોતાનુ કામ કરતો નથી એ અવયવ-ભાગને લકવો થયો એમ કહીયે છીયે આ રૂહ તે ચેરાગની આગ, દીલ તે ચેરાગની વાટ-બત્તી, આપણે ખોરાક ખાઇયે છીયે તે બત્તીનુ તેલ જેવી રીતે

---

* પ્રાણ

ચેરાગમાંથી તેલ લઇએ તો ચેરાગ હોલવાઇ જાય છે, તેવી રીતે ખોરાક નહી મળવાથી આ રૂહ પોતાનુ સમતોલપણુ ખોઇ નાખે છે અને માણસ મરી જાય છે વળી ચેરાગમા તેલ હોય છે અને વાટે તે તેલ ઘણુ પોતાના ગજા ઉપરાંત પી લીધુ હોય તોપણુ તે બુઝાઇ જાય છે, તેવીજ તરેહ આ દીલ પણુ કેટલીવાર લાબી મુદ્દતે એવુ થઈ જાય છે અને ખોરાક કબુલ કરતુ નથી અને મરી જાય છે વળી કોઇ વાર તેલ ને વાટ બન્ને હોય પણુ ચેરાગની રોશની ઉપર કોઇ ચીજ મારવાથી તે બુઝાઇ જાય છે તેવીજ તરેહ આદમીને કારી ઝખમ લાગવાથી તે મરી જાય છે જ્યા સુધી એ રૂહમા સમતોલપણુ રહે છે ત્યા સુધી તે પોતાનુ કામ કરે છે જ્યારે એનુ સમતોલપણુ જતુ રહે છે ત્યારે શરીરના બધા ભાગોને એ જોર આપી શકતી નથી અને બધા અવયવ શક્તી વગરના થવાથી તેનાં હીલચાલ બધ થઇ જાય છે, ત્યારે એમ કહેવાય છે કે માણુસ મરી ગયુ એનુ નામ મોતે હયવાની (death of the animal soul) છે

વળી માણુસનુ એક બીજી તરેહનુ પણુ મોત છે તે રૂહે ઇન્સાનીનુ છે એ રૂહના ભાગ પડી શકાતા નથી ( indivisible ) અને એનાથી માણુસ ખુદાને જાણી શકે છે એ રૂહનુ કાઇ શરીર નથી આગળ જે આપણે ચેરાગનો દાખલો આપ્યો તેમા તે ચેરાગનુ નુર તે "રૂહે ઇન્સાની" છે નુર આગથી નીરાળુ છે, અને આગથી વધારે સુક્ષ્મ[૧] ચીજ છે આ દાખલો સર્વાશે ખરો નથી કેમકે ચેરાગનુ નુર ચેરાગને તાબે છે ચેરાગ ગુલ થઇ જાય છે તો નુર જતુ રહે છે પણુ રૂહે ઇન્સાની રૂહે હયવાનીને તાબે નથી રૂહે હયવાની મરી જવાથી રૂહે ઇન્સાની જતી રહેતી નથી એનો મીસાલ આપવી બહુ મુશકેલ છે પણુ રૂહે ઇન્સાની તે રૂહે હયવાની ઉપર એમનાર સવાર છે, અથવા હથીયાર બધ એક શીકારી છે એમ કહી શકીયે હવે સવારીનુ જાનવર મરી જવાથી સવાર મરી જતો નથી પણુ સવારી વગરનો થાય છે, અથવા એક શીકારી કે જેના શીકાર કરવાના હથીયાર જતા રહે તેવી તે રૂહની હાલત થાય છે એ સવારીનુ જાનવર અને શીકારના હથીયાર રૂહે ઇન્સાનીને એટલા માટે આપવામા આવ્યા હતા કે ખુદાના જ્ઞાન અને ખુદાના ઇશ્કનો શીકાર કરે જો એ શીકાર કરી લીધો હોય અને પછી તે હથીયાર જતા રહે અને સવારીનુ જાનવર મરી જાય તો, એ મરવુ તો તને વાસ્તે સારુ છે એટલા

૧ લતીફ

મારેજ રસુલુલ્લાહે ફરમાવ્યુ કે છે "મોમીનો વાસ્તે મોત એ ખુદા તઆલાના તેમને માટે એક બખશીશ છે' પણ જો ખુદાનુ જ્ઞાન અને ઇશ્ક મેળવવા પહેલ્લા તે સવારીનુ જાનવર મરી જાય અને શીકારના હથીયાર જતા રહે તો તો દીલગીરી અને મુસીબતનો પાર નથી કારણકે એજ દીલગીરી અને હસરત તે કબરનો અઝાબ છે •

જરા વિચાર કરશો તો માલમ પડશે કે રૂહે ઇન્સાની શરીરથી અને તેના તમામ અવયવોથી તદન જુદી છે દરેક દરેક ભાગ કામ કરતો બધ પડે પણ તેથી કાઇ " રૂહે ઇન્સાની ને ખલલ પોહોચતી નથી જે હમણા તમારૂ શરીર છે તે તમો બાળક હતા તેનાથી જુદુ છે પણ તમારી જાત તે વખત હતી તેજ છે (Personality now is identical with your personality then) એટલા ઉપરથી ખ્યાલ થઇ શકે છે કે જયારે આ શરીર જતુ રહેશે ત્યારે પણ તે તમારી જાતના ખામીયતો જે શરીર વગર રહી શકે છે, જેવી કે ખુદાનુ જ્ઞાન, તે રહેવા નાજ કહયુ છે કે " બાકીઆતુસ-સાલેહાત ", સારી વસ્તુઓ જીવે છે (•The good things abide) તેનો મતલબ આજ છે પણ જો ખુદાના જ્ઞાનને બદલે ખુદાની બાબતોનુ અજ્ઞાનપણુ ( જહલ ) તમારામા હશે તો તે ખામીયત પણ તમારી સાથેજ રહેવાની અને તેનાથી તમને ઘણુ દુ:ખ ઉતપન્ન થશે તેટલાજ માટે કુરાન શરીફમા કહ્યુ છે કે " મન કાના ફીહાઝેહી આમા ફહોવા ફિલઆખેરતે આમા " જે આ જહાનમા આંધળા છે તે આખેરતમા પણ આંધળા રહેવાના છે " રૂહે હયવાના આ આલમની ( અહીંની ) છે અને રૂહે ઇન્સાની આલમે અલવી (ઉપરની દુનીયા)ની છે ' રૂહે ઇનસાની'ની ખામીયત ફરેસ્તાઓની છે તેને આ દુનીયામા જ્ઞાન મેળવવાજ ખુદાએ મોકલી છે કુરાન શરીફમા કહયુ છે કે ' તમે દુનીયામા ઉતરો, તમને મારી તરફથી રસ્તાનો ખબર મળશે, જે લોકો મારા કહયા માફક ચાલશે તેમને કોઇ વાતનો ડર કે ગમ રહેશે નહી " નફખતો ફીહે મિર-રૂહી ' એટલે મે આદમ જાતમા મારી રૂહ ફુકી, જે દેખાડે છે કે " રૂહે ઇન્સાની ' ઉપરની દુનીયાની છે જયારે રૂહે હયવાનીનુ સમતોલપણુ નહી રહેવાથી તબીયત બગડે છે ત્યારે દવા આપી શારીરિક તબીબ—વૈદ તેને સુધારે છે તેવીજ તરેહ જયારે રૂહે ઇન્સાનીનુ સમતોલપણુ જતુ રહે છે ત્યારે શરીયતની અખલાક અને રિયાઝત મુજબ ચાલવાથી તે સમતોલપણુ પાછુ આવે છે રૂહોની હકીકત પીછાનવાથી

આખેરતની પીછાન થાય છે એટલાજ વાસ્તે કહયુ છે કે અલ ઇમાનો બિલ્લાહ વલ યઓમિલ્ આખરે, એટલે ઇમાન લાવો અલ્લાહપર અને કયામતના દીન પર " જે ઉપરથીજ મારેફતનુ તમામ બયાન કીધુ છે પણ એક ભેદ જે, અસલ છે તેનુ બયાન કર્યું નથી કારણકે તે કરવાની રજા નથી દરેક માણસ તે સમજી શકતો નથી કે માની શકતો નથી માણસે પોતેજ તે મહેનત કરીને ખોળી કાઢવો જોઇએ ખુદાતાલાની તે સીફતનુ બયાન કુરાનમા કે હદીસમા પણ નથી તેથી જે લોકો સાભળશે તે ઇનકાર કરશે તેથીજ ખુદા તઆલાએ પેગબરોને ફરમાવ્યુ હતુ કે ખલક-દુનીયાને તેની સમજણ માફકજ સમજાવો (તોકલ્લે મુન્નાસા અલા કદ્રે ઉકુલે હિમ)

આપણે જોયુ છે કે " રૂહ 'ની હસ્તી કાલેબ (શરીર)ની હસ્તીપર આધાર રાખતી નથી હવે કબરના આઝાબ-કષ્ટ વિષે બે બોલ કહીશુ કબરના આઝાબ બે જાતના છે ૧ જીસ્માની ( શારીરિક ) અને રૂહાની (આત્મિક) શારીરીક આઝાબ બધાને માલમ છે પણ રૂહાની આઝાબ તો જે લોકોએ પોતાને પીછાન્યો હોય અને રૂહ શુ છે તે જાણ્યુ હોય તેજ સમજી શકે છે કબરના આઝાબની અસલ જોવા જઇએ તો દુનીયાની દોસ્તી છે જે માણસે દુનીયામા દુનીયાની ચીજો ઉપર વધારે પ્રેમ રાખ્યો હોય તો તેને તે ચીજોથી છુટા પડવાને લીધે મરવા બાદ પણ ઘણો રજ રહે છે પણ જેને આ દુનીયામા દુનીયવી કોઇ ચીજ ઉપર પ્યાર ન હોય તેને મરતી વખતે દુનીયા સાથે કોઇ સબધ નહી હોવાથી તે મોતનો આગરૂમ ફઆતુર રહે છે અને મુવા પછી આરામમા રહે છે તેથીજ રસુલુલ્લાહ ફરમાવી ગયા છે કે " દુનીયાને જેવી તરેહ મે ગણી છે તેવીજ તરેહ તારે પણ ગણવી આખર એક દીવસ તારે એને છોડવી પડશે " જે ખુદાને દોસ્ત ગણે છે તે દુનીયાને દુશમન ગણે છે તેથીજ હદીસમા કહ્યુ છે કે "દુનીયા મોમીનો માટે કેદખાનુ છે અને કાફરોને માટે બેહેસ્ત છે" માણસના શરીરમા મરતી વખતે જે જે વિકારો હોય છે જેવાકે કપટ, કીનો, રિયા, ગરૂરી, હિર્સ, ઠગાઇ, અદાવત, વગેરે તે બધા અઝદહા-સાપરૂપે તેને મરવા પછી ડખે છે અને એજ કબરની દોઝખ છે એ દોઝખ જીસ્માની ( શારીરિક ) છે

દોઝખે રૂહાનીમા ત્રણ જાતની આગ છે —૧ દુનીયાની ખાહેશોથી છુટતા રજ થાય છે તે ૨ પશેમાની ( પસ્તાવો ), શરમીદગી, રૂસવાઇ, ( ફજેતી ) ૩ ખુદાના દીદારથી બે-નસીબ રહેવુ પડે છે તે આગ

દુનીયાના ચાહનારાને દુનીયાથી જે જે ચીજો દુનીયામાં પ્યારી હતી તેની ખાહેશ તેના દીલમાંજ રહેલી હોય છે જેથી તેજ ચીજો ઉપર તેનુ દીલ પાછુ દોડે છે, તે પહેલ્લી દોજખ

બીજી દોઝખ, જયારે માણુસે જે જે કમ કીધા તેનુ તેને ખુલ્લુ જ્ઞાન થાય છે ત્યારે તે પસ્તાય છે જેમકે એક માણુસે કોઇની ગીબત કીધી હોય, તે મુવા બાદ પોતાને પોતાના મુવેલા ભાઇનુ ગોસ્ત ખાતો દેખે, અથવા જેણે હસદ કીધા હોય તે એવુ જુવે કે દીવાલ સામે પોતે પથરા ફેંકે છે અને તે પથરા પાછા આવી પોતાના છોકરાના મોંઢા ઉપર વાગી તે છોકરાની આખ ફોડી નાખે છે, વગેરે દેખાવોથી જે પસ્તાવો થાય છે તે

ત્રીજી દોઝખ તે નીરાશાની છે માણુસ આ દુનીયામા મારેફત (ખુદાનુ જ્ઞાન) મેળવવા પેદા થાય છે તે તે મેળવવા કાઇ મહેનત ન કરે, અને મહેનત, ર્યાઝત કરી દીલને પાક ન કરે જેથી ખુદાના દીદાર તેને મરવા પછી થતા નથી એટલે તે બહુ નીરાશ થાય છે એમ સમજો કે થોડા માણુસો અંધારા વાળા જંગલમાથી પસાર થાય છે તેમાના કેટલાકો તે જંગલમા પડેલા ચળકતા પથરા ભેગા કરીને સાથે લેતા જાય છે, અને બીજાઓ તેમની મશકરી કરી હસે છે કે "એ ભાર શા સારૂ ઉપાડો છો ?" પછી જયારે એકદમ રોશની થાય છે ત્યારે તે લોકો જુએ કે જે પથરા તેઓ ઉપાડતા હતા તે તો બેશ મુલ જવાહેરો હતા ત્યારે તે લોકોને નીરાશા થાય કે આપણુ ભેગા કરતે તો આપણેથી પણ થઇ શકતે પણ અમપણે એ નહી કર્યુ એ મોટી ભુલ કરી, દુનીયા રૂપી જંગલમા ઇબાદત અને ખુદાના જ્ઞાન રૂપ જવાહેરો માણુસ નહી ભેગા કરે તો તેને એવેજ પસ્તાવાનો વખત આવે છે

કેટલાક માણુસો આખેરતને માનતાજ નથી તેમને સારૂ શુ કહેવુ ' હઝરત અલી એક વખત એવા માણુસ સાથે બહસ કરતા બોલ્યા કે "જો તુ ધારે છે તેમ આખેરત જેવુ કાઇ હોયજ નહી તો પછી આપણુ બન્નેને કાઇ બીહીવાનુ નથી, પણ જો હુ કહુ છુ તેમજ હોય તો તો પછી હમને કાઇ જાતની ઇજા નથી પણ તારે ભોગવવુ પડશે '

હઝરત અલી એમ બોલ્યા તેથી આખેરત વીશે તેમને કાઇ શક હતો એમ નહોતુ પણ તે દલીલ કરનાર માણુસની સમજણમા બીજી રાહે યકીનની વાત ઉતરવાની નથી એમ તેઓએ જાણ્યુ તેથી આમ બોલ્યા હતા આ ઉપરથી સમજવાનુ છેકે પેલી દુનીયા સારૂ જે સખસ તૈયારી કરતો નથી તે મોટો મુર્ખ અને ગાફેલ છે, વિગેરે ઇમામ ગઝાલી સાહેબે લખેલુ છે આથી સમજાય છે કે રૂહના ઇલ્મને જાણુવાની કેટલી બધી જરૂર છે આની તાલીમ સુફીઓજ આપી શકે છે

## સુફીવાદ. ( Sufism )

"સુફી' શબ્દ "સુફ" ઉપરથી નીકળેલો છે જેનો અર્થ ઉનનું જાડું લુગડું થાય છે કારણકે આ પંથના વિચારો ધરાવતા માણસો હમેશા જાડા કામળ જેવા લુગડા પહેરતા હતા ઇરાનમા સુફીઓને "પશમીના પોશ" એટલે ઉનના કપડ પહેરનાર કહેતા હતા

સુફીવાદનુ અસલ નામ તસવ્વુફ છે એનો મળ હેતુ દુનિયામાનુ લુબ્ધપણુ-ખાહેશ કહાડી નાખી ખુદા તરફ ધ્યાન લગાડવાનો છે અને એ બાબત ઇસલામના વખતમા ઘણી ખીલી નીકળી ઇસલામ પહેલાના ઝમાનામા પણ અરબસ્તાનમા "સુફીઆ" નામનો એક ફિરકો-વર્ગ હતો જે સસારથી અલગ થઇ હમેશા માલીકની બદગી કર્યા કરતો હતો અને એના માણસો હમેશા મકકાના પવિત્ર ધામ "કાબા શરીફ" આગળ બેસી રહેતા હતા ઇસલામ જાહેરમા આવ્યા પછી પણ તેને સુફી નામ આપવામા આવ્યુ

સુફીવાદ, મૌલાના જામી તેમજ બીજા મહાન સુફીઓના લખાણ મુજબ કુરાન શરીફનો બાતીનનો ભેદ છે ( The esoteric doctrine of the Prophet) કેટલાક બીજા વિદ્વાનોના મત મુજબ એ સુફીવાદ વેદાતની અને યુનાનની ફીલસુફીનુ પરીણામ છે એમ કહેવાય છે પણ મહાન સુફીઓ યુનાનની ફીલસુફી તરફ તિરસ્કાર દેખાડતા આવ્યા છે દાખલા તરીકે શેખ ફરીદુદ્દીન અત્તાર કહે છે કે —

> શમએ દીન ચુ હિકમતે યુનાન બસોખ્ત
> શમએ દીલ ઝાન ઇલ્મ બર નતવાન ફરોખ્ત,
> હિકમતે યસરબ બસ અસ્ત, અય મર્દે દીન
> ખાક બર યુનાન ફીશાન અઝ દર્દે દીન

**અર્થ**—દીનની મશાલે યુનાનની ફીલસુફીને બાળી મુકી છે તો બળેલી ફીલસુફીથી તુ દીલની બત્તી રોશન નહી કરી શકશે મદીનાની ફીલસુફી બસ છે, માટે અય દીનદાર મર્દ, જો તને દીનનુ દરદ હોય તો યુનાનની ફીલસુફી ઉપર ધુળ નાખ

આપણે એ તકરારી બાબત જોવાની નથી પણ સુફીવાદ શુ છે તે જોવાનુ છે

"The aim of the sufis was to free the mind from earthly considerations, to purify it from all passions, to leave it only God as an object of meditation The highest truths were not to be reached by study, but by *transport*, by transformation of the soul during ecstasy. The key to the return of a sufi to his original home, and by 'annihilation in God" to once more merge in the divine essence, is *Love* All world is a phantasm and evils therein illusions All desires and feelings have their root in the idea of self and self is an illusion "Therefore the first and the greatest step is to forget the self, and even an earthly love may effect this deliverance *Love* is the sovereign alchemy transmuting the base metal of humanity into the divine gold. "*Al-majazu qantarat-ul haqiqate*," 'the Phantasmal is the bridge to the real,' by the typal love the salik learns to forget self and to see only the beloved, until at length he realises that what he loves in his beloved is a mere reflection of the *Eternal Beauty* which appears in thousands of mirrors, yet is but one When the love of the Divinity is thus developed the Sufi loves God for His sake only. The wish to go to Heaven is a selfish idea and consequently it cannot accompany a Sufi's devotional prayers He loves God for His sake only and his only wish is the Eternal Union with Him "*

સુફીઓની નેમ મનમાથી તમામ દુનીયવી ખ્યાલ અને બુરાઇઓ કાઢી નાખી ફકત તેમા ખુદાને રાખવાનો છે જે સર્વોતમ જ્ઞાન છે તે ચોપડી વાચવાથી અનુભવાતુ નથી પણ રૂહ–આત્માને શુધ્ધ–પાક કરવાથી

* Prof E Browne's "Literary History of Persia."

થાય છે અને તે ફક્ત ઇશ્ક અથવા ખુદાના પ્રેમથીજ થાય છે આ દુનીયા માયા રૂપે છે અને તેમા જે બદીઓ આપણને દેખાય છે તે પણ ફક્ત ખ્યાલીજ છે જે આપણી ખાહેશો, અને લાગણીઓ ( વૃત્તીઓ ) છે તે "ખુદી" અથવા "હુ છુ" એવા ખ્યાલ કલ્પિત છે તેથી સૌથી મોટુ પગલુ એજ છે કે પોતાને ભુલી જવાની કોશીશ કરવી અને તે ફક્ત પ્રેમથીજ થઇ શકે છે અલ મજાઝુ કન્તરતુલ હકીકત=કલ્પિત અથવા ખોટી હાલત એ ખરી હાલતે જવાનો પુલ છે જેથી સાલિક પોતાનો તમામ પ્રેમ એક શખ્સને અર્પણ કરે છે પછી જ્ઞાન થતા તેને માલમ પડે છે કે તેના પ્રેમની ચીજ એક ખુદાનો માત્ર અકસ એટલે પડછાયો છે જયારે આવી રીતે પ્રેમ ઉતપન્ન થાય છે ત્યારે માણસ ખુદાને કાંઇ પણ મતલબ વગર ફક્ત પ્રેમને ખાતરજ ચાહે છે બ્હેસ્તમા જવાની પણ તેની ઇચ્છા હોતી નથી ફક્ત ખુદા સાથે વસ્લ કરવા—મળી જવા ચાહે છે

અર્થાત, સુફીઓની મતલબ ખુદા સાથે જોડાઇ જવાની છે તેમ કરવા સારૂ તેઓ ખુદા તરફ એવો ઇશ્ક અથવા પ્રેમ જગાવે છે કે દરેક વસ્તુમા તે ખુદાજ જુવે છે હવે ખુદા નિરંજન નિરાકાર હોવાથી સાલિક એટલે ખુદાઇ જ્ઞાનનો જીજ્ઞાસુ પહેલા આ દુનીયામા કોઇ શખસ તરફ પોતાના દીલમા એવોજ પ્યાર પેદા કરે છે ઝુલેખા હઝરત યુસુફના પ્યાર સાટ દીવાની થઇ હતી અથવા મજનુ લૈલા તરફ દીવાનો થયો હતો, એવો પ્રેમ પોતામા પેદા કરે છે લલાનો કુતરો આવતો હતો તો પણ મજનુ એમ સમજતો હતો કે તે લૈના આવી હતી એટલે કે જે કાંઇ ચીજ તે જોતો તેમા એમ સમજતો હતો કે તે તેના પ્રેમનીજ ચીજ છે એવો પ્યાર દુનયવી ખાહેશોને લીધે આવતો નથી એ પ્યાર જયારે મુસ્તકીમ થાય છે ત્યારે એ પ્રેમનુ પાત્ર—માશુક ખુદાનો એક પડછાયો છે એવુ તે પ્રેમી—આશકને જ્ઞાન થાય છે મોટે ભાગે સાલિકો એવી રીતે પોતાના શેખ એટલે ગુરૂને એ પ્રેમ અર્પણ કરે છે

મોલાના રૂમી સાહેબ એ ખુદાઇ ઇશ્ક વીશે લખતા કહે છે કે —

ઇશ્કે ઝીન્દા દર રવાનો દર બશર,<br>
હસ્ત હર લહેજે ઝ ગુન્ચે તાઝે તર,<br>
ઇશ્ક આન બગુઝીન કે જુમલે અવલીયા,<br>
યાફ્તન્દ અઝ ઇશ્કે ઉ કાર ઓ કીયા<br>
તુ મગો મારા બદાન શેહ બાર નીસ્ત,<br>
બા કરીમાન કારહા દુશવાર નીસ્ત

ઇશ્ક બશિગાફન્દ ફલકરા સદ શિગાફ,
ઇશ્ક ગરઝનદ ઝમીન રા અઝ ગઝાફ;
ઇશ્ક જોશદ બહરરા માનનદે દેગ,
ઇશ્ક સાયદ કોહરા માનન દે રેગ

*　　*　　*　　*

આતશી અઝ ઇશ્ક દર જાન બર ફરોઝ,
સર બસર ફીકે ઇબાદતરા બસોઝ,
મીલ્લતે ઇશ્ક અઝ હમે દીંહા જુદાસ્ત,
આશકાન રા મઝહબો મીલ્લત ખુદાસ્ત
કુફ્રે ઉ દીનસ્તો દીનસ્ત નુરે જાન,
અયમની દર હો જહાની દર અમાન,

ઇશ્ક આ શોલેસ્ત કે ચુન બર ફરોખ્ત,
આન્ચે જુઝ માશુક બાકી જુમ્લે સોખ્ત,
તેગે "લા" દર કત્લ ગયેરે હક બરાન્દ,
દર નીગર ઝા પસ કે બઆદે "લા" ચે માન્દ,

માન્દ એલા અલ્લા વ બાકી જુમલે રફત,
શાદ બાશ અય ઇશ્ક શીરકત સોઝ રફત

ઉપલાનો સાર એ છે કે જેના દીલમા એક જીવતો પ્યાર એટલે ગેબ અથવા સદગુરૂ સારૂ નિર્મળ પ્યાર વસ્યો તે શખસ દર પળે ફુલની માફક ખીલે છે વાસ્તે તુ પણ એવાજ પ્યારનુ ધ્યાન ધર કારણકે બધા અવલીયા થઇ ગયા તેમનુ કામ પણ એવા પ્યારથીજ સફળ-પાર થયુ હતુ તારે એમ નહી સમજવુ કે મને ખુદાના દર્શન થઇ શકશે નહી, કારણકે તે મોટો દાતા છે તેની આગળ કોઇ ચીજ મુશકેલ નથી ઇશ્ક અથવા પ્રેમ એવી ચીજ છે કે આસમાનના ટુકડે ટુકડા કરી નાખે છે તેમજ ધરતીને ધ્રુજાવી મુકે છે પ્રેમ મહાસાગરને બળતા પાણીની દેગ માફક ઉકળાવી મુકે છે અને પહાડને પીસીને રેતી માફક કરી નાખે છે વાસ્તે પ્રેમનો આતશ તારા જીગરમા સળગાવ અને ઇબાદતની ફીકર ના કર પ્રેમનો ધર્મ એ બધા મનોથી જુદો છે પ્રેમીઓનો મઝહબ અને પંથ એ ખુદા છે એ ખુદાના આશકનો કુફ્ર તે ખરેખરૂ દીન છે અને એનુ દીન તે ખુદાનુ નુર છે, બન્ને જહાનમા તે નિર્ભય અને સલામત છે ઇશ્ક એવી આતશ

છે કે ઘટમાં સળગે છે ત્યારે માશુક ( ખુદા ) સીવાય બધી ચીજો બાળીને ભસ્મ કરી નાખે છે "લા"ની તલવાર ખુદા સીવાય બધાને હાકી કાઢે છે જો, "લા"ની[1] પછવાડે શુ રહયુ છે ? અલ્લાહ રહયો છે અને બાકી બધું ગયુ વાસ્તે ખુશી થા કારણ કે આ ઇસ્કે ખુદા સીવાય બધુ બાળી મુકયુ છે

## સુફીવાદનાં જુદાં જુદાં મંડળો

હીજરી સનના બીજા સૈકામા પહેલા સુફી તરીકે અબુ હાશમ નામના શખસ ઓળખાયા એઓ હી સ ૧૫૦મા આ દુનિયાથી ઉઠી ગયા હતા આ અરસામાજ ભક્તી રસના પુસ્તકો લખવાનુ શરૂ થયુ હતુ. અને ઝિક્ર ( અજપા મત્ર ) ફિક્ર ( ચિતવન ), ઝૌક ( આનદ, ), શોક ( ઉત્સાહ ) સબ્ર ( શાતી ) રઝા ( તાબેદારી ) ફક્ર ( ગરીબાઇ ) તવક્કલ ( સતોષ ભાવના ) શુક્ર ( આભાર નિવેદન ) મોહબ્બત ( પ્રેમ ) ખૌફ (ડર) જેવા શબ્દો જ્ઞાનની સ્થીતી સમજાવવા સારૂ વાપરવામા આવ્યાછે અને સુફીઓએ પોતપોતાના ખ્યાલ અને અભિરૂચી માફક જુદા જુદા મડળો ( Schools ) કાયમ કર્યા સૌથી પહેલુ મ ડળ હી સ ૧૪૯મા હઝરત શેખ અલ્વાન નામના સુફીએ જુદા શહેરમા સ્થાપ્યુ હતુ બીજુ મ ડળ બાયઝીદે બુસ્તામી (રે૦ અ૦) એ બુસ્તામ શહેરમા હી. સ ૨૬૧મા કાઢયુ હતુ ત્રીજુ બગદાદના સુફી સિર્રી સકતીએ હી જ ૨૯૫ મા કાઢયું હતુ ચોથુ મીસ્તાનના ખાજા મોઇનુદ્દીન ચિશ્તીએ ૫૩૨ હીજરીમા ચીશ્તીયા નામનુ કાઢયુ પાચમો "કાદરીયા" તરીકો શેખ અબદુલ કાદર જીલાની (ગૌસ પાક )ના નામથી હીજરી ૫૬૧ મા નીકળ્યો હતો છઠ્ઠો રિફાઇ તરીકો બગદાદના હઝરત અહમદ રિફાઇના નામનો ૫૭૬ હીજરીમા નીકળ્યો હતો. સાતમો સોહરવર્દિયા, બગદાદના શેખ શાહબુદીનના નામથી સ્થપાયો હતો. ( હીજરી ૬૦૦) આઠમો નકશબદીયા તરીકો ૭૧૯મા ખ્વાજા બહાઉદીનના નામથી સ્થપાયો હતો આશરે ૯૦ જુદા જુદા તરીકાઓ છે જેમા મુખ્ય તેર છે અને તેમા ચાર ઘણા મશહુર છે—

૧ કાદરીયા ૨ ચિસ્તીયા ૩ સોહવરદિયા ૪ નકશબદીયા આ બધા રસ્તા જુદા જુદા થવાનુ કારણુ એકે દરેક મહાત્માને જે ખુદા—

---

૧ 'લા" એટલે નેસ્તી કાઇ નહીં પણું.

તઆલાની "સીફાત" પોતાની મરજીને અનુકુળ લાગી તે મુજબ છે એટલે રસ્તો તેમને પસંદ પડયો તે રસ્તે ખુદાને પોહોચવા તેમણે કોશીશ કરી અને તે રસ્તે ખુદાઇ જ્ઞાન મળતાં તેમણે તે તરીકો ખુદાઈ જ્ઞાનના તાલીબોને દેખાડયો. એ સમજાવવા મઉલાના રૂમી સાહેબે મસ્નવીમા નીચેનો કીસ્સો લખ્યો છે – એક માણસે એવુ સાભળ્યુ હતુ કે દુનીયામા એક ઝાડ એવુ છે કે જેનું ફળ ખાય તો તે માણસ મરતો નથી તે ઉપરથી તેણે શહેરે શહેર અને જંગલે જંગલ ફરી તે ઝાડની શોધ કરી. પણ તેને તે મળ્યુ નહી. એટલે નાઉમેદ થઇ એક શેખ પાસે આસુ ભરી આખો સાથે તેની દુઆ લેવા ગયો કે તે દુઆથી તે ઝાડ તેને મળી આવે તેની પાસે જઇને કહ્યુ કે –

શુફ્ત શેહનશાહ કર્દમ અખતેયાર,
અઝ બરાયે જુસ્તન યક શાખસાર,
કે દરખ્તી હસ્ત નાદર દર જહાત,
મેવએ ઉ માયએ આબે હયાત
સાલહા જુસ્તમ ન દીદમ ઝુનીશાન,
જુઝ કે મીઝ વ તસખ્ખરે ઇ મરખીશાન.

અય શહેનશાહ હું એક ઝાડ શોધતો હતો તે ઝાડ એવુ છે કે તેનુ ફળ ખાધાથી અમર જીંદગી થાય છે વરસો સુધી તે શોધ્યુ પણ મળ્યુ નથી ફક્ત લોકોની મશ્કરી અને ઠેકડી અનુભવી છે

તે ઉપરથી તે શેખે જવાબ દીધો કે —

શેખ ખદીદો બગુફ્તશ અય સલીમ,
ઇન દીરખ્તે ઇલ્મ બાશદ દર અલીમ,
બસ બુલન્દો બસ શીગરફો બસ બસીત,
આબે હયવાની ઝ દરીયાએ મોહીત
તું બસુરત રફ્તેઇ અય બે-ખબર,
અઝ આન શાખે માએની બે બહરો બર,
તુ બ સુરત રફ્તેઇ ગુમ ગશ્તેઇ,
ઝાન નમી યાબી કે માઅની હશ્તેઇ

ગાહ દીરખ્શ નામ શુદ ગાહ આફતાબ
ગાહે એહરશ નામ શુદ ગાહે સહાબ,
આ યકે કસ સદ હઝાર આસાર ખાસ્ત,
કમતરીન આસારે ઉ ઉમરે બકાસ્ત
ગરચેહ ફર્દસ્ત ઉ અસર દારદ હઝાર,
આ યકે રા નામ બાશદ બે શુમાર,
આ યકે શખ્સી તુરા બાશદ પીદર,
દર હકે શખ્સી દીગર બાશદ પીસર
દર હકે દીગર બુવદ કહેરો ઉદુ,
દર હકે આન દીગરી લુતફો નેકુ,
સદ હઝારાન નામો આ યક આદમી,
સાહેબે હર વસ્ફશ અઝ વસ્ફે અમી,
તુ ચે બર ચસ્પી બર ઇં નામે હિરબત,
તા બમાની તલખ કામ વ શુર બખ્ત
સુરતે ઝાહેર ચુ જુઇ અય જવાન,
રવ માઆની રા તલબ અય પહેલવાન,
દર ગુઝર અઝ નામો બિન્ગર દર સિફાત,
તા સિફાતત રૂ નુમાયદ સુએ ઝાત
ગુમ શવી દર ઝાત આસાઇ ઝ ખુદ,
ચશ્મે તુ યક રંગ બીનદ નેકો બદ,
ઇખ્તીલાફે ખલ્ક અઝ નામ ઉફતાદ,
ચુ બમાઅની રફ્ત આરામ ઉફતાદ

તે શેખે હગીને કહ્યુ કે અય ભોળા માણસ, આ ઝાડ તે ઇલ્મનુ ઝાડ છે એ ઘણુજ ઉચું, ઘણુજ પોહોળું અને વાંકુજ ફેલાએલું છે અને એજ ખુદાના દરીયાનુ અમૃત—આબ હયાત છે તુ બે—ખબર હોવાથી ફક્ત ઝાડની સુરત એટલે ઝાડનો આકાર સમજ્યા છે અને તેથી ગુમરાહ થઇ ગયા છે અને એ ઝાડની મતલબ શુ છે તે સમજ્યા નથી જે વસ્તુને તુ ઝાડ સમજ્યો તેને કોઇ વખત લોકો ઝાડ કહે છે, કોઇ વખત તેને સુરજ કરી બોલાવે છે અને કોઇ વખત મહાસાગર કે સહાબ નામ આવે છે તે એક પુરૂષ છે કે જેની લાખો નીશાની (આસાર) છે

અને સૌંમા નાનામા નાની નીશાની તે જાવેદાનની ઝીંદગી (*ઉમરે અકા) છે જો કે તે એકજ છે પણ તેની હજારો નીશાનીઓ છે અને હજારો નામ છે જેવી તરેહ એક માણસ પોતાના બાપ વિશે વાત કરતા પોતાને બેટા તરીકે ઓળખાવે છે અને પોતાના ફરઝંદની વાત કરતા પોતાને તેના બાપ તરીકે ઓળખાવે છે, અથવા તેજ માણસ એક શખ્સ તરફ ગુસ્સા અને દુશમનાઇથી વર્તતો હોય અને બીજા તરફ માયા અને નેકીથી વર્તતો હોય છતા તે માણસ તો એકજ છે, તેમ ખુદા પણ એકજ છે જો કે તેના લાખો નામ છે અને તેના હજારો ગુણ છે પણ તે તે ગુણોના બંધનમા નથી

તુ ફકત "ઝાડ" શબ્દને વળગી રહયો તેથી તને દીલગીરીનો વખત આવ્યો અય જવાન, ઝાહેર સુરત નહી શોધતા, માઅની એટલે અંદરનો ભેદ શોધ નામ છોડીને મીકાતને જો જેથી કરીને પછી "ઝાનનો" ખ્યાલ તને આવે પછી જયારે ખુદાની જાતમા ગુમ થાય ત્યારે તારી આંખે નેક અને બદ કાંઇ જણાવાનુ નથી બધુજ એક રંગ લાગશે,

આ ખલકમા જે ઇખતીલાફ એટલે જુદાઇ પેદા થઇ છે તે ફકત જુદા જુદા નામ અને શબ્દને લીધે થઇ છે જયારે તે માણસને તે શબ્દોના અર્થનુ જ્ઞાન થાય છે ત્યારે બધી જુદાઇ દુર થાય છે

---

## ધર્મની જરૂરીયાત

કોઇ વાચનાર કદાચ સવાલ કરશે કે આગળ જણાવેલા વિકાસ ક્રમ પ્રમાણે એટલે આગળ વધવાના કાયદા (Evolution) મુજબ મોડે વહેલે બધા ખુદાને અથવા પરમાત્માને મળવાના છે તો પછી કોશીશ કરવાની શુ જરૂર છે અથવા દુનીયાની મોહ, માયા શા વાસ્તે ત્યાગ કરવી જોઇયે? તેનો જવાબ એ છે જે દરેક માણસને પોતાની મરજી અને સ્વભાવ મુજબ વર્તવાની છુટ છે, પણ ધર્મના અભ્યાસમા મજા છે તે બીજા કશામા નથી.

"It has been said that too much attention to things spiritual disturbs our practical relations in this world. As far back as in the days of the Chinese sage Confucius, it was said "Let us take care of this world, and then, when we have finished with

this world, we will take care of other worlds" It is all very well that we should *take care* of this world But if too much attention to the spiritual may affect a little our practical relations, too much attention to the so called practical, hurts us here and hereafter It makes us materialistic For man is not to regard *nature* as his goal, but something higher *Man is man, so long as he is struggling to rise above nature,* and this nature is both internal and external Not only does it comprise the laws that govern the particles of matter outside us and in our bodies, but also the more subtle nature within, which is, in fact the motive power governing the external It is good and very grand to conquer external nature, but grander still to conquer our internal nature It is grand and good to know the laws that govern the stars and planets; it is infinitely grander and better to know the laws that govern the passions, the feelings, the will of mankind. This conquering of the inner man, understanding the secrets of the subtle workings that are within the human mind, and knowing its wonderful secrets, belong entirely to religion ....

Apart from the solid facts and truths that we may learn from religion, apart from the comforts that we may gain from it, religion, as a science as a study, is the greatest and healthiest exercise that the human mind can have This pursuit of the Infinite, this struggle to grasp the Infinite, this effort to get beyond the limitations of the senses, out of matter, as it were and to evolve the spiritual man—this striving day and night to make the In-

finite one with our being—this struggle itself, is the grandest and most glorious that man can make. Some persons find the greatest pleasure in eating. We have no right to say, that they should not. Others find the greatest pleasure in possessing certain things We have no right to say, they should not But they also have no right to say, 'no,' to the man who finds his highest pleasure in spiritual thought The lower the organisation, the greater the pleasure in the senses Very few men can eat a meal with the same gusto as a dog, or a wolf. But all the pleasures of the dog or the wolf have gone, as it were, into the senses The lower types of humanity in all nations find pleasure in the senses, while the cultured and the educated find it in thought, in philosophy, in the arts and sciences Spirituality is a still higher plane. The subject being infinite, that plane is the highest, and the pleasure there is the highest for those who can appreciate it So, even on the utilitarian ground that man is to seek for pleasure he should cultivate religious thought, for it is the highest pleasure that exists Thus religion, as a study, seems to me to be absolutely necessary..... (Swami Vivekananda's Works, Part II, Page 66)

કોઇ વળી કહેશે "ખુદા કયા છે, હોય તો દેખાડો" હવે ખુદાના ચિન્હો તો દેખાય છે પણ ખુદા આ ચર્મ ચક્ષુઓથી દેખી શકાતો નથી. શરીરમા જીવ, મગજમા બુધ્ધિ એ કાઇ દેખાતા નથી છતાં સમજી શકીયે છીયે કે આ મણુસમા જીવ છે, કે ફલાણા માણસમા બુધ્ધિ છે જેને ખરેખરજ ખુદા જોવાનીજ ખાહેશ હોય છે તો તે આગળ જોઇ ગયા તે પ્રમાણે મહાત્માઓની માફક મહેનત કરી પોતાની ઇચ્છા પુરી કરી શકે છે હમણા પ્રોફેસર બોઝે સાબિત કર્યું છે કે વનસ્પતિને પણ લાગણી છે.

હવે એક આઠેક વરસનો છોકરો કહે કે મને એ દેખાડો અથવા સમજાવો તો તેમ કરવુ કેટલુ મુશકેલ થઇ પડે ? તેવીજ તરેહ માણુસ જે ઇંદ્રિઓ વશ–દુનિયામા ડુબેલો હોય છે તે એકદમ ખુદાના દર્શન કેવી રીતે કરી શકે ? પણ જેને ખરા દીલથી ખુદા જોવાની ઇચ્છા હોય તેણે પહેલા મોહ, માયા, કામ વીગેરે દુર્ગુણોથી દુર રહી, ખાવુ પીવુ નિયમસર કરી સસારની, જાત જમાતની ઉપાધિ દુર કરી, ગુરૂની શોધ કરી, તેને શરણે જવુ —

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया।
उपदेक्ष्यति ते ज्ञान ज्ञानिनस्तत्वदर्शिनः॥

**અર્થ**— સતગુરૂની પાસે જઇ સાષ્ટાગ દડવત્ પ્રણામ કરીને, આત્મા કોણુ ? પરમાત્મા કોણુ ? ભવ શુ ? મોક્ષ શુ ? હુ કોણુ ? વીગેરે સવાલો પૃછીને તથા તેમની સેવા કરીને પ્રસન્ન કરેલા ગુરૂ પાસેથી પરમાત્માના જ્ઞાનને જાણુ, એટલે એ જ્ઞાની તથા તત્વદર્શી ગુરૂ પરમાત્માના જ્ઞાનનો ઉપદેશ કરશે

तस्माद् गुरु प्रपद्येत्त जिज्ञासु श्रेय उत्तमम्।
शाब्दे परे च निष्णात ब्रह्मण्युपशमाश्रयम्॥

**અર્થાત્**— ઉત્તમ કલ્યાણની ઇચ્છાવાળા પુરૂષે શશય ટાગનાર અને શિષ્યને દઢ સમજાવનાર શાતિવાળા બ્રહ્મનિષ્ટ ( કામિલ ) ગુરૂને શરણે જવુ . .

એવીજ તરેહ **નુરે રોશનમાં** કહ્યુ છે (જુવો ૮૮ મુ પ્રકરણ )

અબ દીદાર દેખન ચાહે મગર,
તરીકત, હકીકત, મારેફતકી રાહ પકડ,
પુજા પાતરી તુમ છોડદો સબ,
પોથીઆ જ્ઞાનકી લેકર બાધદો અબ
તીરથ ઓર ડેરે સબ દે નીવાર,
માલાકે ફીરાને સે હો બેઝાર,
મુખસે ભજન કરના દુર કર,
છોડ દો નાત જમાત કા ડર.

*   *   *

નીચી નાડ રખ ઇશ્ક આતશ જગાઓ,
ખુદી, દુઇ, ગુસ્સા સબી ભુલ જાઓ,

ખરા ઓર ખોટા ઝઘડા સબી મીટાઓ,
હાં પણેકા તુમ સ્વભાવ લાઓ.
હીરસ ઓર હવા પર મન ના ધરો,
એ કરશે ફરર લે સબી દુર કરો.

* * *

એસે તુમ આપસકું સહી કરો,
પીછુ ખોજની મુરશદ કામીલકી કરો
જીસમે હોય નુર હકકા પરકાશ,
વો મુરશદ કે જાઓ તુમ પાસ,
જા ઉસકે તુમ પાઉ પડો,
ગરીબીસે બાત ઉનુસે કરો
અવ્વલ તુમ ઉનકે ખાદીમ હો,
પીછે ઇસ તરેહ તુમ ઉનકો કહો
હમ આયે હે અબ તુમારે ચરણ,
મીટાવો તુમે સો અબ હમારા મરણ,
તુમારી મેહર કરો હમારી ઉપર
તૌહીદ ઇલમકી બતાવો ખબર,
પીછે સુરત નુરતકા ધ્યાન બતાઓ,
દીદાર નુરમે હમકો મીલાઓ

પછી મુરશદ જેવી તરેહ ધ્યાન કરવા કહે તેમ ધ્યાન કરવાનુ છે જેવી તરેહ ચકોર પક્ષી ચદ્ર તરફ લેહ રાખે છે તેમ સુરત જમાવવાની છે સુરતની શકતી ઘણીજ છે તે શકિતના ઉદાહરણ દાખલ કુઝ પક્ષીની મીસાલ આપવામા આવે છે કહે છે કે આ પક્ષી કાશમીરમા પાણીને કિનારે ઇડા મુકી જુવારની કાપણી વખતે ગુજરાતમા આવે છે થોડા વખત સુધી ગુજરાતમા રહી ચારો ચરે છે પણ તેનુ ધ્યાન પેલા પાણી કિનારે મુકેલા પોતાના ઇડા તરફ ખેચાયલુ હોય છે અને તે ધ્યાનના બળથી ગુજરાતમા રહી ત્યા પોતાના ઇડાનુ સેવન કરે છે અને ત્યા બચ્ચા પેદા થાય છે સુરતની પણ આવી શકતી હોય છે આવી રીને ધ્યાન ધરતા મુરશદ અથવા ગુરૂની મહેરથી ચેલાને ખુદાના દર્શન થાય છે

"નુરે રોશન"નું તમામ શીક્ષણ બે વાકયોમાજ સમાયલુ છે એમ કહીએ તો ખોટુ નથી

એક એ કે હદીસમા કહયુ છે કે મૂતૂ કબ્લ અન મૂતૂ તેમ મરણની આગળ મરી જવુ અને બીજુ વાકય એ કે—

મુરશીદ કામીલ કી ખોજની કર,
મુરશીદ બતાવે યું મુશાહેદા કર

પેગમબર સલ્લમ કહી ગયા છે કે મૂતૂ કબ્લ અન્ત્ મૂતૂ, એનો અર્થ એ છે જે તમો કુદરતી રીતે મરી જાઓ તે પહેલા તમો તમારી મેળે તમારામા મરી જવા જેવી હાલત પેદા કરો એટલે કે મરીને જીવવુ એજ ખદેખરૂ જીવવુ છે મરણ વખતે બધા દુખનો અત આવતો દેખાય છે, પરતુ ખરી રીતે તે વખતે દુખનો અત આવતો નથી જે માણસ જીવના મરણ પામે છે તેનાજ દુખનો અત આવે છે, એટલે કે તેને કોઇ પણ પ્રકારનુ દુખ લાગતુ નથી જીવતા મરવુ એટલે જીવતા મનનો નાશ કરવો કારણકે સુખ દુખ, મન છે ત્યા સુધીજ છે માટે જો મનનો નાશ થાય તો તે નાશ થયા પછી પ્રાણી માત્રને સુખ દુ:ખ થતુ નથી જે માણસને આવી મનની સ્થિતિ પ્રાપ્ત થાય છે તે હમેશા શાતિ ભોગવે છે

નુરે રોશનમાં કહયુ છે કે—

મરો તુમ મુવે કે પહેલે જબ, દરશન દેવે તુમકો રબ

એવુ જ શીક્ષણ દરેક પેગબર તેમજ મહાત્મા આપી ગયા છે વળી કબીર સાહેબ પણ કહી ગયા છે કે.—

મરતે મરતે જુગ મુવા, અવસર મુવા ન કોય,
દાસ કબીરા યુ મુવા, બોહોર[1] ન મરના હોય
જીવત તે મરવો ભલો, જો મરી જાને કોય
મરને પહેલે જો મરે, કુલ ઉજીયારા હોય
મરૂ મરૂ સબ કોઇ કહે, મેરી મરે બલાય,
મરનાથા સો મર ચુકા, અબ કોન મરે હે જાય
મન મુવા, માયા મુઇ, સસચ મુવા શરીર,
અવિનાસી તો ના મરે, તુ કયુ મરે કબીર

૧ ફરીથી

## બધે ખુદા-વહેદતુલ વુજૂદ—(God vision.)

**Master** —I do see that Being as a Reality before my very eyes! Why then should I reason? I do actually see that it is the Absolute who has become all things about us, it is He who appears as the finite soul and the phenomenal world! One must have an awakening of the spirit within to see this Reality (Gospel of Sri Ramakrishna, page 310)

Master —Do you know what I see! I see Him as All. Man and other creatures—they appear as veritable figures skin bound, with the Lord within,—shaking the head or moving the hands and feet! (Ibid, page 364)

શ્રી રામકૃષ્ણ પરમહંસ પોતાના ચેલાઓને કહે છે—

મારી પોતાની આંખ આગળ હું ખુદાને હાઝર જોઉં છું એટલે મારે વિવાદ શું કરવો? મારી નજરે જોઉં છું કે નિરંજન નિરાકાર આ બધી ચીજોમાં જુદા જુદા રૂપે છે જ્યાં સુધી આત્મામાં જાગૃતી-તેજી થતી નથી ત્યાં સુધી આવો દેખાવ નજરે પડતો નથી

હું પોતે શું જોઉં છું તે તમે જાણો છો? હું જોઉં છું કે ખુદા તમામ શ્રષ્ટી-મખલૂકમાં વ્યાપી રહેલો છે મનુષ્ય માત્ર, તમામ જીવજંતુઓ એ બધા મારી નજરે ખુદા જુદી જુદી શકલ-આકૃતિ રૂપે છે એ બધા માથું અથવા હાથ પગ હલાવતા પુતળા છે પણ અંદર ખુદા છે (પાનું ૩૧૦, ૩૬૪, શ્રી રામ કૃષ્ણનું ગોસ્પેલ) એવીજ રીતે બાયઝીદે બુસ્તામી (રે૦ અ૦) નામના એક મહાન સુફી પણ કહી ગયા છે એક વાર તેમને કોઈએ પુછ્યું કે અર્શની ઉંચાઇ અથવા મોટાઇ કેટલી છે, તો તેમણે જવાબ આપ્યો તે હુંજ છું પછી તે શખસે પુછ્યું "કુરસી" શું ચીજ છે? તેમણે જવાબ દીધો તે હું છું પછી તેણે પુછ્યું કે લોહ-લખવાની પાટી ને કલમ શું ચીજ છે, તેમણે કહ્યું—તે પણ હું છું. પછી તે સવાલ પુછનારે કહ્યું કે ખુદાની ઘણી નજદીક રહેનારા બંદાઓ જેવાકે હઝરત

ઇબ્રાહીમ, હઝરત મુસા, હ૦ રસુલુલ્લા ( સ૦ ) વગેરે કોણ છે ? બાયઝીદ સાહેબે જવાબ દીધો કે તે બી હુ છુ પછી તે શખ્સે પુછ્યુ કે જે ખુદાની પાસે ફરેસ્તા રહે છે જેવાકે જીબ્રાઇલ, મીકાઇલ, અઝરાઇલ તે કોણ છે ? તેમણે જવાબ દીધો તે બી હુજ છુ આ જવાબો સાભળી તે સવાલ પુછનાર ખાંમોશ-ચુપ થઇ ગયો પછી બાયઝીદે કહ્યુ કે મુળ વાત એ છે કે જે ખુદામા ફના થઇ જાય છે તેને તમામ ચીજ પોતામા દેખાય છે અને તે દેખાવાનુ કારણ એ છે જે ખુદામા તમામ ચીઝો મોજુદ છે

આ અનુભવ થયો એટલે વહેદતલ વુજૂદનુ પુરૂ જ્ઞાન થયુ કહેવાય આ જ્ઞાનના ત્રણ દરજ્જા છે ૧ ઇલ્મુલ-યકીન ૨ એનુલ-યકીન ૩ હકકુલ યકીન સૌથી નીચો દરજ્જો તે ઇલ્મુલ-યકીન છે વચલો દરજ્જો તે એનુલ-યકીન છે અને સૌથી ઉચો દરજ્જો હકકુલ-યકીન છે દાખલા તરીકે આપણે આગ-આતશની ખાસીયત જાણીયે છીયે કે તેને આગલી લગાડીયે તો દાઝે છે તે ઇલ્મુલ-યકીન, પણ ખાતરી તે ઉપર કરવા આગવી મુળીય અને તે દાઝવાનુ જ્ઞાન થાય તો તે એનુલ-યકીન, પણ જેવી તરેહ લુહાર લોઢાને આગમા નાખે અને તે લોઢુ આગનુ રૂપ પકડે છે તે વખત તે લોઢાની હાલત થાય છે તે હકકુલ યકીનની છે એ મરતબે જયારે માણસ પોહોચે છે ત્યારે તેની નજરે બધુ ખુદાજ દેખાય છે એનુજ નામ વહેદતુલ વજુદ અથવા વહેદતુલ મોજુદ (હમા ઓસ્ત) જે માણસને એ જ્ઞાન થયુ હોય તેની પાસેથી ખુદાને શોધવા મઉલાના રૂમી સાહેબ મસ્નવીમા ફરમાવી ગયા છે -

અકલે કુલ વ નફસે કુલ મર્દે ખુદાસ્ત
અર્શો કુરસી રા મદા કઝ વય જુદાસ્ત,
મઝહુરે હકક અસ્ત ઝાતે પાકે ઉ,
જુ બજુ હકક વ અઝ દીગર કસ મજુ

**અર્થ**—મર્દે ખુદા ( ખુદાનો બન્દો ) તેજ 'અકલે કુલ' છે અર્શ અને કુરસી તેનાથી જુદા નથી તેની પાક ઝાતમા ખુદા દેખાય છે તેનીજ પાસેથી ખુદાને તુ ઢુઢ, બીજા પાસ ટુઢનો નહી એ દરજ્જે જયારે મનસુરે હલ્લાજ પુગ્યા ત્યારે તેઓ કહેતા હતા કે 'અનલ-હક' હુ ખુદા છુ એ હાલને જ્યારે બાયઝીદ સાહેબ પુગ્યા હતા ત્યારે એક દીવસ નમાઝ પઢી રહયા પછી લોકોની તરફ જોઇને કહ્યુ -ઇન્ની અનનલ્લાહો લા એલાહા ઇલ્લા અના ફઅબુદુન કાઅબોદુન, એટલે હુ ખુદા છુ લોકો મારા સીવાય કોઇની પરસ્તશ કરતા નથી પોતાનો અનુભવ એમણે નીચલા બોલોમા દરશાવ્યો છે -

" જબ મે અપની બાયઝીદીસે બાહેર આયા જયસી સાપ કે ચલીસે બાહેર આતા હય તો મુજેહ આશક ઓર માશુક યક નઝર આયા યાની જબ મેને અપનેકો ગુમ કીયા તો આલમે તોહીદ દીખાઈ દીયા તીસ બરસ તક અલ્લાહ મેરા આઇના રહા, અબ મે ખુદ અપના આઇના હો ગયા હુ યાની અપની ખુદી મેને ઉસકી યાદમે ફરામોશ કર દીઇ. અબ મે કહેતાહુ કે મે અપના આઇના હુ ઓર વોહ અલ્લાહ હે જો મેરી ઝબાનસે બાત કરતા હય યાની અબ હર કામ મેરી ઝબાન ઉપર શુ અદા હોતા હય કે ગોયા અલ્લા મેરી ઝબાનમે કલામ કરતા હય ઓર મે દર મયાનમે ગુમ હો ગયા" ૧

એ હાલતમા બન્દો અને મઆબુદ ( ખુદા ) બન્ને એક થાય છે, એટલે કે તમામ ચીજોમા તેને ખુદાજ નજરે પડે છે "જયા સુધી ખુદા અને બન્દામા જ્ઞાનીની નજરે ફરક છે ત્યા સુધી શિરકની બુ (ગંધ -નીશાની) બાકી છે એમ ગણાય છે આ વાતથી બન્દા ને ખુદામા ફરક સમજવો એ શિરક છે,' એમ હાજી ઇમદાદુલ્લા સાહેબે[2] પણ પોતાની "શમાઇમે ઇમદાદીયા" નામની કીતાબમા ચોખ્ખુ જણાવેલુ છે આ જ્ઞાનીનો મગજ જે માણુસને ખુદાની યાદીમા મળે છે તે બતાવવામા આવ્યો છે આનો મુસલમાન ભાઇઓએ ભળતો અર્થ કરવાનો નથી કેટલાક જાહેર જોનારા લોકો આ વાતોને ઉલટી રીતે સમજાની તેને નુકસાનકારક બનાવે છે પણ ખરૂ જોતા એ રસ્તામા ઉતરી આગળ જનારાઓજ ખુદાને પોહોચી શકે છે અને એજ ખુલ્લો અને ચોખ્ખો રસ્તો છે

બાયઝીદે બુસ્તામી ( રે૦ અ૦ ) એ અલ્લાહને પુછ્યુ હે " હુ તારી રાહ ઉપર શી રીતે આવી શકુ" ? જવાબ મળ્યો "ખુદી તર્ક કરવાથી" એવીજ તરેહ "શમાઇમે ઇમદાદીયા' ના ૧૪ પાને લખેલુ છે —ભારે મહેનત અને ધ્યાનથી તથા મનની શકાઓ વગેરે દુર કરીને પોતાના આપાથી દુર થઇ જાય અને પોતાની જાતનો ખ્યાલ જતો રહે એટલે બધાથી તે બે ખબર થઇ જાય અને કોઇ ચીજ એની ખ્યાલમા બાકી નહી રહે

---

૧ હઝરત ફરીદુદ્દીન અત્તારની તઝકેરતુલ ઓલીયા નામની કિતાબમા ઉપલી હકીકત મોજુદ છે

૨ હાજી ઇમદાદુલ્લા સાહેબ, એ દેવબદ, સહારનપુર, મેરઠ, દીલ્હી, ભોપાલ, વીગેરે ઠેકાણેના મોટા આલીમોના પીર હતા, એટલે તેમની લખેલી હકીકતને એ આલીમોથી રદ કરી શકાય નહી

ત્યારે તે બધે ઠેકાણે ખુદાનેજ હાજર નાજર જુવે છે અને જ્યારે તે જ્ઞાનીની નઝરમાંથી બીજી બાબદ્રોની હદો અને ખુદા સીવાયની બીજી વાતો નીકળી જાય છે એટલે તેની નજરમા ખુદા સીવાય બીજુ કાંઇ આવતુ નથી અને તે બે–ખબર થઇ જાય છે બલકે એ હકીકતનુ પણ તેને ભાન રહેતુ નથી તેને બધે ખુદાજ ખુદા નજર આવે છે અને તે "હુ" "હુ" એજ, એજ કહે છે એટલુજ નહી પણ હુ પોતે એજ છુ એમ કહેવા લાગે છે આ મરતબાને "ફના દર ફના" કહેવામા આવે છે, વિગેરે હાજી ઇમદાદુલ્લાહ સાહેબ લખી ગયા છે

નુરે રોશનમા પણ શાહ કાયમદીને એવીજ તરેહ પોતાનો અનુભવ દર્શાવ્યો છે —

"ઐન ગૈન મે એક નુકતેકા તફાવત હય જાન,
યુ બંદા ઔર અલ્લાહુ બીચ ખુદી હય જાન,
નુકતા બીચસે ઉઠ ગયા તો ઐન હય જાન,
ખુદી બીચસે ખીસ ગઇ તો હય રહેમાન "(પાનુ ૨૮૧)

વળી જેવી રીતે બાયઝીદ સાહેબ કહી ગયા કે હરેક બોલ મારી ઝબાન ઉપરથી નીકળે છે તે જાણે ખુદાજ મારે મોઢેથી બોલતો હોય તેમ છે, તેવીજ રીતે નુરે રોશનના કર્તા પણ ઘણે ઠેકાણે લખી ગયા છે — •

બોલે સો કાયમદીન નહી, એ પ્રીતમ કેરા નુર,
એકા એકજ હો રહા, જુ પાની મીલા બીચ સમદુર (પાનુ ૨૪૧)
કાયમદીન, બોલે સોખુદ નહી, એ અન બોલતે કા બોલ,
એકા એકજ હો રહે, અબ દીયા સો પડદા ખોલ (પાનુ ૨૦૯)
કરની તેરી સબ પીયા, મત સીર મેરે નાખ,
કાયમદીન આજીઝ હે પીયા, ઉસે મનકે મે રાખ (પાનુ ૧૦૦)

એમનુ વ્હેદતુલ વજુદનુ જ્ઞાન પણ કમાલીયતે હતુ એમ નુરે રોશનથી માલમ પડે છે —

કાયમદીનકે મન એક હે, જહા દેખે વહા નુર,
નબી રસુલકી મેહેરસે, હુવા સો નુકતા દુર ( પાનુ ૧૦૧ )

આ પ્રમાણે જ્યારે માણસ ખુદાની પુરી વેહદતને પહોચે છે અને ખુદામા મળી જાય છે ત્યારે તેને દરેક ચીજમા ખુદા સુજે છે અને તેથીજ તેના મુખમાથી એવા બોલ નીકળે છે આ વાતો ખુદાના ખરા જ્ઞાનની છે ઉપર ઉપર જોનારા માણસોને આ વાતની સમજણ પડી શકતી નથી મોલાના રૂમ સાહેબની મસ્નવી શરીફમા પણ ઘણે ઠેકાણે આવીજ વાતો લખેલી છે

# ચિશ્તી તઆલીમ.

સૌથી પહેલા ખુદાની ઝાત ( પુરૂષ ) અને સિફાત ( પ્રકૃતી ને સમજવુ જોઇએ, કારણકે સુફીવાદ અને ઇસ્લામનો મુળ પાયો એ છે. ઝાત એક હસ્તીએ મુતલક ( સપુર્ણ વ્યકતી ) છે જેને "વાજીબુલ વુજુદ" કહે છે અને જેનો ઘેરાવો તમામ ચીજ ઉપર છે. પણ તે ખુદ પોતે તે ઘેરાવાથી બહાર છે તે કોઇ જ્ઞાનમા સમાઇ શકતો નથી તેમજ કોઇ પણ હદ (બદીવતપણા)મા તે આવી શકતો નથી તેનો નાશ પણ થઇ શકતો નથી તેમજ તેમા ફેરફાર પણ થઇ શકતો નથી બધી ચીજ જે મોજુદ છે તે તેને લીધે છે પણ ન પોતાની હસ્તી સારૂ કોઇ ઉપર આધાર રાખતો નથી ઝમીન ઉપર અને આસમાનમા પણ તેના સીવાય બીજુ કાંઈ નથી સર્વે ઠેકાણે તેજ છે તેનો કોઇ ભાગીદાર નથી તે કોઇથી પેદા થયો નથી તેમજ તેના પેટથી કોઇ પેદા થયુ નથી પણ તેનુ જ્ઞાન, તેના "નામ" અને "સિફાત" અને તેની "મઝાહેર" ( ખાસીયતો ) વગર થવુ અશકય હોવાથી તેની સિફાત અને નામોનુ જ્ઞાન જરૂરનુ છે

**સિફાત**[૧]=જ્યારે હસ્તીએ મુતલક ઝાહેર થઇને ખાસ કોઇ નુરનો દેખાવ પકડે છે ત્યારે તેને સિફાત-ગુણ કહે છે દાખલા તરીકે દુનીયા ઝાહેર થઇ તો માલમ પડયુ કે તેની જાતમા જે પેદા કરવાની સિફત હતી તેનો દેખાવ ( જલ્વો ) દેખડાયો જાતની બેશુમાર સિફાત છે પણ તે જાતથી જુદી અને અલગ નથી જોકે દરેક સિફત બીજી સિફતથી જુદી છે અને ઝાત બધી સિફાતથી જુદી અને અલાહેદી દેખાય છે પણ ખરેખર બધુ એકજ છે જુદાઇ બીલકુલ નથી દાખલા તરીકે ફુલની ખુશબો તે તેની સિફત છે જે ચમનની હવાને સુગંધીદાર કરે છે પણ તે ખુશબો ફુલની જાતથી જુદી નથી

જેવી તરેહ ખુદાની જાત કદીમ-અનાદી અને અવિનાશી છે તેવીજ તરેહ તેની સિફાતો પણ કદીમ અને અવિનાશિ છે જાતમા ખુદાની વ્હદત ( એકતા ) નજર પડે છે અને સિફાતમા તરેહતરેહનુ બહુપણુ નજર

૧ સિફત એક વચન છે અને સિફાત બહુ વચન છે તેનો અર્થ ગુણ થાય છે

પડે છે. પણ સિફાત જુદી નથી એટલે સિફાતમા જે બહુપણું જોવામા અને સાભળવામા આવે છે તે ફકત ખ્યાલીજ છે નહીતર સિફાતમા પણ વેહદતજ છે

"**હમા ઓસ્ત**, એનેજ 'હમા ઓસ્ત" કહે છે એટલે કે બધે ખુદાની જાતજ છે તેના સીવાય બીજુ કાઇ નથી અને જે આપણને નજર પડે છે તે બધી ખુદાની એકતાઇ-વેહદતજ છે જેવી તરેહ કુરાન શરીફમા ફરમાવ્યુ છે, " વહોવા અલા કુલ્લે શએઇ મુહીત " એટલે કે બધી ચીજ ઉપર ખુદાનો ઘેરાવો છે બીજી આયત છે કે " વહોવા માઅ-કુમ અએનમા કુન્તુમ " એટલે તમે જયાબી હોવ ત્યા ખુદા તમારી સાથે છે ત્રીજી આયત છે કે —" અએનમા તવલ્લુ ફસુમ્મા વજહુલ્લાહ ' જયાબી તમે જુઓ ત્યા ખુદાની ઝાત મોજુદ છે

## તઐય્યુનાત વ તનઝ્ઝુલાત

સુફીવાદમા આ બોલ વારે ઘડીએ વપરાય છે એની મતલબ એ છે જે દુનીયામા જે પેદા થયલી વસ્તુઓની સુરત શીકલો નજરે પડે છે તે બધી ખુદાની ઝાતની સિફાતો છે અને તેના નુરનો ચમકાર છે પણ તમામની અસલીયત તેની ઝાતના પરતઓ-પ્રતિબીંબ સીવાય બીજુ કાઇ નથી. દાખલા તરીકે એક દોરામા થોડી ગાઠો મારેલી હોય તો તે ગાઠને કોઇ દોરો કહેતુ નથી તે ગાઠની શીકલને સુરતના સબબથી તેને ગાઠ કહેવામા આવે છે જો કે તેની અદર દોરા સીવાય કાઇ નથી એટલે ગાઠ તે " તઇ-ય્યુન" છે જ્યારે ગાઠ મારી હોય તો ગાઠ કહેવામા આવે છે અને ગાઠ છોડી નાખે તો દોરો કહેવામા અવે છે દોરાને ગાઠ કહેવામા આવતી નથી અને ગાઠને દોરો કહેવામા આવતો નથી

એવી તરેહ તમામ શ્રષ્ટી-મખલૂકની શીકલ અને સુરતોને " તઅ-ઇય્યુનાત "ની નજરથી જોવી જોઇએ તે જાતે ઇલાહી-ખુદાથી જુદા નથી પણ જ્યા સુધી તે જુદી જુદી શીકલ અને સુરત ધરાવે છે ત્યા સુધી તેને જાતે ઇલાહી કહી શકતા નથી, અને તેને જાતે ઇલાહી કહેવુ અથવા સમજવુ "શિર્ક" છે એવી તરેહ જ્યારે જુદા જુદા રૂપે શ્રષ્ટી પેદા થઇ તે શીકલોને "તઐય્યુનાત" કહેવામા આવે છે પણ એ શીકલોમા જ્યારે ફેરફાર થવા લાગે છે ત્યારે તેને "તનઝ્ઝુલાત' કહે છે દાખલા તરીકે હવા એક ઉચુ અથવા સારૂ તત્વ છે સુરજની ગરમી ઝમીનની બીનાશને ચુસીને તે બીનાશને આસમાનમા લઇ જાય છે અને તેને પાણી રૂપે વરસાવે છે

તે વરસાદ ખેતરમા પણ પડે છે અને ગદી ગટરોમા પણ પડે છે. એટલે હવાએ પાણીનુ રૂપ પકડયુ એ એક તનઝ્ઝુલ[1] થયુ અને તે પાણીનું વરસવુ અને ઝમીન ઉપર અહીં તહી દોડવુ એ બીજુ તનઝ્ઝુલ થયુ

આ તેની જાતના કલ્પિત–નકલી દાખલા છે ખુદાની જાતમા કાંઇ ફેરફાર થતો નથી (તઐય્યુનાત ને તનઝ્ઝુલાત) પણ આ દેખીતા ફેરફારથી દુનીયાનો કારોબાર તે ચલાવે છે આના સબધમા નાસુત, મલકુત, જબરૂત અને લાહૂતનો પણ થોડો ખુલાસો આપવો જરૂરનો છે

**નાસૂત**—જે આલમ આપણું નજરે દીઠામા આવે છે તેનુ નામ નાસૂત છે એ આલમમા જે જબાન ને બોલી આપણે વાપરીયે છે તેને નાસૂતની બોલી કહે છે

**મલકૂત**— નાસૂતની અદર મલકૂત છે એટલે કે ઝાહેર આલમની અદરના ભાગને મલકૂત કહે છે ત નાસૂતની નજદીક છે અને નાસૂતથી જોડાયલો છે જ્યારે નાસૂતના આલમમાથી આગળ વધે છે ત્યારે મલકૂતના દેખાવો નજર પડે છે નાસૂતમા જે ઝિક્ર (મત્ર) અને ફિક્ર (ચિતવન) કરે છે તેને પરીણામે મલકૂતમા પોહોચે છે અને માણસ પોતાની બદગીથી તેનો અદરનો ભેદ માલમ પડે છે

**જબરૂત**—મલકૂતની અદરનો ભેદ માલમ પડે ત્યારે તેને જબરૂત કહેવામા આવે છે એ નાસૂતથી ત્રીજે દરજ્જે છે આ મુકામમા આપણા શરીરનુ પુરે પુરૂ ગ્નાન એની મેળેજ થાય છે, અને નાસૂત અને મલકૂત આ મુકામની હેઠે છે એમ ખુલ્લુ દેખાય છે

**લાહૂત**—જબરૂતની અદરનો ભેદ માલમ પડવા લાગે ત્યારે લાહૂત મુકામ ખુલે છે અહીં ખુદાની જાત સીવાય કાંઇ બાકી રહેતુ નથી

**હાહૂત**—લાહુતનુ બાતીન–મધ્ય "હાહુત' છે એ મુકામ ઉપર નથી પોતાની ખબર રહેતી કે નથી કાંઇ જાણવાની શકતી રહેતી નથી, "હમે' ની નીશાની રહેતી કે નથી "ઓસ્ત"નીં જરૂરત જણાતી અને આ હકીકત વર્ણવી પણ શકાતી નથી આટલુજ કહી શકાય કે એ ખુદા–"હુ"નું મુકામ છે

દાખલા તરીકે ઇનસાનનુ ઝાહેર શરીર તે નાસૂત છે અને તેની અદરની હવાસો (ઇદ્રિયો) મલકૂતનો ભેદ છે તે હવાસનુ ગ્નાન ગ્નાને-

---

૧ ઉતરતી હાલત

ઇદ્રિયોથી થાય તે જબરૂતનો ભેદ, અને જયારે એ જ્ઞાનની ઝાત જ્ઞાનેદ્રિથી છુટી થાય છે એટલે કે તેની સાથે તેનો સબધ રહેતો નથી તે હાલતનુ નામ લાહુત છે જયારે મન પોતાની હસ્તીથી પણ બે ખબર થઇ જાય છે અને બેખબરી પણ રહેતી નથી તો તેને હાહુત કહે છે

**રૂહ**[1]— કુરાન શરીફમા ' રૂહ "ને અમ્રે રબ એટલે ખુદાનો હુકમ કહયો છે હદીસમા લખ્યુ છે કે અલ્લાહ તઆલાએ આદમને પોતાના સુરત માફક પેદા કીધો ખુદાને કાઈ સુરત નથી કે હોઇ શકતી નથી એટલે એ ઉપરથી જણાય છે કે સુરત કહેવામા "રૂહ નો અર્થ સમાયો છે ખુદાની ઝાતની કાઇ શીકલ નથી તેમજ "રૂહ"ની પણ કાઇ નથી જેવી તરેહ જાત છુપી છે તેવી તરેહ રૂહ બી છુપી છે જેવી તરેહ ખુદાની ઝાત આ ચામડાની આખોથી જોઇ શકાતી નથી અને બહારના જ્ઞાનથી સમજી શકાતી નથી તેવી તરેહ તેનો હુકમ જે રૂહ તે છે પણ એ આખથી જોઈ શકાતી નથી રૂહ એકજ ચીજ છે એ વ્હેચી શકાતી નથી જે જુદા જુદા શરીરોમા અરવાહ[2] દેખાય છે તે બધી એકજ મહાન રૂહનો પડછાયો છે, જેવી તરેહ સુરજ એકજ છે પણ તેના કિરણ બે શુમાર છે જો સાફ જગાએ તે કિરણ પડે છે તો સુરજનો આબેહુબ દેખાવ તેમા નજરે પડે છે જોકે સુરજ ત્યા નથી, અને ગદી અને મેલી ચીજ ઉપર તે કિરણ પડે તો પોતાના ગદાપણાને લીધે તે કીરણો ત્યા ચળકતા નથી પણ તે ચીજોમા પણ તે કિરણોને લીધે વધવાટની અને જીદગીની શકતી છે

રૂહ તે ઝાતનો આઇનો ( દર્પણ ) કે જેમા તેની ખુબસુરતની શીકલ નજર આવે છે

**કલ્બ**[3]—જેવી તરેહ " રૂહ ' ખુદાની ઝાતનો આઇનો છે તેવીજ તરેહ કલ્બ ખુદાના નામ અને સિફાતોનુ દર્પણ છે જે નુરે ઝાતના રૂહમા ચળકે છે તે કલ્બમા છુટુ થઇ ગયુ છે

**નફસ**—રૂહ અને કલ્બ આલમે અમ્ર સાથે સબધ રાખે છે પણ નફસ આલમે ખાક સાથે સબધ રાખે છે ઝાતની સિફાત અને નામની તજલ્લી—રોશની રૂહ અને કલ્બના સબધથી નફસ સુધી આવે છે પણ

---

૧ આત્મા. ૨ અરવાહ એ રૂહનુ બહુ વચન છે
૩ અતકરણ દિલ

નફસ ફુનીયવી બાબતોથી તઆલ્લુક-સબધ રાખે છે જેથી રૂહ અને કલ્બમા જે ખુબસુરતી છે તે નફસમા નથી અને નામૂત મુકામની તૈયારી (કેળવણી) વગર તે તજલ્લી નફસમા પેદા થઇ શકતી નથી એટલુજ નહી પણ નફસ પોતાના વિષયમા ચકચુર રહેવાના ઇરાદાથી તે તજલ્લીથી નાસી જવા અથવા દુરજ રહેવા માગે છે, અને ઇંદ્રિયોને એવોજ હુકમ આપે છે કે વિષય વાસના-શહેવતમાજ તલ્લીન-મશગુલ રહે, જેથી કલ્બ અને રૂહનો આઇનો ચળકતો નથી

માણુસ ઇબાદત અને જપતપ (મુજાહેદા થી નફસને આગળ વધારવા કોશીશ કરી શકે છે આને નફ્સે લવ્વામા કહે છે પણ જ્યારે તે મુજાહેદાથી નફસને તદન બાળી નાખે છે ત્યારે તે પોતે વધીને બીલકુલ આઇના મીસાલ થઇ જાય છે અને તેમા રૂહ અને કલ્બનો ચમકાર બરાબર માલમ પડે છે અને નફસમા કોઇ પણ વાસના-ખ્હેશ રહેતી નથી એ વખતે એ નફ્સે "મુતમઇન્ના* થઇ જાય છે એને નફસનુ મરવુ અથવા નફસ પર કાબુ કહે છે

## સિલસિલામાં ઇખતેલાફ (ફેર) શા માટે છે.

સુફીઓમા ઘણા સિલસિલા ( મડળો ) છે અને દરેક સિલસિલાનો તરીકો અને ઝિકર (મત્ર) વગેરે જુદા છે એ જોઈ કોઇ વાર ખ્યાલ પેદા થાય છે કે તસવ્વુફનો રસ્તો અને અસલ-મૂળ એક છે તો પછી એ રાહ પર ચાલનારામા ઇખ્તીલાફ ( ફેર ) શા કારણથી છે ખરેખરી બીના તો એ છે કે ફેર ફકત દેખાવનોજ છે પણ ખરૂ જોતા ઇખતીલાફ કાઇ નથી સિલસિલાના નામમા ફેર ફકત સિલસિલા કાયમ કરનાર (બાની) માટે વપરાયલા જુદા જુદા નામને લીધે છે તઆલીમની અસલ તો લગભગ દરેક તરીકાની મળતી છે અને ઝિકર અને શગલ (ક્રિયાકામ)મા પ્રો બહુજ જુજજાજ ફેર છે ફકત સુફીઓમા બેજ બાબદમા થોડી થોડી મતફેરી છે (૧) વ્હેદતુલ વુજૂદની બાબત (૨) સિમાઅ (રાગ)ની બાબત

૧ વ્હેદતુલ વુજૂદ એટલે ખુદા દરેક ઠેકાણે મોજૂદ છે અને દરેક ચીજ ખુદા છે એ માન્યતાને "હમા ઓસ્ત" કહે છે બીજાઓ એમ કહે છે કે "હમા અઝ ઓસ્ત" એટલે બધી ચીજ તેમાથી પેદા થઇ છે

કેટલાક સિલસિલાના સુફીઓ રાગ સાભળવાનુ લાઝમ ગણતા નથી પણ ચીસ્તી સિલસિલાવાળાઓ તો રાગ ગાવાન અને સાભળવાનુ લાઝમ

* સતોષી.

અને જરૂરી સમજે છે. આ ઇખતીલાફ છે છતા જે લોકો એ લાઝમ ગણતા નથી તે લોક પણ એમ કહેતા નથી કે તમારે રાગ નહી સાભળવો. કેટલાક કહે છે કે "ખુદાવાળા લોકોને ગાયન સાભળવુ લાઝમ છે બીજાઓમે નથી" આવી રીતે આ મતફેરી છે પણ તેમાથી કોઇ રીતે અદબનો ભગ થતો નથી દુરવેશોની તાલીમમા જે મતફેર છે તેનુ કારણ એ છે કે મુરશદો તાલિબો–અભ્યાસીઓની તબીયત જોઇને તેમને સારૂ ઇલાજો સુચવે છે

## ચિશ્તી ખાનદાનની ઝિકર (જાપ) અશગાલ (સાધના)

**તવજ્જોહ**[1]=તવજ્જોહની તાલીમ ઘણુ ખરૂ નકશબદીયા સિલસિલામા અપાય છે, એવો લોકોમા ખીયાલ છે પણ એ ચિશ્તી ખાનદાનમા પણ અપાય છે તેની ઘણી રૂઢીઓ છે જેમાની એક નીચે મુજબ છે —

મુરશીદ (ગુરૂ) અને મુરીદ (ચેલો) સામ સામે ઘુટણ ઉપર બેસે અને ગુરૂ ચેલા તરફ રૂખ–મ્હોડુ કરી, પોતાના દીલમાથી બીજા તમામ ખ્યાલો કાઢી નાખી એકસો વખત "અલ્લાહ"નુ નામ ચેલાના દીલ પૂર ઝ્વાસથી નાખે અને ખુદાના નામની ઝર્બ–ચોટ ચેલાના દીલપર સો વખત રૂહાની તાકતથી નાખે અને તેમ કરતી વખતે એટલો ખ્યાલ કરે કે આ ખુદના નામની કૈફીયત–ખુમારી અને આકર્ષણ શકતી–જઝબની અસર મારા દીલમાથી નીકળી ચેલાના દીલમા જાય છે આવી રીતે બેચાર વાર કરવાથી મુરીદના દીલમા 'ઝિકર"ની ગરમી પેદા થઇ જાય છે અને પછી તે ચેલાઓ પોતે પછીથી દરેક તરેહની ઝીકર અને શગલ સારૂ પોતાનામા કાબેલીયત પેદા કરી લે છે કેટલાક બુઝુર્ગો ઝિકર અને શગલની તાલીમ આપવા પહેલા તવજ્જોહ એટલાજ માટે જરૂરની સમજે છે કે તેમ કરવાથી મુરીદનુ કલ્બ દિલ ઝિકર અને શગલ સારૂ તૈયાર થાય છે

**ઝિકે જેહર**=ચિશ્તી ખાનદાનમા ઘણી જાતની ઝિકર છે ઝિકે જેહર એટલે મોટેથી જીકર કરવી આ ઘણુ કરીને તહજ્જુદની વખતે (પાછલી રાતે) કરવામા આવે છે કારણ કે આ ઝિકર કાઇ લોકોને દેખાડવા કે સભળાવવા કરવામા આવતી નથી તહજ્જુદ વખતે કરતા પણ સાવચેતી રાખવામા આવે છે કે પડોશમા સુતેલા લોક જાગે નહી કે કોઇની ઉઘમા

---

[1] આત્મિક શક્તીની અસર બીજાના મનપર પાડવી તેને "તવજ્જોહ" કહે છે

અલલ થાય નહી તહજજુદની વખતે પહેલા બાર રકાત, બેબે રકાતની નેયતથી નવાફીલે તહજ્જુદ (નમાઝ) પઢે અને હરેક રકાતમાં સુરએ ફાતેહા પછી ત્રણ ત્રણ વખત સુરએ ઇખલાસ (કુલ હોવલ્લાહ) પઢે અને નમાઝથી ફારેગ થયા પછી નીચેની દુઆ પઢે —

અલ્લા હુમ્મા તહ્હિર કલબી અન ગૈરેકા, વ નવ્વિર કલબી બે-નૂરે મારેફતેકા અબદન યા અલ્લાહો યા અલ્લાહો યા અલ્લાહ

યા અલ્લાહ, મારા દીલને ગેર (બીજી) ચીઝોથી પાક કર અને હમેશા તારી પીછાનના નુરથી તેને રોશન કર એમ કીધા પછી "તોબાહ" અને ઇસ્તીગફાર પઢે

અસ્ત ફેરૂલ્લા હલ-લઝી, લાએલાહા ઇલ્લા હોવલ હૈયુલ કટયુમ, વ અતૂબો એલએહ

**અર્થ**—ખુદાથી બખશેશ ચાહુ છુ તે ખુદા એજ છે જે જીવતો છે અને બધાને સભાળનારો છે તોબાહ કરી તેની તરફ આવુ છુ તેની પછી ત્રણ વખત આ દરૂદ શરીફ પઢે અસ્સલાતો અલૈકા યા રસુલલ્લા હે વસ્સલામો અલકા યા હબીબલ્લા હે, અસ્સલા તો વસ્સલામો અલૈકા યા નબીયલલાહ

**અર્થ**—એ ખુદાના રસુલ આપ ઉપર દરૂદ હોજો, એ અલ્લાહના પ્યારા આપ ઉપર દરૂદ હોજો, દરૂદ હોજો આપ ઉપર અય અલ્લાહના પેગબર

પછી પલાઠી મારી બેસી જવુ અને ડાબા પગના અગુઠા ને તેની જોડેની આગલીથી જમણા પગના ઘુટણની નીચેના ખાચામા જોરથી દબાવે (અહી એક રગ-નસ છે તેને રગે કીમાસ કહે છે અને રગે કીમાસનુ દિલની સાથે જોડાણ છે તે દાબવાથી દિલમા ગરમી પેદા થાય છે) બેસવામા કમ્મરને સીધી રાખવી, મ્હો-રૂખ કીબ્લા-પશ્ચિમ દિશા તરફ કરવુ અને બન્ને હાથ ઘુટણ પર રાખવા અને આઉઝોબિલ્લાહ ને બિસમિલ્લાહ પઢી ત્રણ વખત કલમો "લાએલાહા ઇલ-લ્લાહ મોહમદુર રસુલુલ્લાહ" પઢવો પછી એક વખત કલમએ શહાદત પઢવો પછી પેશાની ઘુટણની નજીક આવે ત્યા સુધી માથુ ઝુકાવવુ અને ત્યાથી મોટે અવાજે "લાએલાહા" શરૂ કરી ડાબા ઘુટણ ઉપરથી માથુ ફેરવતા જમણી તરફ લાવવુ અને સ્વાસને ત્રણ ઝર્બ થાય તેટલો વખત રોકવો. પછી

માથાને પીઠ તરફ રહેજ ફેરવી એવો ખ્યાલ કરવો કે ખુદા સીવાયના તમામ ખતરાત અથવા વ્હેમોને પીઠની તરફ નાખી દીધા. પછી જમણી તરફ માથુ ફેરવી છાતી તરફ જ્યા દીલ છે ત્યા ઝુકાવી "ઇલલલ્લાહ"ની ઝર્બ કરે અને એ ખ્યાલ કરે કે મે "ઇશ્કે ઇલાહી" (ખુદાના પ્યારને) દીલમા ભરી દીધો

"લાએલાહા" ને "નફી (ખાલી) કહે છે અને "ઇલલલ્લાહ"ને "અસબાત" (ભરેલો) કહે છે તેથી આ ઝિકરને નફી ને અસબાત કહે છે નફીની વખતે આખો ખુલ્લી રહેવી જોઇએ અને અસબાતની વખત બધ કરવી જોઇએ

આવી રીતે આ ઝિકર બસો વખત કરવી જોઇયે આ ઝિકરને ચાર ઝર્બી ઝિકર કહે છે એ કીધા પછી આગળ લખ્યુ તેમ ત્રણ વાર કલમએ તૈયબ અને એકવાર કલમએ શહાદત પડવો જોઇયે

આ ઝિકરમા જરૂરની હીદાયત એ છે કે એ ઝિકર શરૂ કરનાર અભ્યાસી "નફીની" "લા" બોલતી વખતે "મઆબુદ[1]"નો ખીયાલ તસવ્વુર કરે એટલે કે "લાએલાહા" જબાનથી નીકળે ત્યારે ખ્યાલ કરે કે ખુદા સિવાય કોઇ માઆબુદ નથી, અને થોડો વખત અભ્યાસ કર્યા પછી ખુદા "લા-મતલૂબ[2]" અને "લા-મકસૂદ[3]" છે એમ તસવ્વુર કરે અને જેની તઆલીમ પુરી થવા આવી હોય તે "લા-મોજુદ[4]"નો તસવ્વુર કરે

## ઝિકરે અસબાતે મુજર્રિદ

નફી અને અસબાત એટલે લા "એલાહા ઇલલલ્લાહ"ની ઝિકર બાદ બન્ને ઘુટણ ઉપર બેસી જાય, અને અસબાતે મુજરિરદની ઝિકર કરે તે ઝિકર "ઇલલલ્લાહ"ને કહે છે એ ઝિકરની વખતે કમ્મર સીધી રાખે અને માથાને ડાબા ખભા તરફ ફેરવી ત્યાથી પુરા જોરથી જમણી છાતી તરફ ઇલલલ્લાહની ઝર્બ લગાવે અને એ તસવ્વુર કરે કે ખુદા સીવાય કોઈ ચીજ દુનીયામા નથી અને મારા સીવાય તેની સાથે કોઇ બીજુ નથી. આ લાગલાગઢ ચારસો વાર કરવી જોઇયે એને એક ઝર્બી કહે છે

ઝિક્રે ઇસ્મે ઝાત—આની રૂઢી એવી છે કે બે ઘુટણ ઉપર બેસી મોઢાને ડાબા ખભા તરફ લાવી, આખ બધ કરી 'અલ્લાહ' 'અલ્લાહ'

---

૧ મઆબૂદ એટલે પુજવા લાયક ખુદા ૨ કોઇ પણ જાતની મતલબ નહી રાખનાર ૩ કોઇ પણ જાતનો સ્વાર્થ નહી ધરાવનાર ૪ કોઇ પણ અમુક ઠેકાણે મોજૂદ નહી હોય તેવો

બોલે પહેલા અલ્લાહના " હ " નો " હો " ઉચ્ચાર કરે પછીના અલ્લાહના " હ " નો ઉચ્ચાર નહી કરે એટલે તેને સાકિન પડે પહેલો ' અલ્લાહ ' બોલતી વખતે ઝર્બ, ડાબી છાતીની નીચે ' લતીફેએ રૂહ ' (ચક્ર) છે તેની ઉપર લગાવે, અને બીજો અલ્લાહ બોલતી વખતે જમણી છાતી નીચેના ભાગ ઉપર ઝર્બ લગાવે

આ ઝિકર સો વાર કરે અને આ ઝિકર કરતી વખતે ખુદાના નામ અને સિફાતોનો ખ્યાલ કરે જેમ કે ખુદા સમીઅ (સાભળનાર) છે, બસીર (જોનાર) છે, અલીમ (બધુ જાણનાર) છે

આમા હીદાયત આટલી કરવાની છે કે જ્યારે પહેલી નવ વખત અલ્લાહ અલ્લાહ કહી રહે કે પછી એકવાર ' અલ્લાહ હાઝરી ' એમ બોલે બીજી વખત નવ વાર બોલ્યા પછી ' અલ્લાહ નાઝરી ' એમ કહે, અને ત્રીજી વખતે નવ વાર પુરા થાય કે દસ વીસ વખત ' અલ્લાહ મઇ ' એમ કહે

આ ઝિક્ર તહજ્જુદની (મામદાદની) વખતે બાર તસબીહનો કરવામા આવે છે જો કોઇ તહજ્જુદ વખતે નહી પઢી શકે તો ફુરસદને આસાનીની વખતે કરી શકે છે ઝિકર કરી રહયા પછી પોતાના સિલસિલાના બુઝુર્ગોના ફાતેહા પઢવા જોઇયે

**ઝિક્રે પાસે અનફાસ**

આની ઘણી રૂઢીઓ છે જેમાથી રહેલી અને બધાને સમજ પડે એવી આ બે છે—

**નફી વ અસબાતકા પાસ અનફાસ.**

એ આવી તરેહ છે કે જ્યારે શ્વાસ અદર લેવો ત્યારે 'લાએલાહા' કહેવુ અને જ્યારે શ્વાસ-દમ બહાર કાઢો ત્યારે 'ઇલલલ્લાહ' કહેવુ એવી તરેહ કે પાસે બેસવાવાળો જાણે પણ નહી

**ઇસ્મે ઝાતકા પાસ અનફાસ.**

આની રૂઢી એ છે કે ઝબાન તાળવાથી લગાડે અને મોઢુ બધ કરે અને જ્યારે શ્વાસ-દમ અદર લે તો ' અલ્લાહ કરીને બોલે અને જ્યા સુધી તમામ પેટ અને છાતી ભરાય ત્યા સુધી શ્વાસને રોકે અને એવો તસવ્વુર કરે કે ખુદા તમામ મારા અદર-બાતીનમા છે પછી શ્વાસને નાકને રસ્તેથી બહાર કાઢે શ્વાસ બહાર કાઢતી વખતે 'હુ' કરી કહે.

• ઇસ્મે ઝાતની ઝિકરની જુદી જુદી રૂઢી

ઇસ્મે ઝાતની ઝિક્ર, એકઝર્બી, બે ઝર્બી, ત્રણ ઝર્બી, અને ચહાર ઝર્બી છે

એક ઝર્બી—મોટે અવાજે પુરા જોરથી 'અલ્લાહ' બોલ-શબ્દની ચોટ દીલ પર લગાડે

બે ઝર્બી—એક ઝર્બ રૂહ પર અને બીજી દીલપર.

ત્રણ ઝર્બી—પહેલ્લી ડાબા ધુટણપર, બીજી જમણા ધુટણપર ત્રીજી દીલપર

ચાર ઝર્બી—પહેલ્લી ડાબા ધુટણપર, બીજી જમણા ધુંટણપર ત્રીજી રૂહ ઉપર, ચોથી દીલપર

આ ઝિક્રમા આખ બધ રહેવી જોઇએ.

## હબ્સે દમ[1] ( દમને રાકવુ તે )

આ કાર્ય તમામ સૂફીઓમા જરૂરનુ ગણ્યુ છે ખાસ કરી ચીસ્તી અને કાદરીયા તરીકાવાળા આનાથી ઘણો ફાયદો થાય છે એમ માને છે નકશબદીઆવાળા આની ઘણી જરૂરીઆત જોતા નથી છતા એટલુ કહે છે કે આનાથી ફાયદો થાય છે

કમઝોર છાતીવાળા અને જેના શરીરમા પુરી તાકત નહી હોય તેવા માણુસે હબ્સે દમ અને ઝિક્રે જાહેર કદી કરવી નહી તેમણે "ઝિક્રે ખફી' (બાતીનની ઝીકર) પર સતોષ પકડવો, નહી તો શરીરમા તરેહ તરેહનુ દર્દ આમાથી પેદા થાય છે

**શગ્લે નસીરા**—અજમેર શરીફવાળા મહાન ખ્વાજા હઝરત મોઇનુદ્દીન ચીસ્તી સાહેબનો આ ખાસ શગલ[2] છે એનેથી કલબના ખત રાતો-વહેમો દુર થાય છે સવાર ને સાજ કીબ્લા તરફ રૂખ કરી બેઉ ઘુટણપર બેસી, દીલને એક ઠેકાણે રાખી બન્ને આખોની નજર નાકની અણીપર જમાવવી, અને આખનો પલકારો મારવો નહી અને એમ નજર જમાવતી વખતે એક ઘણુજ સરસ નુર ત્યા ચળકે છે એવુ તસવ્વુર કરવુ શરૂઆતમા આખોમાથી પાણી જશે અને દર્દ થશે પછી આસ્તે આસ્તે આદત પડી જશે

**શગ્લે મહમુદા**—આમા નજરને નાકની ઉપરના ભાગમા પેશાનીની નીચે, બન્ને ભ્રકુટી-ભવાની વચ્ચે જમાવવી એ જરા મુશ્કેલ છે પણ

---

૧ પ્રાણાયામ. ૨ ક્રિયા.

એનાથી ફાયદો ઘણો થાય છે હીંદુ ફકીરો પણ આ સાધન કરે છે અને એને ત્રીકુટી કહે છે

સુલતાનુલ અઝકાર—આના તરીકા ઘણા છે, પણ એક આસાન તરીકો એ છે કે આખ, કાન, નાક અને મોઢુ હાથની આગળીઓથી બધ કરવુ અને દમ–શ્વાસને નાભી–કુટીની નીચેથી ખેચવો અને ભેજા સુધી લઇ જવો, અને ત્યા તાકત મુજબ રોકી રાખવો જ્યારે નાભીની નીચેથી દમ ઉપર ખેચવાનો શરૂ કરે કે "અલ્લાહ" શ્વાસમા કહેવુ અને જ્યારે ભેજામા શ્વાસને રોકી રાખે ત્યારે "હુ" કરી કહેવુ અને "હુ" કહેતી વખતે દીલની આખને લતીફએ અખફી ( ભેજામા એક નાનુ છીદ્ર છે તે ) ઉપર લગાડી રાખે જ્યારે દમ છોડવો હોય તો નાકવાટે છોડે બે વખત એમ કરે શરૂઆતમા બેચાર વાર એમ કરવુ અને રફતે રફતે વધારવુ

શગ્લે સોતે સરમદી[1]—આ સુલતાનુલ ઇઝકારની એક કીસમ છે એનો તરીકો એ છે કે આખ, કાન, નાક, મોઢુ બધ કરી તસવ્વુર કરવો કે પાણી ઉચી જગા ઉપરથી પડવાનો અવાજ આવે છે અથવા મધમાખો ગણગણે છે એ તસવ્વુરમા કરમે જાતનો શગલ ( સાધના ) કલબ અને લતીફએ અખફી પર જારી રાખવુ આસ્તે આસ્તે આ અવાજ અસલી અવાજ થઇ જશે અને ગેબનો અવાજ સભળાવા લાગશે જેની તલબ દરેક માણસને થાય છે અને જે હઝરત મુસા (અ૦) એ તુરના પહાડ ઉપર સાભળ્યો હતો તે આજ અવાજ છે

શગ્લે મૈયત –આ પણ સુલતાનુલ ઇઝકારની એક કીસમ છે આમા અભ્યાસી સુઇ જઇ પોતાના બન્ને પગના અગુઠા સાથે બાધી અને એક બાજુ પડી રહી નાભી–કુટીની નીચેથી દમને "અલ્લાહ" બોલતા ઉપર ખેચી "ઉમ્મુદ દીમાગ ( બ્રહ્મરંધ્ર )મા રોકી સૌતે સરમદીનો તસવ્વુર કરે અને જ્યારે શ્વાસ છોડવો હોય ત્યારે "હુ" કહી નાકવાટે દમ બહાર કાઢે

આમા મુડદાની માફક અભ્યાસી પડી રહે છે અને સુરતથી મુડદાના જેવી કરે છે તેથી એને શગ્લે મયત કહેવામા આવે છે

## ચેતવણી

ઉપર કહેલી ઝિક્રો અને અશગાલ દેખાડયા છે- છતા યાદ રાખવાનુ છે કે દીલ, કલબ તથા પોતાની તાકત વગેરેનો વિચાર કરીને આ અભ્યાસ કરવાનો છે દરેક દુનીયાદાર પોતાનુ કામ છોડી, રાત દીવસ આ

૧ યોગ શાસ્ત્રમા આ નાદની ક્રિયા કહેવાય છે સૌત=અવાજ, નાદ.

ઝિકરો કરવાજ બેસી જાય એમ થવુ નહી જોઇયે માણસે માથે મુરશદ કરીને એ ઝિક્ર કરવાનો અમુક વખત મુકરર કરવો જોઇયે મુરશદના કહેવા પ્રમાણે શબ્દો બરાબર સમજી પછી અભ્યાસ શરૂ કરવો તેમા ભુલ થવાથી ઇનસાન કેટલીકવાર દીવાનો થઇ જાય છે જ્યારે મગજ નબળુ હોય તો હબ્સે દમ (પ્રાણાયામ) કરવુ નહી મુરશીદ અથવા ગુરૂ કરી તેને પુછી પોતાની તબીયત અને શરીરને અનુસરતી હોય તેજ ઝીકર શગલ કરવાથી કોઇ જાતનો જોખમ રહેતો નથી

## મુરાકીબા (Meditation. ધ્યાન)

અરબીમા " રકબા " ગરદનને કહે છે " મુરાકિબા " ગરદન ઝુકાવીને કરવી પડે છે જેથી આ ક્રિયાનુ નામ મુરાકિબા પડયુ છે એ તસવ્વુરનુ જોર વધારવા અને કોઇ ખાસ ચીઝની તાસીર હાસીલ કરવા આ કરવામા આવે છે

આપણા નફસો ( ઇદ્રીયો )ના તથા શેતાનના ખતરાઓથી બચવા તથા કલબને આપણી મઆશુકની માફક બીજા ખ્યાલથી બચાવવા પણ આ શુગલ કરવામા આવેછે તેથી પણ મુરાકીબા કહેવાય છે

બેઉ ધુંટણપર બેસી, ગરદન ઝુકાવી, આખ બધ કરી તસવ્વુર કરવો જરૂરનો છે એ ઘણી તરેહ કરવામા આવે છે પણ એક મુરાકેબાની કેફીયત નીચે આપવામા આવે છે

### મુરાકીબે ઇસ્મે ઝાત.

આપણુ દીલ જે ખરાબ અને પરાગદા થાય છે તે નફસની ખરાબીથી થાય છે તે હમેશા દિલ–કલબને બગાડવાનીજ કોશીશમા રહે છે બીજુ કારણ એ છે જે દુનીયાદારીના સબધોને લીધે દીલ પરેશાન રહે છે એટલા માટે ઇસ્મે ઝાતનો મુરાકીબા કરવો જોઇએ કે કલબ શાત થાય

વઝુ કરી બે ધુંટણ ઉપર કિબ્લા તરફ મોઢુ કરી બેસવુ પછી " આઉઝો બિલ્લાહ ' અને " બિસમિલ્લાહ " પઢી ગરદન ઝુકાવી, ઇસ્મે ઝાતનો તસવ્વુર કરવો આનાથી નફસની હરકતો જતી રહેશે અને દુનીયા દારીની જજાલ ઘણી હોય તો ખુદાની સિફાતના નામો જેવા કે યા સમીઅ (સાભળનારા), યા બસીર, (જોનાર), યા અલીમ (સર્વે વાતોને જાણનાર), એ નામોનો તસવ્વુર કરે, અને જો દુનીયાદારીની જજાલોથી ખતરા-વહેમ પેદા થાય તો મુરશીદનો તસવ્વુર કરે

પહેલા પહેલા મુરાકિબામા તકલીફ માલમ પડે છે પણ આસ્તે આસ્તે આદત થઇ જાય છે અને તસવ્વુરના જોરથી અભ્યાસી ઘણી રૂહાનીયત (આત્મિક શકતી) મેળવે છે

દીદારે ઇલાહીનો મુરાકિબા.

ઉપલીજ રીતે આ કીસમમા આ આયત "અલમ યાલમ બે અન્નલ લાહા યરા"[1] નો તસવ્વુર કરવાનો છે આ આયતનો અર્થ એ છે કે "શુ તુ જાણતો નથી કે ખુદા જુએ છે" પછી એ ખ્યાલ કરવો કે અલ્લાહ જોઇ રહયો છે પછી જેમ કુવ્વત વધે તેમ ખ્યાલ કરવો કે હુ અલ્લાહને જોઇ રહયો છુ

ખુદાની સાથે એક જગાએ હોવાનો મુરાકિબા

આ મુરાકિબામા આ આયતનો તસવ્વુર કરવો "વહોવા માઅકુમ અનેનમા કુન્તુમ ( ખુદા તમારી સાથે છે તમે કોઇ પણ જગાએ હો ) આમા ખુદા આપણી સાથે છે એ ખ્યાલ એટલો બધો વધી જાય છે કે ખુદા આપણી સાથે નજર આવવા લાગે છે"

## દાવતનું કામ-હિંદુ મુસલીમ એકતા.

ગેર કોમના લોકોને ખુદાની રાહ ઉપર લાવવાના માટે પણ રસ્તા છે અને એ રસ્તા કુરાન શરીફમા જણાવેલા છે તેમા ફરમાવ્યુ છે કે—

૧ "મુશરિકો તરફ ખીયાલ ન કરો જો ખુદા ચાહતે તો તેઓ શિરક કરતે નહી અને અમે તમને તેમની ઉપર દેખરેખ રાખનારા બનાવ્યા નથી કે તમને તેમની ઉપર કાઇ અખત્યાર આપ્યો નથી. તેઓ ખુદા સિવાય બીજા બુતોની પુજા કરે છે તે બુતોનુ તમે ભુંડુ બોલો નહી, કારણકે જો તમે તેમ કરશો તો તેઓ વગર સમજે દુશમનીથી આગળ વધીને તમારા ખુદાનુ ભુંડુ બોલશે ( કુરાને શરીફ, સુરએ—અન આમ આયત ૧૦૭, ૧૦૮ )

૨ "મુશરિકો ( ગેર કોમવાળાઓ ) માથી જો કોઇ પણ તમારો આશરો માગે તો તેને આપો કે જેથી તે ખુદાના કલામ સાભળે, તે પછી તેને પોતાની સાચી સલામત જગાએ પોહોચાડી દો ( સુરએ તોબા, આયત ૬ )

૩ દરેક કોમની અમે ધર્મ ક્રિયાઓ મુકરર કરી છે તે પ્રમાણે તેઓ ચાલે છે તેમને એ વિશે તમારાથી કાઇ ઝઘડા નથી તમે તમારે ખુદાની તેમને દાવત આપો ( સુરએ હજ, આયત ૬૭ )

---

* આ ઝિકરો અને અશગાલની તઆલીમ માગરોલની ગાદીવાળા પીરસાહેબ તરફથી પહેડી દર પહેડી અપાય છે "ચિસ્તી તાલીમ" ની હકીકત ચીશતી ગાદીઓની હકીકતની કિતાબમાથી આપવામા આવી છે

૪ " તમે લોકોને હિકમત ( જ્ઞાન ), ઉંડી સમજ, અને નેક નસીહતથી દાવત આપો. તમે તેમની સાથે દલીલ ભલે કરો પણ તે દલીલ સારા રસ્તાવાળી હોવી જોઇએ ( સૂરએ નહલ, આયત ૧૨૪ )

૫ ધર્મમા કાંઇ દબાણ નથી ( સૂરએ બકર, આયત ૨૫૫ )

૬ ". જો તુ ( પયગમ્બર સલ્લમ ) ખરાબ સ્વભાવનો અને સખત વિચારનો હોત તો તેઓ તારી આસપાસથી વિખરાઇ ગયા હોત તેમને માફ કર અને તેમને માટે માફી માગ અને કામમા તેમનો અભિપ્રાય પૂછ " ( સૂરએ ઇમરાન, આયત ૧૫૯ )

૭ " અમે તને ( પેગબર સ૦ ) સર્વ કોમ અને સર્વ લોકો માટે પયગમ્બર તરીકે મોકલ્યો છે તને અમે ખુશ ખબર આપનાર તથા ચેતવણી આપનાર તરીકે મોકલ્યો છે પણ ઘણા માણસો જાણતા નથી" ( સૂરતુસ-સબા, આયાત ૨૭-૨૯ )

૮ " અને અમે તને હે મોહમ્મદ, ખાસ સર્વ આલમ (જગત) માટે એક રહેમત ( આશિર્વાદ ) તરીકે મોકલ્યો છે " ( સૂરતુલ-અંબીયા, આયત ૧૦૭ )

૯ " ખુદા તેજ છે જેણે પોતાના પયગમ્બરને રસ્તો દેખાડનાર અને સાચા ધર્મ સહીત મોકલ્યો છે તેટલા માટે કે તે તે ધર્મને બીજા બધા ધર્મથી ચડીઆતો બનાવે" ( સુરતુસ સફા-આયત-૮-૯-૧૦ )

૧૦ " હે લોકો, અમે તમને એક મરદ અને એક ઓરતમાથી પેદા કર્યા છે અને અમે તમને જુદી જુદી કોમ અને જુદા જુદા ખાનદાનના બનાવ્યા છે કે તમે એક બીજાને ઓળખી શકો ' ( સૂરતુલ-હોજ્રોરાત, આયત ૧૩ )

૧૧ " અને તમારામાથી કેટલાક લોકો એવા હોવા જોઇએ કે જે ભલાઇ તરફ માણસોને બોલાવે અને નેક વાતો કરવા સમજણ પાડે અને બુરી વાતો કરવાની મના કરે અને આવા લોકોજ નેક બદલો મેળવનાર છે " ( સૂરતુલ આલે-ઇમરાન, આયત ૧૦૪ )

૧૨ " અગર ગેર ઇસ્લામી કોમો સુલેહ શાતીનો ખીયાલ રાખે અને હાથ લબાવે તો તમે બી તેમની તરફ હાથ લબાવો અને ખુદા ઉપર ભરોસો રાખો જો એ સુલેહ શાતીથી તમને તેઓ ધોકો દેવાનો ઇરાદો રાખે તો તેનો ખીયાલ ન કરો ખુદા તમારે માટે બસ છે " ( સૂરએ અન-ફ્આલ )

ઉપલી આયતો જોતા માલમ પડે છે કે ખુદાએ હઝરત પયગમ્બર સલ્અમને ઉપર પ્રમાણે અમલ કરવાની સલાહ આપી હતી એટલે હઝરત સલ્અમ પોતાની પાસે આવનારાઓને તેમની અકકલ અને સમજણને અનુસરતી તાલીમ આપી તેમને સીધા રસ્તાપર લાવતા હતા મશાયખો દાવતનુ કામ એજ ધોરણ ઉપર કરતા આવ્યા છે દાવતના કામથી જુદી જુદી કોમોની એકતા જેટલી મજબુત થાય છે તેટલી બીજા રાજદ્વારી સજોગો કે કામથી થતી નથી નુરે રોશનના કર્ત્તા શાહ કાયમદીન પીર સાહેબનાં મુરીદોમા હીંદુ પાટીદારો[૧], મુસલમાન વ્હોરાઓ, ખારવાઓ અને હીંદુ સાધુઓ હતા તેમના કેટલાકોને બહુ મહાપદે એમણે પુગાડ્યા હતા જેવી તરેહ ઉપર કુરાન શરીફમા ફરમાવ્યુ છે તેવીજ તરેહ તેઓ વર્તતા હતા તેઓ પોતે લખી ગયા છે કે'– ( જુઓ પાનુ ૪૪૫ )

મારે મન તો સવળુ ભાસે, લોક અવળુ વિચારે.
આપે હીંદુ, આપે મુસલમાન, હુઇ કોનામે પાડે

*　　*　　*　　*

લોકોનું જો કીધું કરૂં, તો મારૂં કારજ બગાડે,
હીંદુ મુસલમાન બે અળગા નીરખે, સાહેબથી વિઘ્ન પાડે

શાહ કાયમદીન પીર દાવતનુ કામ કરતા હતા તેનાથી વધુ સરસ રસ્તો હીંદુ મુસલીમ એકતાનો કોઇ પણ કાઢી શકે એમ નથી એઓ કહી ગયા છે ( જુઓ પાનુ ૫૧૦ )

" કયા હીંદુ કયા મુસલમાન, સબ પેદાયશ નુર સુબહાન,
મોહમ્મદ કે નુરસે સબ ખલક હુઇ જાન, કયા હીંદુ ઓર
કયા મુસલમાન "

---

## યોગ શાસ્ત્રમાં ચક્રો, અને નાદનું વર્ણન આવે છે તેનો ટુક ખુલાસો

## નાડીચક્ર:

યોગના પુસ્તકોમા લખ્યુ છે કે દરેક માણસના શરીરની લબાઇ ભરતા પોતાના ૯૬ આગળ થાય છે પોતાના શરીરને ટટાર ખેચીને

૧ આ કિતાબ ઘણે ભાગે ગેર કોમના લોકોને તસવ્વુફ શીખાડવાના હેતુથીજ તેમની સમજમા આવે તેમ પીર સાહેબે લખેલી છે

દોરીથી માપ લઈએ તો તે દોરીનો છન્નુમો ભાગ જે થાય તે માપને પોતાનુ એક એક આગળ સમજવુ તેમાથી ૪૮ આંગળ ઉપરનુ શરીર કહેવાય છે, અને ૪૮ આગળ શરીર નીચેનુ કહેવાય છે તે બન્નેની મધ્યમા મૂલાધાર ચક્ર છે ગુદા, પાયુનો અત છે ત્યાથી બે આગળ ઉચે અને લિગથી બે આગળ નીચે એક આગળ મ ત્રના પ્રદેશને દેહ મધ્ય કહ્યો છે એ મૂલાધાર ચક્ર ત્રિકોણા કારે (સમોસા જેવો) છે તપાવેલા સુવર્ણ જેવો તેનો પ્રકાશ છે[1]

તે મૂલાધાર ચક્રથી નવ આગળ ઉચે કદસ્થાન છે એનો વિસ્તાર ચાર આગળનો છે તેનો આકાર કુકડીના ઇડા જેવો છે આ કદસ્થાનની મધ્યમા નાભિ-કુડીનુ સ્થાન છે

એ કદની યોનીમા ૭૨ હજાર નાડીઓ ઉતપન્ન થઇ છે આ નાડી ઓમા ચૌદ મુખ્ય ગણી છે

એ ચૌદ નાડીમા સુષુમણા, પિંગળા તથા ઇડા એ ત્રણ ઘણુ જ કામ કરી રહી છે તેથી તે મુખ્ય છે એ ત્રણમા પણ સુષુમણા સર્વોત્તમ છે તેને શાસ્ત્રમા બ્રહ્મનાડી કહે છે કારણ કે તે નાડી રૂપ એકજ રસ્તાથી બ્રહ્મની પ્રાપ્તિ કરી નૂરમા મળી શકે છે

આ નાડીઓના સ્થાનોની વ્યવસ્થા આ પ્રમાણે છે વાસાની વચમા અસ્થિમય વીણા દડ (બરડાની કરોડ) છે તેની સાથે રહીને માથા સુધી રૂડી રીતે જે નાડી આવેલી છે તે સુષુમણા અથવા બ્રહ્મનાડી છે. નાભિની મણિપૂર ચક્રની નીચેથી આ નાડીના મુખની શરૂઆત થાય છે કદરૂપ (ગળા)થી આગળ જતા તેના બે ફાટા થાય છે એક ફાટો ઓડ (ગરદન)ના ભાગમા થઇને સહસ્ત્ર દળમા જાય છે અને બીજો ફાટો ગળાના પાછળના ભાગમા તથા તાળવાની નીચેના ભાગમા થઇ બે ભવાની વચ્ચે જાય છે અને ત્યાથી કપાળના ઉપલા ભાગમા થઇ, સહસ્ત્ર દળમા જાય છે કેટલાક હઠયોગીઓ ઓડના ભાગમા થઇને પણ સહસ્ત્રદળમા[2] જાય છે તેમને માર્ગમા ત્રિકુટીને બદલે ભ્રમરગુફા[3] આવે છે સુષુમણાથી (સુખમણાથી) ડાબી બાજુએ ઇડા (ઇગલા) નામની નાડી છે, અને પિંગલા નામની નાડી જમણી બાજુએ છે. પીગલા નાડી નાકના જમણા રંધ્ર-નસ્કોરાના અત સુધી આવી છે ઇડા નાકના ડાબા રંધ્ર સુધી રહી છે *

---

૧ શ્રી સૂત સહિતા, પાનુ ૧૮૪.

૨ દસમો દ્વાર બ્રહ્મરંધ્ર ૩ એને ભમર ગુફા પણ કહે છે

* હઠયોગ પ્રદીપિકા, પાનુ ૨૫૧

સુષુમણા નાડીનુ દ્વાર જેના વડે બધ થયલુ છે તેને કુન્ડલીની કહે છે આ કુડલીની નાભિની નીચે ગુચળાના અથવા સાપના આકારમા છે નાભીની સામે બરડાની કરોડમા સુષુમણાનું મુખ છે તેમા તે પોતાનુ મુખ આડુ રાખી સુતેલી છે માર્ગને આમ રોકી પોતાના પુછડા વતે સુષુમણાના માર્ગને સખત બધનથી રોકી રાખ્યો છે તેમ કર્યા પછી પોતાની બાકીની કાયા વડે આ કુન્ડલીની વાસાના વીણા દડ (કરોડ) સાથે સબધ કરતી ઉપર સુષુમણાની સાથે સાથે માથા સુધી ચડી છે, અને ત્યા૦ પોતાના પુછડાની અણી વડે બ્રહ્મ રૂધ્રને[1] બધ કરી રહી છે[2]

આ કુન્ડલીનીને જગાડી સુષુમણા નાડીના તથા બ્રહ્મ રંધ્રના દ્વારોને ખુલ્લા કરાવી તેમા પવનનો પ્રવેશ કરાવવો એ જ્ઞાનીનુ કર્તવ્ય છે મૂલાધાર સ્થાનમાથી જે વખતે પવન ઉઠે છે તે વખત તેનો વેગ આ સુષુમણા (સુખમણા) નાડી તરફ જાય છે પણ ત્યા દ્વાર બધ હોવાથી અથડાઇને ઇડા અને પિગલા નાડીઓના મુખ ખુલ્લા હોવાથી તેમા વહી જાય છે અને તે રસ્તે બહાર નીકળે છે પીગલા નાડીમા જે પવન છે તે સૂર્ય કહેવાય છે અને ઇડા નાડીમા છે તે ચંદ્ર છે વળી પીગલાને જમના અને દક્ષીણ નાડી અને૦ ઇડાને ગગા અને ઉત્તર નાડી પણ કહે છે

માણસના શરીરમા નીચે મુજબ ચક્રો છે —

| સ્થાન | અક્ષરો, દળ–વર્ણ | ચક્રનુ નામ |
|---|---|---|
| ગુદાસ્થાન | વ, શ, ષ, સ, ચાર અક્ષરો તથા ચાર દળવાળુ, અગ્નિના વર્ણવાળુ | આધાર ચક્ર |
| લિગસ્થાનના મૂળમા | બ, ભ, મ, ય, ર, લ, એ ૭ અક્ષરવાળુ, ૭ દળવાળુ, સુર્ય સમાન વર્ણવાળુ | સ્વાધિષ્ટાન ચક્ર |
| નાભિસ્થાન | ડ, ઢ, ણ, ત, થ, દ, ધ, ન, પ, ફ, એ દસ અક્ષરવાળુ, દસ દળવાળુ, રાતા વર્ણનુ. | મણિપુર ચક્ર |
| હૃદયસ્થાન | ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, જ, ટ, ઠ, એ બાર અક્ષરોવાળુ, બાર દળવાળુ અને સુવર્ણના સમાન વર્ણવાળુ | અનાહત ચક્ર |

---

૧ માથાનુ કાણુ દસમો દુવાર ૨ સુત સહિતા પાનુ ૧૮૬

| | | |
|---|---|---|
| કંઠસ્થાન | અ આ ઈ ઇ, ઉં ઊ, ૠ ૠ, લ લ, અ એ ઓ ઔ, અં, અ: એ સોળ સ્વરવાળુ, સોળ દળ વાળુ, ચંદ્રમા જેવા વર્ણવાળુ | વિશુધ્ધ ચક્ર |
| ભ્રુના મધ્યસ્થાનમા (ભ્રીકુટીમા) | હ, ક્ષ, એ અક્ષરવાળુ બે દળ- વાળુ અને રાતા વર્ણવાળુ | આજ્ઞા ચક્ર |
| (દસમા દ્વારમા) | નિરંતર સચ્ચિદાનંદ જ્યોતિર સ્વરૂપ—સહસ્ત્રદળ યુકત અને શુધ્ધ સ્ફટિક સમાન | અજરામર ચક્ર (બ્રહમ રંધ્ર ચક્ર)* |

---

## નાદ

નાદનો અર્થ અવાજ થાય છે યોગાભ્યાસીઓ જ્યારે મંત્ર (ઝિકર)નો જપ પુરો કરે છે ત્યારે તેમના કાને દસ પ્રકારના નાદ—અવાજ સભળાય છે તમરા (કંસારી) જેવો, (ચિણી) ચકલા જેવો (ચિ ચિણી), ઘંટ જેવો, શંખ જેવો, વીણા (બીન) જેવો, તાલ જેવો, વાસળી જેવો, તબલા જેવો, ભેરી જેવો, અને મેઘ જેવો નાદ સભળાય છે તમરા જેવો નાદ સાભળતા સર્વ અંગોમા તમરાના ફાટવાના જેવા શબ્દનો ભાસ થાય છે, બીજો નાદ સાભળતા શરીરના અંગ ટુટતા હોય તેમ થાય છે, ત્રીજો નાદ સાભળતા ચિત્તમા બેચેની થાય છે ચોથો નાદ સાભળતા શિર કંપે છે, પાચમો નાદ સાભળતા તાળુ સ્રવે છે, છઠ્ઠો નાદ સાભળતા અમૃતનુ પાન થાય છે, સાતમો નાદ સાભળતા ગુહ્ય પદાર્થનુ—છુપી ચીજોનુ જ્ઞાન થાય છે, આઠમો નાદ સાભળતા પરાવાણીની પ્રાપ્તિ થાય છે, નવમો નાદ સાભળતા નિર્મળ દિવ્ય દષ્ટિ તથા અંતર્ધાનની શક્તિ પેદા થાય છે, અને દસમો નાદ સાભળતા બ્રહમાત્માની સંનિધિ થતા સાધક બ્રહમરૂપ થાય છે આવી રીતે યથાર્થ બ્રહમમા મનનો વિલય થાય છે સંકલ્પ વિકલ્પો (ખતરા)નો નાશ થાય છે અને સાધક પુરૂષ મેક્ષપદ (વિસાલ) પામે છે

એ નાદનો અભ્યાસ કરવા સારૂ માણસે પ્રથમ તો પોતાના હાથની બન્ને નાની આગળીઓ વડે પોતાના કાનના બન્ને છિદ્રો—કાણાને સારી રીતે બંધ કરી શરીરમાથી ઉઠતા અવાજ—નાદનુ શ્રવણ કરવુ જોઇએ જ્યા સુધી

---

* હઠયોગ પ્રદીપિકા

ચિત્ત સ્થિર (દિલ કાયમ) થાય ત્યા સુધી તે નાદ સાભળ્યા કરવી જોઇએ આ પ્રમાણે કરવાથી દિલની બુરાઇઓ થોડા વખતની કોશીશથી મટી જાય છે સમુદ્રના જેવો, વરસાદની ગર્જના જેવો, મોટા નગારા જેવો, ઝાઝ જેવો, પખાજ જેવો, શખ જેવો, ઘટ જેવો, વાસળી જેવો, વીણા જેવો ને ભ્રમર જેવો નાદ તથા બીજા કેટલાક પ્રકારના નાદો માણુસના સાભળવામા આવે છે સાધકે (તાલિબે) એક નાદમાથી બીજા નાદમા, ને બીજા નાદમાથી ત્રીજા નાદમા, (કસીફ) સ્થુળમાથી (લતીફ) સૂક્ષ્મ નાદમા સૂક્ષ્મ નાદમાથી સુક્ષ્મતર (લતીફતર) નાદમા ત્યાથી સૂક્ષ્મમા ને ત્યાથી સ્થુળ નાદમા પોતાના ચિત્તને પોતાની મરજીથી જોડ્યા કરવુ, અતર બહારની કાઇ પણ ચિતા ન કરવી આખરે નાદના અધિષ્ટાનમા મનને લીન કરવુ શ્રધ્ધા (યકીન) પ્રેમને (ઇશ્કને) વિવેક વડે સદાકાળ નાદનો અભ્યાસ કરવામા આવે તો પાપ સસ્કારો નાશ પામે છે ને મન તથા પ્રાણ નિર્ગુણ ચૈતન્યમા લીન થાય છે[1].

---

સતોની વાણીમા તથા યોગ શાસ્ત્રમા જે બોલ વારે ઘડીયે આવે છે તેના અર્થ નીચે આપ્યા છે.—

અજપા જાપ—શ્વાસથી ખુદાને યાદ કરવો, ઝિક્રે ખફી

અગમ— જેની ગમ કોઇને નથી તે ઘર

અગોચર—જેનુ કોઇ ઠેકાણુ નથી તે

ઇશ્ક—ખુદાનો પ્રેમ

અલખ—કોઇના સમજ્યામા નહી આવે તે વસ્તુ

કુન્ડલીની—સુષુમણા નાડીને બધ કરીને બેઠેલી મુળ પ્રકૃતિ મૂળાધાર ચક્ર સુધી જનારી મેરૂદડમા (બરડાની કરોડમા) રહેલી મુખ્ય નાડી પવનનો સુષુમણામા પ્રવેશ થાય તેનુ નામ યોગ છે

ઇડા સુષુમણાની ડાબી બાજુએ નાડી છે તે

પિગળા સુષુમણાની જમણી બાજુએ નાડી છે તે

બ્રહ્મરધ્ર—મસ્તકમા એક છીદ્ર છે જ્યારે પવન ત્યા પોહોચે છે ત્યારે સમાધી થાય છે એને આકાશ, સહસ્ત્રદળ, દસમોદ્વાર પણ કહે છે

તરવેણી—બે ભમરો વચ્ચેની જગા, ત્રીકુટી

સુન—મહા અધકાર

મહાસુન - તેનેથી વધુ અધકાર

---

૧ હઠયોગ પ્રદીપિકા

દસમેદીવાર—તાળુ વચ્ચે માથા તરફ એક છીદ્ર છે તે

સમાધી—આત્મા અને મનનુ એક પણુ ઉનમની, સુન, પરમપદ. અદવૈત, નિરંજન જીવનમુક્ત, એ સૌ સમાધીના અર્થ છે.

બ્રહ્મા—પેદા કરવાવાળી શકતી, ઇસ્મે ઝાત

વિષ્ણુ—હાફીઝ—બચાવવા વાળી શકતી

શિવ—મોરવા વાળી શકતી

શકિત—કુવ્વત—કુદરત

પરમાત્મા—નફ્સ કુલ

રૂષી—અવલીયા

ઓમ (ૐ)—ઇસ્મે ઝાત અઝલ અને અબદનુ મુળ

રજસ ગુણ—સિફ્તે આફ્રીનશ (પેદા કરવાનો ગુણુ) ઇનસાની

સત્વગુણુ—સિફ્તે કયામ (નકા)—મલકુતી

તમો ગુણુ—સિફ્તે ફના—હૈવાની

જ્ઞાન—ઇલ્મ, ઇરફાન

ધ્યાન—શુગલ, તસવ્વુર, મુરાકિબા, ફીકર

સાંઇ, સુરીજન, સાજન, સુબહાન, રહેમાન, પ્રીતમ, પીયુ, પીયા, બાલન, કીરતાર પ્યારા, લાલ, ઢોલન, ધણી, મીના, નૌશાહ, હક, સાહેબ, શાહ, અહદ, રંગીલા યાર, ભરથાર, સૈયા, દીલબર, પીયાજી અલેક, રહીમ, કરીમ, નિરંજન, નિરાકાર વાહેદ, શામ, અવિનાશી, રબ્બી રબ, હકતઆલા, ગોસાઇ એ બધા શબ્દો ' **નુરે રોશન**" **માં** ખુદાને સારૂ વાપરેલા છે



૭૮૬

# નુરે રોશન.

**બિસ્મિલ્લા હિર્રહમાં નિર્રહીમ અલ્હમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન, વસ્સલાતો વસ્સલામો અલા રસૂલેહી, મોહમ્મદિંવ વ અલા આલેહી વ અસ્હાબેહી અજમઇન.**

**અર્થ**--ખુદાના નામથી શરૂ કરૂ છુ જે રહેમાન ( રહેમવાળો ) અને રહીમ ( દયાળુ ) છે સઉ તારીફ બને જહાનના પાલક ખુદાના માટે છે અને રસૂલિલ્લા ( સ૦ અ૦ ) તથા તેમની આલ તથા તેમના અસહાબ ઉપર સલામ હોજો



## ખુદાની સિફતમાં

**અલેફ નામ અલ્લાહ હે જાતી મગર—વો હૈયુમ કૈયુમ સદા હે અમર.**
**અલ્લાહો વલ્લાહ કહુ હુ પીછાન—માઇની વજે રહાર, હે એક જાન**
**લીખુ નામ ઉસકે સિફાતી સહી—નિરજન નિરાકાર અલેખ હે વોહી.**
**અરબી ફારસી વ હીંદી બિતર—હજારૂં વજેસે સિફત હે મગર.**
**ઉસીકી સિફતકા નહી પાર હય—સિફત હે નમાને સો સુરદાર હય.**

**અર્થ**—અલેફ સાદામા સાદો શબ્દ છે, એટલે કે તેને કાઇ નુક્તા નથી એટલે જેમ તેનુ વર્ણન કરવુ મુશકેલ છે, તેનીજ રીતે ખુદાનું વર્ણન કરવુ પણ મુશકેલ છે એટલુજ નહી પણ જેમ અલેફ શીકલ, સુરત અને નુકતા વગરનો છે તેમ નિરજન નિરાકાર રૂપે અલ્લાહ પણ છે (અલેફની હકીકત સારૂ જુવો આગળ “ દર હકીકતે તોહીદ ” અધ્યાય ) તે હમેશા હૈયુમ (જીવતો), કયુમ (કાયમ) રહેવાનો છે તેને ગમે અલ્લાહ

કહો, વહ્દાહ કહો, લહુ કહો કે હુ કહો, ગમે તે ચાર અર્થ કરો પણ તેની અદરનો ખરો મતલબ તે અલ્લાહ છે તે નિરજન છે એટલે આખોથી, આ ચર્મ ચક્ષુઓએ, દેખાતો નથી, તેમજ નિરાકાર એટલે આકાર વગરનો છે

. એની સીફતનો–ગુણનો પાર નથી અરબી, ફારસી અને હીદીમ હજારો તરેહ તેની સીફતો થઇ છે અને તે સીફત નહી માને તે મુરદા જેવુ માણસ છે

**કલ્પના રૂપી નામ ઉસકે સચે-બહાકર બખાના ખલકને ઉસે**
**સકલ રમ રહા જાન રખ્યા હેનામ-ઉમીયા ઘરમે જાન કહા ઉસકુ શામ,**
**આપો આપ ખુદ હે ખુદા તબ કહા-સત્તાર નામ તબ સમાસ કર રહા**

**અર્થ**—માણસે કલ્પના કરીને તેને નામો આપ્યા છે ખુદા (infinite) હદ વીનાનો છે તેને હદના ( finite ) બોલોમા વર્ણાવાયજ નહી ( સરખાવો —The Gospel of Sri Ramakrishna, Page 73 The Absolute is Being not conditioned by anything —Time, space, or causation, etc How can one give expression to it by any word of mouth ?)

એજ ખુદા દરેક સુગ્નમા રમી રહેલો છે

**અલખ નામ હીએમે ન આયા જાણી**
**અલ્લાહ નામ જાતી સિફાતી સહી**
**મોહીત વાસ્તે નામ કહેતે હે શામ**
**સકલ ઘટ વ્યાપિક રહા ઠામો ઠામ**
**નહી નામ, નહી ઠામ, નહી રૂપ રેખ**
**ન્યારા નિરજન હે વાહેદ અલેખ.**

**અર્થ**— જ્યા સુધી તે એકલોજ હતો ત્યા સુધી "અલખ" નામ હતુ જાત અને સીફાત જેવુ કાઇ ત્યારે જાણવામા હતુ નહી જ્યારે શ્રષ્ટી–દુનિયા પેદા થઇ ત્યાર પછી જુદી જુદી સીફાતો પ્રગટ થઇ, અને જુદા જુદા નામ આપવા પડયા

બાકી ખુદા છે તે તો એકજ છે તેનુ કાઇ નામ નથી કે ઠેકાણુ નથી કે રૂપ રેખા નથી એટલે કે તેનુ આપણાથી કશી રીતે વર્ણન થઇ શકતુ નથી

**મીમકે ઘુંઘટસે મોહંમદ હુવે—અહદ ઓર અહમદ કહેણાને જુવે.**

**અર્થ**—એટલે અહદ (ખુદા) અને અહમદ (મોહમદ સાહેબ) એ બેની બચ્ચે એક "મીમ"નો ફેર છે એ "મીમ"નો અર્થ જે સમજે તો પછી કાંઇ ફેર મોહમ્મદ (સ) અને ખુદા વચ્ચે રહેતો નથી.

એવીજ રીતે "ગુલશને રાઝ" નામની ફારસી કીતાબમાં તેના બનાવનારે લખ્યુ છે

**અહદ દર મીમે અહમદ ગશ્ત ઝાહેર •**
**દર ઇન દોરે અવ્વલ આમદ એન આખેર.**
**ઝ અહમદ તા અહદ યક મીમ ફર્ક અસ્ત**
**જહાને અંદર આં યક મીમ ગર્ક અસ્ત.**

એટલે "અહમદ" ની "મીમ"મા અહદ ઝાહેર થયો છે અને આ પહેલા ફેરામા આખર શુ છે તે માલમ પડ્યુ છે અહમદ અને અહદ વચ્ચે એક મીમનો ફરક છે અને આખી જહાન તે "મીમ" ને લીધે પડદામા છે તે "મીમ" નો પડદો જો દુર થાય તો માલમ પડે કે અહમદ શુ છે ત્યારેજ ખુદાની ખરી શકતી પ્રગટ દેખાય છે



આમા જડ પરથી ચૈતન્ય પર ક્રમ આવવુ તે સમજાવ્યુ છે

**કુન્તો કન્ઝન અખફીયન (હદીસે-નબવી)**

**અર્થ**—હુ છુપો ખજાનો હતો

**અપસકે ઇશ્ક સેતી અવતાર ધર-હુવા આપ ઇઝહાર સુરત પકડ**
**'કુન' કહેનેમેં હોગયા 'ફયકુન'-પલકમે કીયા સભી ખલક ગુનાગુન**

**અર્થ**—પહેલે ખુદા નીરજન નીરાકાર રૂપે હતો પછી ઇશ્ક ને લીધે સુરત પકડી અથવા માણુસ પેદા કર્યા

કુરાન શરીફમા ફરમાવ્યુ છે કે "કુન" કહેતા દુનીયા પેદા થઇ એવીજ રીતે "ગુલશને રાઝ"મા ફારસીમા પણ લખ્યુ છે

**"તવાનાઇ કે દર યક તુરફતુલ એન**
**ઝ "કાફ" વ 'નૂન' બિફું આવુર્દ કોનેન**

"સું કાફે કુદરતશ'દમ બર કલમ ઝદ
હઝારાન નકશ બર લોહે અદમ ઝદ."

**અર્થ**—તેની એટલી બધી શકતી હતી કે એક આખના પલકારામા કાફ અને નુન (કુન)ના શબ્દથી બન્ને જહાન પેદા કીધી જ્યારે તેની કુદરતનો કાફ કલમ પર પડયો ત્યારે હસ્તીની સ્લેટ (પાટી) ઉપર હજારો નકશા પડયા એટલે તમામ શ્રષ્ટી-દુનિયા પેદા થઈ

તુંહી દીરખત, તુહી પાન, તુહી ડાલ, ફૂલ
તુહી એહદ, તું અહમદ તુ આપહી રસુલ.

**અર્થ**—તુજ ઝાડ, પાન્નુ, ડાલ અને ફુલ, તુજ અહદ તુજ અહમદ અને તુજ રસુલ એટલે કે બધુ ખુદામાથીજ પેદા થયુ છે

કીયે દોસ્ત ખાસે આપહી ચાર યાર
ઉનો પર મોહમ્મદકા એહદ હે પ્યાર
અબુબક્ર, ઉમર, ઓસમાન, અલી
કે અસહાબ સચ્ચે ખુદા કે વલી.

**અર્થ**—મોહમ્મદ (સ) ના ખાસ ચાર દોસ્તો હતા જેમના નામ અબુબક્ર, ઓમર, ઓસમાન અને અલી (ર૦) છે જે ખુદાના સાચા આશક હતા એ ચારે રસુલુલ્લાહના ખલીફાઓ હતા

હસન ઓર હુસેન દોનો ગોહર બડે
કે ફાતેમા બુજરૂગ હુવ આલાતરે.

**અર્થ**—હસન અને હુસેન એ બન્ને રસુલુલ્લાહના દીકરી બીબી ફાતીમા જે હઝરતઅલીના બીબી થતા હતા તેમના દીકરા હતા એ બન્ને કરબલામા શહીદ થયા હતા (માર્યા ગયા હતા)

ખુદાકે વલીયોમે ખાજા મોઇનુદ્દીન કમાલ
શેખ ફરીદ શકરગજ શમઅકી મીસાલ.

**અર્થ**—ખુદાના વલી (પ્યારાઓ)મા મોટે દરજ્જેના ખાજા મોઇનુદીન ચિશ્તી સાહેબ હતા જેઓ "હીંદલવલી" અને "ગરીબુનવાઝ"ના ઇલકાબથી ઓળખાય છે જેમની મઝાર શરીફ અજમેરમા છે બીજા શેખ ફરીદ શકરગજ જે બાવા ફરીદને નામે ઓળખાય છે તે નાયબે હીંદલવલી કહેવાય છે, કારણ કે એમને ખાજા હીંદલવલી

તેમજ ખાજા કુતબુદ્દીન બખત્યાર કાકી બન્ને સાહેબો તરફથી ન્યામત મળી હતી એમનો રોઝો પંજાબમા પાક પટ્ટણમા છે આ નુરે રોશનના કર્તા બાવા કાયમુદ્દીન સાહેબ પોતે હઝરત બાબા ફરીદ સાહેબનીજ ઓલાદમા છે

વલીયોંકે ચરન ખાક આજીઝ ફકીર,
સેવક નામ કાયમુદીન, બદરૂદીન પીર.

**અર્થ**—એ વલીઓના પગની ખાક ગરીબ ફકીર હું કાયમુદ્દીન છુ (તેમના પીર બદરૂદ્દીન સાહેબ હતા બદરૂદ્દીન સાહેબ એમની પિતાજ થતા હતા તેઓ મોટા વલી હતા અને જીદગીનો મોટો ભાગ જંગલમા ઇબાદતમા એમણે ગાળ્યો હતો)

**મુરશદ કીયે એક વાહેદ ધણી-દયા મેહેર રખતે વોહ મુજપર ઘણી.**

**અર્થ**- એક મુરશદ (ગુરૂ) જે મે કીધા એટલે કે બદરૂદ્દીન બાવા તે મારી ઉપર મહેર ઘણી રાખતા હતા

બદરૂદીન વાહેદ, વોહી ઝાત એક,
વોહી રામ રહેમાન, વોહી હે અલેખ.

**અર્થ**—એક બદરૂદ્દીન જેને રામ, કહો કે રહેમાન કહો, કે અલેખ કહો, તેને પીર કર્યા ખુદાઇ જ્ઞાન જે માણસ મેળવવા ચહે છે તેને પ્હેલા ફના ફિશ્શેખ, પછી ફના ફિર્રસુલ, અને છેવટે ફના ફિલ્લાહ થવુ પડે છે એટલે કે પ્હેલા તેને પોતાના મુરશદને રસુલ સમજવુ પડે છે પછી અલ્લાહ સમજવુ પડે છે. એટલે કે શિષ્યે ગુરૂનો હુકમ જેમ ખુદાનો હુકમ ઉપાડે છે તેમ ઉપાડવાનો છે તેના હુકમને ખુદાનોજ હુકમ સમજવાનો છે આ હકીકત વેહદાનિયત-એકતાની છે કાયમદીન બાવાના ઘણા હીંદુ મુરીદો હતા તેમના મનથી કાયમદીન બાવા રામરૂપે હતા જ્યા સુધી આવી માન્યતા ધાર્મિક જીજ્ઞાસુઓમા આવતી નથી ત્યા સુધી એ રસ્તા ઉપર આગળ વધાતુ નથી આનુજ નામ ખુદાની એકતા છે તેની કુદરત સઉમા સમાનજ છે તેથીજ આશકો બધે સરખાપણુ જુવે છે મનસનવીમા આવી વાતો ઘણી બયાન કરેલી છે

કબીર સાહેબ પણ કહી ગયા છે કે—

હોસ ન રાખુ મનમે, ગુરૂ હે પરતક્ષ દેવ;
પરેમ સહીત મન લે મીલુ, નિસવાસર કરૂ સેવ.

**ગુરૂ ગોવિંદ દોનુ ખડે, કિસકે લાગું પાય;**
**બલીહારી ગુરૂ આપની, જીન ગોવિંદ દીયા બતાય "**

**મૌલાના રૂમ** સાહેબ પણ મસનવીમા ફરમાવે છે કે—

**ચુંકે કરદી ઝાતે મુરશદરા કબૂલ**
**હમ ખુદા દર ઝાતશ આમદ હમ રસૂલ.**

**અર્થ**—મુરશદને જ્યારે તે કબુલ કર્યા ત્યારે તારે સમજવુ કે તેની જાતમા ખુદા અને રસુલ બને છે

**અલેખ પીર અલ્લાહ જબ મેહરકી**
**ઇરફાન મોજા તમી પરગટી**
**ખુલા દીલ દરીયાવ સમુદર અપાર**
**અગંમ ઓર નીગમકા સબ સુઝા બીચાર.**
**દરસ ને કથન કા દેખા એક ભેદ**
**સમજ એક પડ ગઇ કુરાન ઓર વેદ**

**અર્થ**—જ્યારે અલ્લાહ જે પીરની જાતમા છે તેમણે મેહર કરી ત્યારે ખુદાઇ જ્ઞાનની ખુશાલી પેદા થઇ દીલનો દરીયા તદન ખુલી ગયો અને અગમ અને નીગમની સમજ પડી ગઇ જે વાચેલુ હતુ તથા કથન સાભળેલુ હતુ તે બધાનો ભેદ ખુલી ગયો અને કુરાન શરીફનો ભેદ તેમજ વેદ એટને કે હીંદુ શાસ્ત્રનો ભેદ પણ મળી આવ્યો

**શબ્દ મુલ ઓહમ અનાદી હે જાન**
**બાવન અક્ષર બાજ હે સહી પીછાન**
**ઓહમ શબ્દકા સબ મંડાણ હે**
**સકલ ઘટ વ્યાપિક પરિમાણ હય**
**પસુ લોક માણુસ સબી દરમીયાન**
**સોહમ કાર અજપા સો હોતા હે માન**
**હીદીમેં શબ્દ ' સોહમ ' હય જાન**
**મુસલમાનીમે વોહ "યાહુ" પીછાન.**

**સમજણ** ભકતી માર્ગમા શબ્દ વગર ચાલતુ નથી એમ ધારવામા આવે છે કે શ્રષ્ટી પેદા થઇ તે આગળ પહેલા વિચાર અને પછી શબ્દ પેદા થયા

હતા તે શબ્દ હીંદુ શાસ્ત્ર મુજબ ઓહમ અથવા ૐ છે જે દરેક ઘટમા તેમજ પશુ માત્રમા બધે વ્યાપી રહેલો છે અને જેમ એમા ૐ અથવા "સોહમ' છે તેમ મુસલમાનીમા " યા-હૂ ' છે

સરખાવો —"Man is the most representative being in the universe, the microcosm, a small universe in himself. So in man we find there is the form, behind that the name, and behind that the thought, the thinking being So this universe must be on exactly the same plan. The question is what is that name ? According to the Hindus that word is ***Om***. The old Egyptians also believed that The Katha Upanishad says, 'That which seeking, a man practises Brahmacharya. I will tell you in short what that is, that is ***Om***. This is Brahma, the Immutable One, and is the highest , knowing this Immutable One, whatever one desires one gets."

This ***Om*** stands for the name of the whole universe, or God "—*The complete works of Swami Vivekananda, Part IV* Page 47.

એ ' સોહમ શબ્દ "મા શુ શકતી છે તે વિષે લખતા શાહ કાયમુદીન બાવા સાહેબના એક શિષ્ય રતનબાઇ નામની લકનાણી કહે છે કે -

" શબ્દ બતાવ્યો **સોહમ** તણો ને, **ઓહમ**નો ઉઘડયો દ્વાર,
બાઇ રતનને મુરશદ મળીયા, નજરે દીઠો કીરતાર "

**જબ કુચ નહી થા સબ સુનકાર થા**
**એકીલા નીરંજન આપી આપ થા.**
**સુનકાર બીચ થા હરફ " હૂ " સહી,**
**અહદ આદીસે હે સબદ સો યેહી.**

**અર્થ**—જયારે શ્રષ્ટી-દુનિયા પેદા થઇ નહોતી ત્યારે ફક્ત સુનકાર જેવું હતુ એકલો ખોદા નીરજન નીરાકાર રૂપે હતો પછી "હૂ" શબ્દ પેદા થયો અને પહેલેથી તે એજ શબ્દ કાયમ રહયો.

એટલે કે શ્રષ્ટી પેદા થઇ ત્યારે કાઇ પણ અવાજ જેવું હતુ નહી પછી વિચાર પેદા થયો પછી આવાજ પેદા થયો એને પછી આકૃતી પેદા થઇ ;

હીંદુશાસ્ત્ર મુજબ પણ પ્હેલા સુનકારજ હતો એ સુનકારનુ વર્ણન પણ શબ્દોમા કરવુ મુશકેલ છે એક ઇગ્રેજ કવી મીલ્ટને એ વર્ણવના કહયુ છે કે "No light, but rather darkness visible એટલે કે રોશની જેવુ હતુ નહી પણ જોઇ શકાય એવુ અધારૂ હતુ કાલીદાશ નામના એક મ્હાન કવીએ સસ્કૃતમા કહયુ છે કે એવુ અધારૂ હતુ કે જાણે સોયથી તે અધારૂ દુર કરી શકાય અને ઋગવેદમા એનુ વર્ણન આપેલુ છે જેનો ઇગ્રેજી તરજુમો નીચે મુજબ છે –

'Then there was neither aught nor naught, nor air, nor sky nor anything What covered all? where rested all? Then death was not nor deathlessness, nor change to night and day" "*That* existed, that breath covering as it were, that God's existence, but it did not begin to move"

**પીછુ બનાયા નબીકા સો નુર—નબી નુરસે સબ હુવા સો ઝહુર**
**નબી નામ બ્રહમા હય હીંદી મહા—વિષ્નુ જીબ્રાઇલ હે સો પીછાન**
**મહેશ નામ આદમ સો હેગા સહી—અલેખ નામ અલ્લાહ સો હેગા વહી**

**અર્થ**—પછીથી એવુ નુર અથવા રોશની પેદા થઇ કે જેમાથી નબીઓ અથવા પેગમબરો પેદા થયા હીદુઓ જેને બ્રહમા કહે છે તેનો અર્થ મુસલમાનોમા નબી થાય છે હીદુઓમા જે વિષ્નુ રૂપે મનાય છે તે તેમનામા જીબ્રાઇલ રૂપમા બોલાય છે અને મહેશ છે તે આદમ છે "અલેખ" તે અલ્લાહ છે ( આની માન્યતાવાળાઓને સમજાવવા ખાતર પીર સાહેબ આવા દાખલા આપે છે )

**શક્તી નામ કુદરત ખુદાકી હે જાન,**
**બોલી નામ ફેર હે જુદી જો સો માન**

**અર્થ**—શક્તી જે છે તે ખુદાની કુદરત છે અને તે એકજ છે પણ બોલી ફેરને લીધે માણસો જુદા જુદા નામ આપે છે

ખુદા નિરંજન નિરાકાર છે પણ જ્યારે આ સર્વે સૃષ્ટી તેણે પેદા કીધી તેનો ખ્યાલ કરીએ છીએ ત્યારે મનમા કાંઇક આકાર રૂપે ખુદાનો ખ્યાલ આવે છે અને એનેજ "શકતી" એટલે કુદરત કહેવામા આવે છે.

સરખાવો —"When the Supreme Being is thought of as inactive, neither creating, sustaining, nor destroying, I call him by the name *Brahma* or *Purusha* (the Male Principle) the Impersonal God When I think of him as active—creating, sustaining, destroying, I call Him by the name of Sakti, or Maya or Prakriti (The Female Principle) or the Personal God. —(*The Gospel of Sri Ramakrishna*, Page 82)

અરબી ઓર હીંદી સબ એક જાગ કર–મારેફત બનાઇ ખુલાસા મગર
અરબીમે નામ મારેફત હે જાન–હીંદીમે સો સુક્ષ્મ વેદ પીછાન
બૈરાગ મને હે અનહદ અગમ–શ્રાવકમા કહેતે હય ઓરતમ
હઝારો વજેહસે હે ભેદ એક–પરમેશ્વર, પ્રભુ કે અલ્લાહ અલેક.

**અર્થ** —અરબીમા અને હીંદીમા, જોશો તો ખુદાના શોધનારાઓ બન્ને એકજ જગાએ પુગા છે પણ અરબીમા એને ખુદાઇ જ્ઞાન કહે છે, અને હીંદીમા સુક્ષમવેદ કહે છે ભેદ એકજ છે, પછી તમુને ગમે તો તેને પરમેશ્વર કહો, પ્રભુ કહો કે અલ્લાહ કહો

**સરખાવો** —વેદનુ વાક્ય —**एकम् सद्विप्रा बहुधा वदन्ति** એટલે ખુદા એકજ છે પણ જ્ઞાનીઓએ જુદા જુદા નામ આપ્યા છે

વળી **કબીર સાહેબ** કહે છે –

દો જગદીશ કહા તે આયે, કહુ કવને ભરમાયા
અલ્લા, રામ, કરીમ, કેશવ હરી, હજરત નામ ધરાયા.
ગહના એક કનક તે ગહના, યામે ભાવ ન દુજા
કહેન સુનન કો દુઇ કર થાપે, યક નિમાજ યક પુજા
વહી મહાદેવ વહી મહમ્મદ, બ્રહમા આદમ કહિયે
કો હિંદુ કો તુર્ક કહાવે, એક જીમીંપર રહિયે

બેદ કિતાબ પઢે વે કુતુબા, વે મુલ્લા વે પાંડે
બેગર બેગર કે નામ ધરાયે એક મટીકે ભાંડે.
કહે કબીર ચે દુનો ભુલે, રામહિ કિનકુ ન પાયા
વેખી સિયા વે ગાય કટાવે, બાદહિ જન્મ ગવાયા.

*એટલે કે જીવ એ કયાથી થયા કોઈ અલ્લાહ, કોઇ રામ, કોઇ કરીમ, કોઇ કેશવ એ નામ ધરાવ્યા તે બધા એકજ છે જેમકે સોનુ છે તેના નાના પ્રકારના ઘણા ઘરેણા કરીયે, તે ઘરેણા ઘણા થાય પણ તે સોનુ તો એકજ છે તેમ ન્યારા ન્યારા નામથી બોલાવીયે પણ ખુદા એક છે બધા એકજ અનુમાનની ભુમી પર છે કોઇ વેદ પઢીને બ્રાહ્મણ થયો અને કોઇ નમાઝ પઢીને (તુર્ક) મુસલમાન કહેવાયો જુદા જુદા નામ થયા પણ બધા એકજ માટીના વાસણ કહેવાયા પણ બન્ને ખરો માર્ગ ભુલ્યા છે હિંદુ બકરા મારીને શક્તિ પુજા કરવા લાગ્યા છે અને મુસલમાનો ગાય મારવા લાગ્યા છે અને નાહક બન્ને વખત ગુમાવે છે

હર વજે સાહેબ બીન દુઈ દુર કરો
સુન મુખ હોકર અલેખ સમરો.
દરસન કથનેકા મહીમા હે સત
સબ કામીલુ* બોલ બાધા હે પથ
જયસા ગાડી પકડ પહેલે બાલક ચલે
યુ સીડી દર સીડી હકસેં જા મીલે.
જયસા બાળક પહેલે તીસો તખ્તી પડે
યુ ડેરે મસજીદ મે સો પુજા કરે.
જયસા પહેલે ટટુકી અસ્વારી કરે
યું ધીરે ધીરે હસ્તી પર ચઢે

**અર્થ**—દરેક તરેહથી "દુઈ" એટલે દ્વિત્યપણુ મનમાથી દુર કરી ખુદા એકજ છે એમ યાદ રાખો ખુદાની બંદગી કરવાનો, અને ખુદાને જોવાનો જુદો જુદો મહીમા છે દરેક માણુસ સારૂ જુદી જુદી રવેશ છે જેવી તરેહ પહેલા બાળક ચાલતા શીખે તે ગાડી પકડીને શીખે છે પછી પગે બરાબર ચાલતા શીખ્યો કે તેને ગાડીની જરૂર હોતી નથી તેમ બંદગી, દેહરે મસજીદે જવુ, પુજા પાત્રી કરવુ, એ સર્વે

---

* કામિલ એટલે પુગેલા મહાત્માઓ

શરૂઆતમા જરૂરનુ છે પણ તે ક્રિયાઓથી તે ક્રિયા પુરતુજ ફળ મળે જ્યારે ખુદાઇ રાહમા માણસ આગળ વધે છે ત્યારે આ ક્રિયાઓની તેને જરૂર રહેતી નથી જેવી રીતે માણસ પહેલા ટટ્ટુ પર બેસતા શીખે પછી આસ્તે આસ્તે હાથી ઉપર સ્વારી કરે અને હાથી પર સ્વારી કરનારને ટટ્ટુની સ્વારીમા રસ પડે નહી

સરખાવો—"If, therefore, anyone says that symbols rituals and forms are to be kept for ever, he is wrong, but if he says that these symbols and rituals are a help to the growth of the soul in its low and undeveloped state, he is right. These are the external forms of devotion, through which man has to pass, but if he is sincere, if he really wants to reach the truth, he goes higher than these, to a plane where forms are as nothing Temples, or churches, books or forms, are simply the kindergarten of religion, to make the spiritual child strong enough to take higher steps, and these first steps are necessary if he wants religion Religion is not in doctrines, in dogmas, nor in intellectual argumentation. it is being and becoming, it is realisation"
—(*Swami Vivekananda Vol II* 41 & 43)

ટટ્ટુ મીસાલ સોહદ હય જાન
હસ્તી મીસાલ અનહદ હય પીછાન.
અરબીમે હદકા નામ હય "શરીયત."
અનહદકા નામ સો હય "મારેફત."
જેસા દેખાદેખ પહેલે મસજીદ મે જાય
તબ તન મસજીદકી ખબર સો પાય
તનકે ઓલખે સે આપકું બુજે
આપકે બુજે સેં સુન સુજે.
સુનકે સુજેસે સાહેબ કું પાવે

સાહેબ સે ભીલ સાહેબ હો જાવે.
ડેરેકે પુજેસે તન ડેરા ઓળખાવે
તનકે ઓળખેસે જાપ કું પાવે.
જાપકી લેહસેં સુન લેહે લાવે
સુનકી લેહેસે સાહેબ કું પાવે
અપાસરા પુજેસે તન અપાસરા જાને,
તનકે જાનેસે જાપ પીછાને
જાપકે પીછાનને સે સુન લેહ લાવે
સુનકી લેહેસે સાહેબ કુ પાવે
સાહેબ કે ઓળખનેકી એ સીડી હે જાન
સબ સબકે મેહેલ પર સચ હે પીછાન

અર્થ—ટટ્ટુની સ્વારી તે હદ માફક છે અને હાથીની સ્વારી તે અનહદની માફક છે હદને અરબીમા "શરીઅત' કહે છે અને "અન હદ"ને મારેફત કહે છે મારેફત સુફીવાદમા છેલ્લી મઝીલ છે •

પ્હેલા માણસ દેખાદેખીએ મસજીદમા જાય, પછી આસ્તે આસ્તે જાપ અથવા ઝીક્ર કરે અને પછી સુન્ય અથવા નિરાકાર નિરંજન ખુદા ઉપર ધ્યાન દોરવે, તેવીજ રીતે હીંદુ પ્હેલા દેહરા પુજે, પછી જાપ કરે અને તેની લ્હેર આવવાથી પરમેશ્વર ઉપર ધ્યાન જાય એટલે દરેક ધર્મમા પરમેશ્વર કે અલ્લાહને ઓળખવાની સીડીઓ કરેલી છે તે સીડી દર સીડીએ ચઢી માણસ અલ્લાહ અથવા પરમાત્માને પેહોચે છે



આ પ્રકરણમા હદ, બેહદ અને અનહદનો ખુલાસો આપવામા આવ્યો છે હદ ને શરીયત સાથે સરખાવવામા આવી છ, અને અનહદને "મારેફત" જે સુફીવાદમા છેલ્લો તબકકો છે તેની સાથે સરખાવવામા આવી છે

સામાન્ય જીદગી, અથવા ભકતી એ હદમા છે જોગીઓ જોગ કરે છે તે "બેહદ" છે પણ જ્યારે હદ અને બેહદ બન્ને છોડે છે ત્યારે "અનહદ'મા પુગાય છે જેવી રીતે કબીર સાહેબ કહી ગયા છે—

હદમેં રહે સો માનવી, બે હદ રહે સો સાધ;
હદ બે હદ દોનુ તજે, તાકા મતા અગાધ.
હદમેં રામ ન પાઇયે, બેહદ રહા ભરપુર;
હદ બેહદકી ગમ લહે, તાતે રામ હજુર.
હદ બાંધા બેહદ રમે, પલ પલ પેખે નુરં,
મનવા તાંહાં ભર રાખીયે, જાહા બાજે અનહદ તુર.

પણુ જ્યા સુધી માણુસ હદમા રહે છે ત્યા સુધી તેને બંદગીની જરૂર છે

## સાહેબુલ વિર્દ મલઉનુન વ, તારેકુલ વિર્દ મલઉનુન.

વિર્દ કરનારની ઉપર ખુદાની લ્યાનત છે અને વિર્દ છોડી દેનારની ઉપર પણુ ખુદાની લ્યાનત છે વિર્દની માયની "એક ભકતીનો શબ્દ વારવાર બોલ્યા કરવો ' તે છે વળી જાપ, રટણુ વિગેરે પણુ તેના અર્થ થાય છે આ બહુ ગુહ્ય વાકય છે એની મતલબ એ છે જે માણુસ વિર્દ કર્યા કરે છે અને મંઝીને મકસુદે પોહાચવાનો વિચાર કરતો નથી તે મલઉન છે કારણુ કે વિર્દ શા સારૂ કરવી તે તે સમજી શકતો નથી આ વિષય આગળ ૮૯મા અધ્યાયમા સારી રીતે સમજાવ્યો છે શરીયત, તરીકત, હકીકત અને મારેફત એ ચારે રાહ રસુલુલાહના છે હવે દરેકની વિર્દ એટલે ઇબાદત જુદી જુદી તરેહની છે હકીકતની વિર્દ તે તરીકતની વિર્દ નથી ને તરીકતની વિર્દ તે શરીયતની વિર્દ નથી હકીકતે પોહોચેલો માણુસ જો શરીયત અથવા તરીકતની વિર્દ કરે તો તે પાછળ હઠેલો કહેવાય, તેટલા માટે મલઉન છે તેમજ મારેફત વાળો માણુસ એટલે જેને ખુદાના દીદાર થયા છે તે જો તે મંઝીલથી ઉતરતી વિર્દ અથવા ઇબાદત કરે તો તે પણુ મલઉન છે

હવે જે માણુસ દેખાદેખીએ વિર્દ છોડી દે તે પણુ મલઉન છે મારેફત વાળાને ઝાહેરી વિર્દની જરૂર હોતી નથી, તેને દેખી શરીયતવાળો પણુ કહે કે મારે વિર્દની જરૂર નથી તો તે મલઉન છે

જબલગ અનહદકું નહી પહોચા જાન,
તબ લગ હદમાં રહેના જરૂર હય માન.
જબ અનહદ કું પહોચા જાન,
તબ હદ નીચે રહી ગાન.

**અનંહદ છોડ હદમાં જયું આના,**
**રાજાકા બેટા હોકર ભીખ માગના.**

**અર્થ**—જ્યા સુધી એક માણુસ અનહદને નથી પુગ્યો ત્યા સુધી હદમા રહેવાની જરૂર છે એટલે કે જ્યા સુધી ખુદાને પોહોચ્યો નથી ત્યા સુધી ખુદાની ભકતી કરવાની તેને જરૂર છે જ્યારે ખુદાને તે પોહોચે છે ત્યારે ભકતી કરવાની જરૂર રહેતી નથી માણુસ ખુદાને પોહોચ્યા પછી ભકતી કરે તે રાજાનો બેટો થઇને ભીખ માગવા નીકળે એવુ લેખાય.

**જબ લગ મારેફત મેં નહી પહોચા જાન**
**તબલગ શરીઅતમે રહેના ખુબ હે માન.**
**જબ મારેફત કુ પહોચ ગયા જાન**
**તબ શરીઅતમેં રહેના ખુબ નહીં માન.**
**જેસા પસુ હોય તબ લગ નગા ફીરે જાન**
**બડા હોય તબ કપડે પહેને માન.**
**બડા હોકર ફીર નગા ફીરે જાન**
**યું મારેફત છોડ શરીયત મે આના એબ હે માન.**
**જબ લગ મારેફત નહી પાયા તબ શરીયતકા ફલહે જાન**
**મારેફત પાયા તબ શરીયતકા ફલ નહી હે માન**

સુફીવાદમા ચાર "મઝીલ" છે ૧ શરીયત ૨ તરીકત ૩ હકીકત ૪ મારેફત શરીયતમા માણુસને નમાઝ, રોઝા વગેરે જે ફરજો છે તે અદા કરવાની છે તરીકતમા માણુસે "આમાલે રૂહાની" ઉપર એટલે આત્મીક કર્મો પર ધ્યાન આપવાનુ છે બાતીન સાફ કરવાનુ છે પછી ખોદા શુ છે તે તે જુએ છે, તે હકીકત છે ચોથી મઝીલમા માણુસને ખુદાઇ જ્ઞાન થાય છે અને તે ખુદાને મલે છે, જેને "વસ્લ" કહે છે હવે જ્યા સુધી ચોથા તબકકા ઉપર નહી પોહોચે ત્યા સુધી શરીઅતના ફરમાનો અદા કરવા જોઇયે જ્યારે મારેફતમા પોહોચી બેખુદ થાય છે ત્યારે શરીયતના ફરમાનો તેની ઉપર બધન કરતા નથી જેવી રીતે કે પશુ અથવા બાળક નાગુ ફરી શકે છે, પણ તે બાળક મોટી ઉમરનુ માણુસ થયા પછી તેનાથી નાગી અવસ્થામા ફરી શકાતુ નથી.

**જબ લગ અનહદ કો નહી પાયા જાન**
**તબ લગ હદકા ફલ હે માન**

જબ અનહદ કો પાયા જાન
તબ હદકા કુલ નહી હે માન.
હદકે મેહેલ પર હદકા કુલ હે માન
સરગ બહિસ્ત કું પાવે પીછાન
અછા અવતાર સોહી સરગ બહિસ્ત જાન
બુરા અવતાર હે સોહી દોજખ હે માન.
હદકા ભાડા મજુરી હે જાન
અનહદ કીમીયા પીછાન
અનહદ નહી પાયા તબ લગ ભાડા હે જાન
અનહદ પાયા તબ ભાડા નહી હે પીછાન.

**અર્થ**—જ્યા સુધી હદમા છે ત્યા સુધી બંદગીની જરૂર છે ટુંકમા કહીયે તો સાધારણ રીતે માણસ જે બંદગી અને ધાર્મિક ક્રિયા હોમ, યજ્ઞ, વગેરે કરે છે તે હદ છે એ બધુ હદનુ ક્ષેત્ર છે એ ઓળગીને માણસ જાય છે ત્યારે અનહદનુ ક્ષેત્ર-મેદાન આવે છે, ત્યા ખોદાઈ જ્ઞાન મળે છે જ્યારે અનહદને માણસ પુગે છે ત્યારે તેને બંદગી કરવાની જરૂર નથી, કારણ કે ખુદાને પહોચી ગયા પછી કોની બંદગી કરે? સ્વર્ગ અને બેહેસ્ત એ પણ હદમાજ છે સારી જીંદગી ગાળવી એ બેહસ્ત અને બુરી જીંદગી ગાળવી એ દોજખ છે

સાધારણ બંદગી કરવી એ મજુરી કરવા જેવુ છે અને ખરૂ ખુદાઈ જ્ઞાન મેળવવુ એ કીમીયા જેવુ છે

ભુખો રહેના અગીયારસ કરના હદ હે જાન
જાપ જપના સો બેહદ હે માન.
સુનસે લેહે લગાના સોહી અનહદ હે માન
સચ્ચી વસ્તુ યેહી હે પીછાન.
કાસી જાના સો હદ હે જાન
જાપ જપના સો બેહદ હે માન.
સુનસે સુરત લગાના અનહદ પીછાન
શબ્દ સત ગુરૂકા સત હે માન.
કેશ પુજના સો હદ હે જાન

જાપ જપના સો બેહદ હે માન.
સુન તેરા અનહદ હે માન
શબ્દ સતગુરૂકા સત કર માન.

અર્થ—આમા હદ અને અનહદના દાખલા આપવામા આવ્યા છે અપવાશ પાલવો અને અગીયારશ કરવી, કાશીની જાત્રા જવુ દેહરા પુજવા એ બધુ "હદ" છે

પણ સુનથી સુરતા લગાડવી એજ અનહદ છે અને સાચી વસ્તુ એજ છે

સરખાવો —"Then there is image worship Except the Five Devatas who are to be worshipped in every auspicious Karma as enjoined in our Shastras, all the other Devatas are merely the names of certain states held by them But these five Devatas are nothing but the different names of the one God only This external worship of images, has, however, been described in all our Shastras as the lowest of all the low forms of worship But that does not mean that it is a wrong thing to do"—"*Lecture on "The Religion we are Born in" by Swami Vivekananda*

બાહેરકા "હુ" સો હદ હે માન, જાપ હુ બેહદ હે માન
સુન "હુ" અનહદ હે માન, શબ્દ સતગુરૂકા સત હે માન
ભેખ પણા સો હદ હે જાન, જાપ પણા સો બેહદ હે માન
સુન પણા અનહદ હે માન, શબ્દ સતગુરૂકા સત હે માન
અવતારી સાહેબ હદ હે જાન, પ્રતીબીબ જોતી બેહદ હે માન
અલેખ સાહેબ અનહદ હે માન, શબ્દ સતગુરૂકા સત હે માન

અર્થ—મોઢેથી "અલ્લાહુ" બોલવુ એ હદ છે બાતીનથી—અંતરથી "અલ્લાહુ"ની ઝીક્ર કરવી એ બેહદ છે પણ "સુન્ય"થી એટલે અલ્લાથી સુરત લગાડવી એ અનહદ છે

ભેખ લેવો એ પણ હદમા છે.

તેવીજ રીતે અવતારી પુરૂષો જેને ગણીયે છીયે તે પણ અનહદમા પુગેલા નથી. જયોતી પ્રકાશ જે યોગીઓ જુવે છે તે પણ હદમાં છે. એ હદથી ઘણે ઉપર નિરંજન નિરાકાર છે

કાટકી માલા સો હદ હે જાન, જાપ માલા બેહદ હે પીછાન.
સુન માલા અનહદ હે જાન, શબ્દ સતગુરૂકા સત હે માન.
નામ લેના મુખસે હદ હે જાન, જાપ જપના સો બેહદ નામ પીછાન.
સેજ સુન અનહદ હે પીછાન, શબ્દ સતગુરૂકા સત હૈ માન.
વિર્દ ધર્મ સો હદ હે જાન, જાપ ધર્મ સો બેહદ હે માન.
સુન ધર્મ અનહદ પીછાન ધર્મ કરના સો ખુબ હે જાન
સખાવત પુન બેહતર હે માન, આશા કરના ખુબ નહી જાન
નિર-આશા ધર્મ બ્હેતર હે જાન, આશા સે ઉતરના પડે જાન.
નિર-આશા ધર્મ સે સાહબ પાવે માન,શબ્દ સતગુરૂકા સત હે માન.
તિર્થ કરના સો નામ ધરમ, નામ ધર્મ સો હે કરમ
બાહેરકા ભેખ હદ હે જાન, જાપ ભેખ બેહદ હે માન
સુન ભેખ અનહદ પીછાન, શબ્દ સતગુરૂકા સત હે માન.

**અર્થ**—માળા ફેરવવી, મોટે જપના કરવી વિર્દ કરવુ, સખાવત કરવી પુણ્યના કર્મ કરવા એ સઘુ હદમા છે ફકત નિરંજન નિરાકારથી સુરત લગાડવી એજ અનહદ છે

કાઇ પણ ઉમેદથી બદગી કરવી એ બદગી લેખાતી નથી

કાઇ પણ આશા વગર નિષ્કામ બદગી કરવી અથવા કર્મ કરવા તે સારા છે નિષ્કામ કર્મ અથવા બદગી કર્યાથી સાહેબને મળવાનો મા ખુલ્લો થાય છે તિર્થ કરવા એ ફકત નામનો ધર્મ અથવા શુભ કર્મ છે

જાપ અને ભેખ એ બેહદ છે

તિરથ જાય. જમાડે, ઇતના ધરમ
આવતા જતા જીવ મરે સો કોટી કરમ.
સાહેબ કે ગેરકુ માને સો બડા પાપી જાન
નીમક બરાબર ધરમ, આટે જેતા કરમ પીછાન
જેસા એક સરદાર છોડકે ગામકે ઢેડકુ માને જાન
સરકારકા ઉસપર ગજબ હોવે માન

**તું ગેરકો સાહેબ કર માને જાન**
**કોટી કરમ સીર ભાર આવે માન.**

**અર્થ**—તિરથ જાય, અને ત્યા બ્રાહમણ જમાડે તેનાથી જે પુન્ય મળ્યુ તે રસ્તામા જતા આવતા હજારો જીવ મુવા તેનાથી પાપ થયુ તે લેખતા તે પુન્ય કાંઇ નથી હવે જો તિર્થમાજ સવાબ સમાયો છે એમ માનો તો જેવી રીતે આટામા નીમક નાખીયે છીયે તે નીમક જેટલો ધર્મ અને આટા જેટલુ કર્મ થયુ અથવા તો એક શહેરના સરદારને માન આપવાને બદલે આપણે શેહેરના ઢેડાને માન આપીયે અને તેથી જેટલુ શેહરના સરદારને ખરાબ લાગે તેટલુ ખરા ખુદા સીવાય બીજાને ખુદા માનવાથી ખુદાને માઠુ લાગે



## આમાં નામનો મહામા દર્શાવેલો છે.

હીંદુ શાસ્ત્ર મુજબ ખુદાને મળવાના મુખ્ય ચાર રસ્તા ગણાય છે ભકિતયોગ, કર્મયોગ જ્ઞાનયોગ અને રાજયોગ ભકિતયોગ–એટલે ખુદાની ઇમાદત કરવાથી, કર્મયોગ, એટલે નિષ્કામ કર્મો કરવાથી, જ્ઞાનયોગ એટલે ખુદાનુ પરોક્ષ જ્ઞાન થવાથી અને રાજયોગ એટલે મન વશ કરવાથી ખુદાને મળાય છે આ પ્રકરણ બહુજ બારીક બાબદોથી ભરપુર છે, અને દરેક સાધન જે માણસ ખુદાને પ્રાપ્ત કરવા લે છે તેની કિમત આમા કરેલી છે, એમ કહીયે તો ચાલે આ લખાણ ભકિતયોગને મળતુ છે.

**સબસેં સરસ નામ હે જાન**
**પહેલા મોરચા યેહી પીછાન**
**જો કોઇ નામકી બંદગી કરે જાન**
**ઉસકા દરશન દેખ કોટી કર્મ કટે માન**
**નામકે મહીમાકા ફલ અપાર હે જાન**
**આગે સમજે પીછે નહી હે માન.**
**લાખ બરસ તક નામકી બદગી કરે જાન**
**ઉસસે સરસ એક સાઅતકા જાપ પીછાન.**

**અર્થ**—સૌમા સરસ રસ્તો નામ લેવાનો છે જે નામ ગુરૂ બતાવે તે નામની બદગી કરવાથી કરોડો કર્મ કપાય છે. નામનો મહીમા અપાર

છે પણ એકલાખ વરસ નામની બંદગી કરે તેના કરતા એક ઘડીનો જપ વધારે સરસ છે

આની સાથે સરખાવો—"In the heart of all these ritualisms, there stands one idea prominent above all the rest—the worship of a name. Those of you who have studied the older forms of Christianity, those of you who have studied the other religions of the world, perhaps, have marked that there is this idea with them all, the worship of a name A name is said to be very sacred In the Bible we read that the holy name of God was considered sacred beyond compare, holy beyond everything. It was the holiest of all names, and it was thought that this very Word was God This is quite true." *Swami Vivekananda, Vol II* Page 41.

· **કબીર સાહેબ** પણ કહી ગયા છે કે—

**રામ નામ છાડું નહી, યે પરતીત આપી;**
**કાલ, કલેશ વ્યાપે નહી, દોરી નામકી સાંધી.**
**પરેમ બીના ધીરજ નહીં, બરેહ બીના બૈરાગ**
**નામ બીના પાવે નહી, મન, મનસાકા થાગ.**

કાયમુદ્દીન બાવાના જે શિષ્યોને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયુ હતુ તે પણ "નામ" થીજ હતુ એમના એક શિષ્ય બાઇ રતનબાઇએ એક ભજન લખ્યુ છે જેમા તેઓ કહે છે કે—

**હુ તો મોઇ જોઇ રૂપ રેખ વિચારૂં ના નામને**
**શબ્દ બતાવ્યો સોહમ તણોને ઓહમનો ઉઘડયો દ્વાર**
**બાઇ રતનને મુરસદ મળ્યા નજરે દીઠો કીરતાર.**

**લાખ બરસ તક જાપ જપે માન**
**એક સાઅત દીલકા ગીરહા સરસ પીછાન,**
**લાખ બરસ તક દીલ'ા ગીરહા કરે જાન,**
**એક સાઅત દીલ જીવતા કરના સરસ પીછાન.**

લાખ બરસ દીલ જીવતા કરે જાન
એક સાઅત સુખમણા સરસ પીછાન.
લાખ બરસ તક સુખમણા કા ધ્યાન ધરે જાન
એક સાઅત તરવેણીકા ધ્યાન સરસ પીછાન.
લાખ બરસ તક તરવેણીકા ધ્યાન ધરે જાન
એક સાઅત દમ ચડાના સરસ પીછાન

અર્થ—લાખ વરસ તક જપ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તેના કરતા એક ઘડી દીલની આજુબાજુ ફરવાથી વધારે ફળ મળે છે લાખ વરસ સુધી દીલની આજુબાજુ ફરવાથી જે ફળ મળે છે તેના કરતા એક ઘડી દીલ જીવતુ કરવાથી વધારે ફળ મળે છે લાખ વરસ દીલ જીવતુ રાખવાથી જે ફળ મળે છે તેના કરતા એક ઘડી સુખમણાનુ ધ્યાન ધરવાથી વધુ ફળ મળે છે લાખ વરસ સુખમણાનુ ધ્યાન ધરવાથી જે ફળ મળે છે તેના કરતા એક ઘડી તરવેણીનુ ધ્યાન ધરવાથી વધુ ફળ મળે છે લાખ વરસ તરવેણીનુ ધ્યાન ધરવાથી જે ફળ મળે છે તેના કરતા એક ઘડી દમ ચઢાવવાથી વધુ ફળ મળે છે[1]

લાખ બરસ તક દમ ચઢાવે જાન
એક સાઅત દીલ ઉપર મુરશીદ કી તસ્વીરકા ધ્યાન સરસ પીછાન
લાખ બરસ મુરશીદકી તસ્વીર કા ધ્યાન ધરે જાન,
એક સાઅત આપ તસ્વીર કા ધ્યાન સરસ પીછાન.
લાખ બરસ તક આપ તસ્વીરકા ધ્યાન ધરે જાન,
એક સાઅત મુરતીકા ધ્યાન સરસ પીછાન
લાખ બરસ મુરતીકા ધ્યાન ધરે જાન,

૧ સુખમણા અને તરવેણી એ બે "નાડી" ઓના નામ છે જેની ઉપર યોગીઓ ધ્યાન ધરવાથી એ નાડીઓ ખુલ્લી થાય છે અને ત્યાથી પછી દમ મગજ ઉપર ચઢાવવાના કોશીશ કરે છે જયારે દમ મગજે ચઢે છે ત્યારે સમાધી પ્રાપ્ત થાય છે નાકના બન્ને નસકોરામાથી શ્વાસ ચાલે તેને સુખમણા કહે છે, ફક્ત જમણા નસકોરામાથી ચાલે તેને સુર્ય અથવા પાગલા કહે છે અને જયારે ફક્ત ડાબા નસકોરામાથીજ ચલે ત્યારે તેને ચન્દ્ર અથવા ઇગલા કહે છે યોગ નાડીઓનો સાધનાથી એટલે તેટલા ઉપર કાબુ થવાથીજ સિદ્ધ થાય છે

એક સાઅત સુખમણા નાડી બંધ કર સુન મંડળમાં ધ્યાન
સરસ પીછાન.
લાખ બરસ તક સુખમણા નાડી બધ કરે ધ્યાન ધરે જાન,
એક સાઅત અનહદ નાદ સરસ પીછાન
લાખ બરસ તક અનહદ નાદકા ધ્યાન ધરેજાન,
એક સાઅત સકત*કુ ઉલત ધરે ધ્યાન ધરના સરસ પીછાન.
લાખ બરસ તક સકત કુ ઉલત કરે ધ્યાન ધરે જાન,
એક સાઅત સુનકા ધ્યાન સરસ પીછાન

**અર્થ**— લાખ વરસ દમ ચગાવવાથી જે ફળ મળે છે તેના કરતા એક ઘડી દીલ ઉપર મુરશીદ (ગુરૂ) ની તસ્વીરનો ખ્યાલ કરવાથી વધુ ફળ મળે છે લાખ વરસ ગુરૂની તસ્વીરનો ખ્યાલ કરવાથી જે ફળ મળે છે તેના કરતા વધુ ફળ પોતાની તસ્વીરનુ ધ્યાન એક ઘડી કરવાથી મળે છે, લાખ વરસ પોતાની તસ્વીરનુ ધ્યાન કરવાથી જે ફળ મળે છે તેના કરતા એક ઘડી મુરતીનુ ધ્યાન કરવાથી વધુ ફળ મળે છે લાખ વરસ મુરતીનુ ધ્યાન કરવાથી જે ફળ મળે છે[1] તેના કરતા એક ઘડી સુખમણા નાડી બધ કરી સુન મડળમા ધ્યાન કરવાથી વધુ ફળ મળે છે લાખ વરસ સુખમણા નાડી બધ કરવાથી જે ફળ મળે છે તેના કરતા વધુ ફળ એક ઘડી અનહદ નાદ સાભળવાથી મળે છે લાખ વરસ અનહદ નાદ સાભળવાથી જે ફળ મળે છે તેના કરતા વધુ ફળ આખ ઉલટાવીને એક ઘડી ધ્યાન ધરવાથી મળે છે લાખ વરસ આખ ઉલટાવી ધ્યાન ધરવાથી જે ફળ મળે છે તેના કરતા વધુ ફળ એક ઘડી 'સુન' નુ ધ્યાન કરવાથી મળે છે

લાખ બરસ તક સુનકા ધ્યાન ધરે જાન,
એક સાઅત અગમ નીશાન સરસ પીછાન.
લાખ બરસ તક અગમ નીશાન કા ધ્યાન ધરે જાન,
એક સાઅત પ્રેમ ખુમારી આના સરસ પીછાન

---

* સકત એટલે આખ

૧ આમા મુરતીઓ પુજવાની વાત નથી પણ જ્ઞાન ધ્યાનની વાત છે ફક્ત સમજણ આપવા ખાતર આ પગથીયા બતાવવામા આવ્યા છે તસવ્વુર એટલે ખીયાલ અથવા ધીયાન જમાવી આગળ વધવાથીજ ખુદાને પહોચાય છે એમ પીર સાહેબનું કહેવુ છે

લાખ બરસ તક પ્રેમ ખુમારી આવે જાન,
એક સાઅત સુરત જમાના સુનમા સરસ પીછાન.
લાખ બરસ તક સુરત જમાના જાન,
એક સાઅત આપા ભુલાના સરસ પીછાન.
લાખ બરસ તક આપા ભુલાના જાન,
એક સાઅત સુન છોડ સુરત ચલાના સરસ પીછાન
લાખ બરસ તક સુરત ચલે જાન,
એક સાઅત હજરત રસુલકી મીજલસ દેખના સરસ પીછાન *

અર્થ—લાખ વરસ સુનનુ ધ્યાન કરવાથી જે ફળ મળે છે તેના કરતા એક ઘડી " અગમ નીશાન " નુ ધ્યાન ધરવાથી વધુ ફળ મળે છે લાખ વરસ અગમ નીશાનનુ ધ્યાન ધરવાથી જે ફળ મળે છે તેના કરતા એક ઘડી પ્રેમખુમારી આવવાથી વધુ ફળ મળે છે લાખ વરસ પ્રેમ ખુમારી આવવાથી જે ફળ થાય છે તેના કરતા એક ઘડી સુનમા "સુરત" જમાવવાથી વધુ ફળ મળે છે લાખ વરસ આવી તરેહ સુરત જમાવવાથી જે ફળ મળે છે તેના કરતા વધુ ફળ એક ઘડી પોતાને ભુલી જવાથી મળે છે લાખ વરસ પોતાને ભુલી જવાથી જે ફળ મળે છે તેના કરતા વધુ ફળ એક ઘડી સુન મેદાન છોડી સુરત આગળ ચલાવવાથી વવે છે લાખ વરસ સુરત ચલાવવાથી જે ફળ મળે છે તેના કરતા એક ઘડી હઝરત રસુલની મીજલસ જોવાથી વધુ ફળ મળે છે [૧]

લાખ બરસ તક રસુલકી મીજલસ દેખે જાન,
એક સાઅત મહાસુનસે સુરત લગાના સરસ પીછાન.
લાખ બરસ તક મહાસુનકા ધ્યાન ધરે જાન,
એક સાઅત અરશ કે કીગરે પહોંચના સરસ પીછાન.
લાખ બરસ તક અરશ કે કીંગરેકા ધ્યાન ધરે જાન,
એક સાઅત નિરંજન કા ધ્યાન ધરના સરસ પીછાન.

---

* આમા હઝરતના મજલિસનુ મહત્વ એટલે બુઝુર્ગી બતાવવામા આવી છે

૧ આમા ખુદા તરફ આગલ વધવાના દરજ્જા બતાવેલા છે આ ધ્યાનની બાબતો છે અને એ રસ્તાઓમા પ્રેમ રાખનારા લોકોને સમજાવવાના રીત છે મુરતી પરથી ખુદા ઉપર આવવા નો માર્ગ બતાવવામા આવ્યા છે આમા મુરતીઓ પુજવાની બાબત છે એમ માની લેવાનુ નથી

**લાખ બરસ તક નિરંજન કા ધ્યાન ધરે જાન,**
**એક સાઅત નિરંજનમા મીલ જાના બરસ પીછાન.**

**અર્થ**—લાખ વરસ તક ગ્સુલુ'લ્લાહની મીજલસ જોવાથી જે ફળ મળે છે તેના કરતા એક ઘડી મહાસુનમા ધ્યાન લગાડવાથી વધુ ફળ હાસલ થાય છે લાખ વરસ મહાસુનમા ધ્યાન લગાડવાથી જે ફળ મળે છે તેના કરતા વધુ ફળ એક ઘડી અર્શની ટોચપર ધ્યાન લગાડવાથી મળે છે લાખ વરસ અર્શની ટોચ ઉપર ધ્યાન ધરવાથી જે ફળ હાસલ થાય છે તેના કરતા વધુ ફળ એક ઘડી નિરજનનું ધ્યાન ધરવાથી થાય છે લાખ વરસ નિરજનનુ ધ્યાન ધરવાથી જે ફળ મળે છે તેના કરતા એક ઘડી નિરજનમા મળવાથી વધુ ફળ પ્રાપ્ત થાય[1] છે

**લાખ બરસ તક માહી મીલ જાવે જાન**
**એક સાઅત નિરંજન પાર બેચુન અકલ પુરૂષ કુ જા પ્હોચના સરસ પીછાન**

**લાખ બરસ તક બેચુન અકલ પુરૂષ કુ દેખે જાન,**
**એક સાઅત બેચુન મુરશીદ તસ્વીર અકલ સરૂપમા મીલજાના સરસ પીછાન.**

**લાખ બરસ તક મુરશીદ તસ્વીર બેચુન માહે જાના જાન**
**એક સાઅત માહી મીલકર બાહેર નીકલના સરસ પીછાન.**
**જબ નુરી અમર હુવા જાન,**
**તબ કમાલીયતકા છેડા આયેલા માન.**

---

૧ આમા ખુદામા મળી જવાની વાતો બતાવી છે નબીની મજલિસમા પહોચ્યા પછી આગળ ધ્યાન ચલાવી ખુદામા મળવાનો રસ્તો બતાવેલો છે એટલે બધી ક્રિયાઓ ઉપરથી છેવટે નિરજન નિરાકાર ખુદા તરફ જવુ અને તેને મળવુ એજ છેવટનો હેતુ છે દરેક ક્રિયાવાળા માણસને તેના ખીયાલ પ્રમાણે સમજાવી તેને આગળ વધી ખુદાને કેવી રીતે મળવુ તે આમા બતાવેલું છે આમા જડ તરફથી ચૈતન્ય તરફ આવવાનો મુદ્દો છે આનો અર્થ બળતો કરવાનો નથી પણ જ્ઞાનીઓના ભેદને સમજીને લોકોને સમજાવવાનુ છે મૌલાના રૂમ સાહેબની મસનવીમા આવા ભેદોની ઘણી બાબતો છે આપણે એ ભેદોની ખુબીઓ બરાબર સમજતા નથી તેથીજ જેમ તેમ બોલવા તૈયાર થઈએ છીએ.

**અર્થ**—લાખ વરસ નિરંજનમા મળવાથી જે ફળ મળે છે તેના કરતા વધુ ફળ તેની છેવટની હદે પુગી જવાથી મળે છે [1]

**મરાતીબ મહમદી હુવા જાન, તબ વસ્તુ કા અભોગ આએલા માન.**
**એસે સબ કહાસે હોવે જાન રૂહ અમર હોવે એતના બ્હોત હે માન**
**સબ બાદશાહ ઝાદે કહાસે હોવે જાન, હાકમ હુવા ઈતના બેહતર પીછાન.**

**હજારી તકે દોલત મદ જાન, હજારી સે હેઠા ઘરકા ધણી માન**
**સુનમે બાહેર હુવા તે હજારી જાન, સુનમે નીચા ઘરકા ધની માન**
**લખેસરી રસુલકી મીજલસ જાન, કરોડી અરસ નુર પીછાન.**

**અર્થ**— જયારે મોહમ્મદી ને મરતબે પોહોચે છે ત્યારે વસ્તુનો અભોગ આવેલો કહેવાય એટલે કામ અને કચન બને નો પુરો ત્યાગ કરી કમાલીયતને પોહોચેલો કહેવાય એ બધાથી થઇ શકતુ નથી રૂહ અમર થઇ એટલુજ ઘણુ થયુ બધાથી બાદશાહ ઝાદા થવાતુ નથી હાકમ થયા એટલે ઘણુ થયુ દાખલા તરીકે, હજાર રૂપીઆની જે માણસ પાસે પુજી થઈ તે દોલતમત ગણાય છે, હજારની હેઠે હોય તે એક ઘર ધણી લેખાય હવે શુન્યની હદ જે ઓળગી ગયો તે હજાર રૂપીયાની પુજીવાળો ગણાય અને શુન્યથી નીચે હોય તે ઘરનો ધણી ગણાય જેટલા હજારની પુજી વાલા અને લખેશરીની વચ્ચે તફાવત છે તેટલો આગળ વધી શુન્ય ઓળગી જનાર અને રસુલનાની મીજલસમા બેસનાર વચ્ચે છે અને તેનેથી આગળ અર્શનુ નુર છે

આ નીચેની એક દ્રષ્ટાંત વાતથી સમજાવવામા આવ્યુ છે

Once upon a time, there came some ants to a mountain of sugar They, of course, had no idea that it was such a big thing They ate up a few grains of the sugar and were filled Then each took away a particle As they went their way, they thought the next time they would be able to carry away the whole mountain to their place of habitation '

---

૧ આમા છેવટનો કમાલીયત-સપૂર્ણતાના અર્થે વાપરેલો છે એટલે ખુદામા સપૂર્ણ રીતે મળી જવાની મતલબ છે

Such, alas, is the condition of man ! It is given to some few, indeed, to realise the Supreme Being. But many unfortunately, run away with the idea that they have fully known, fully enjoyed communion with, fully realised, that Infinite Being.

People talk glibly of the Infinite, the Absolute, the Un-conditioned, as if they had any conception of It at all ! Sukadeva and other holy sages were at best ants of the larger sort. If we say that they could eat up eight or ten particles of this sugar, we have said enough in their favour. (*Gospel of Sri Ramakrishna*, P. 74)

આનો સાર એ છે કે કેટલીક કીડી, એક ખાંડના ડુંગર પાસે ગઇ તે કીડીઓને કાંઇ ખ્યાલ હતો નહી કે ડુંગર એટલો મોટો હતો એ ચાર ખાંડના દાણા ખાઇ તૃપ્ત થઇ ગઇ, એક એક દાણો સાથે લઇ ગઇ અને વિચાર કરતી ગઇ કે બીજી વખત આખો ડુંગર સાથે લઇ જઇશું માણસની પણ હાલત એવીજ છે કોઇક વિરલાઓને નિરંજન નિરાકારના દર્શન થાય છે પણ ઘણાકો એમ સમજે છે કે નિરંજન નિરાકારને તેઓ સંપૂર્ણ રીતે ઓળખી ચુકયા છે અને તેના પુરા દર્શન પણ થઇ ચુકયા છે બહુજ મોટા મહાત્માઓ જેવાકે શુકદેવ વગેરે એ આઠ દશ દાણા એ ખાંડના પહાડમાથી ખાધા એમ કહીયે તો ઘણું છે

તીરથ વર્ત ગામ કા ભગીઆ માન
નામ ઘર ધણી પીછાન.
જાપ હુવાલદાર, દીલ જીવતા કરના હાકમ જાન
સુખમણુ રાજા,/સુન સુબા, મહાસુન વજીર પએછાન
અલેક પાદશાહ મે મીલ, બાહેર નીકલા વોહ શાહ ઝાદા જાન
સુન છોડ, રૂહ છોટી દેહ પકડે, કામીલ હુવા માન.
માંહે મીલકર બાહેર નીકલા તબ સુધી નુરી અમર પીછાન.
એસે સબ કહાસે હોવે જાન.

**અર્થ**—તીરથ વર્ત કરનાર એક ગામના ભગીયા જેવો છે. નામની બંદગી કરનાર ઘર ધણી જેવો છે, જાપ કરનાર હવાલદાર ( ચોકી ધણી

હુકમત વાળો ), દીલ જીવતુ કરનાર, હાકમ, સુખમણાનુ ધ્યાન કરનાર રાજા, શુન્યનુ ધ્યાન કરનાર સુબા, મહાશુન્યનુ ધ્યાન કરનાર વજીર જેવો છે.

"અલેક"મા મલીને પાછો જે બહાર નીકળે તે શાહઝાદા જેવો છે

*સુન્ય છોડી નાનુ શરીર પકડી શકે તે કામીલ અથવા કમાલીયતને પુગેલો કહેવાય અને એ બધાથી થવાતુ નથી કારણકે જેટલુ દુધ હોય તેના પ્રમાણેમાજ તેમાથી ઘી નીકળે છે

સુનં છોડે તબ કામીલ હુવા પીછાન
ઉમર વફા કરે સુન સુખ મડા રહે જાન
સેજે સેજે વે સાઇ બને પીછાન
સબ નીશાનો કે ફલ સુનો જાન.
જેસા દુધ વેસા ઘી નીકળે પીછાન.
શેર દુધ મે સે વો માફીક ઘી નીકળે માન.
દશ શેર મેં સે ઉસ માફીક નીકલે પીછાન
અજંપા જાપ હજારો બરસ તક જપે જાન

**અર્થ**—શુન્ય છોડી આગળ વધે ત્યારેજ કમાલીયતને પુગાયં છે. નીચે બધાની નીશાનોના ફળ આપવામા આવ્યા છે તેની એક મીસાલ આપવામા આવી છે કે શેર દુધ હોય તો તેનાજ પ્રમાણમા ઘી નીકળી શકે છે અને દસ શેર દુધ હોય તો તેના પ્રમાણમા નીકળે છે

દીલ જીવતા કરે હજારો બરસ તક જાન
ઇબાદત બાતન કહેલાવે માન.
હજારો બરસ દીલ ગીરદા કરે જાન
ઉજલા નજરૂં આવે માન.
હજારૂ બરસ તક સુખમણાકા ધ્યાન ધરે જાન
એક દીપક જોત પરગટે માન
હજારૂ બરસ તક તરવેણીકા ધ્યાન ધરે જાન
એક મસાલ જેતા નુર પરગટે માન
હજારૂ બરસ તક અનહદ નાદ સુને જાન
દીવાના હોકર ભડકે દેખે માન

**અર્થ**—હજાર વરસ તક ( લાબા વખત સુધી ) દીલ જીવતુ કરે પછી અદરની ઇબાદત એટલે કલબની ઝિક્ર શરૂ થાય છે

હજાર વરસ સુશુમણાનુ ધ્યાન ધરે પછી એક દીવાની જયોત જેટલો પ્રકાશ અંદર થાય છે હજાર વરસ તરવેણીનુ ધ્યાન ધરે પછી એક મશાલ જેટલુ નુર પ્રગટ થાય છે હજાર વરસ તક અનહદ નાદ સાભળે તે પછી એક ભડકા જેટલી રોશની પેદા થાય છે

હજારૂ બરસ મુરતીકા ધ્યાન ધરે જાન
વ્હેમ ગેર ન આવે માન
હજારૂ બરસ આપ તસ્વીરકા ધ્યાન ધરે જાન
ખબર ભુલ સુનકાર હોવે માન.
હજારૂ બરસ તક સકત ઉલટ કર ધ્યાન ધરે જાન
આ ખલક ભુલ ઓર ખલક નજર આવે માન.

અર્થ—હજાર વરસ સુધી મુર્તીનુ ધ્યાન ધરે એટલે પાકો ખીયાલ બાધે ત્યારે તેને ખુદા એજ છે એવુ પગોઢ જ્ઞાન થાય છે હજાર વરસ પોતાની તસ્વીરનુ ધ્યાન ધરે પછી પોતાપણુ ભુલી જઇ સુનકાર જેવી હાલત થાય છે

પછી હજાર વરસ નજર ઉલટાની ધ્યાન ધરે તો નજર આગળથી આ ખલક જઇ બીજી ખલક ઉભી થાય છે [1]

હજારૂ બરસ તક દમ ચઢાવે જાન
ઉમર બડી હોવે માન
હજારૂ બરસ તક અકાશ વરતીકા ધ્યાન ધરે જાન
લીલી પીલી જોત નજર આને માન
હજારૂ બરસ તક દરવાજા બધ કરે જાન
બીન પંડકે જોત નજર આવે માન
હજારૂં બરસ તક સુનકા ધ્યાન ધરે જાન,
મન ખીલે, ગેબી ચદ નજર આવે માન.

અર્થ—હજારો વરસ દમ ચઢાવવાથી ઉમર વધે છે હજારો વરસ તક આકાર વૃતીનુ ધ્યાન ધરવાથી લીલી પીળી જયોત નજરે પડે છે. હજાર વરસ તક મનનો દરવાજો બધ કરવાથી ' બીન પડની જયોત "

---

[1] આમા જ્યા જ્યા હજાર વરસ લખેલા છે ત્યા ઘણી મુદત સમજવાની જે દીવ્ય દ્રષ્ટી અથવા બુલદ નજરની વાત આમા છે

નજરે પડે છે હજાર વરસ તક "શુન્ય"નુ ધ્યાન ધરવાથી મન ખીલીને એબી ચદ્ર નજરે આવે છે[1]

હજારૂં બરસ તક સુખમણુ બધ કરે સુનમાં ધ્યાન ધરે જાન
મંન જમીએન કે ઘર આવે માન
અગમ નીશાનકા ધ્યાન ધરે જાન
ઉસકે ગુણકા પાર નહિ હે માન
સુધીં અમર હોવે તબ લગ ગુન હે જાન
સબસે સરસ હે અગમ નીશાન
જીસે પાવે ઉસે અગમ નીશાન બેહતર હે જાન
ન પાવે ઉસે જોત જાપ ખુબ હેમાન

**અર્થ**—હજાર વરસ સુધી સુખમણા નાડી બધ કરી શુન્યમા ધ્યાન ધરવાથી મનને ચાહે ત્યા જમાવી શકે છે અથવા ચાહે ત્યાથી છુટુ કરી શકે છે અગમ નીશાન પર ધ્યાન ધરવાથી જે ફળ મળે છે તે અપાર છે જેનેથી બની શકે તેજ અગમ નીશાન પર ધ્યાન કરી શકે છે નહી બને તેને વાસ્તે જ્યોત, જાપજ બહુ છે

સબ નીશાન દરવાજે હે માન
અગંમ નીશાન ઠેઠ ઘર હે માન
નમ નીશાનોકી કમાલીયતસે અગમ નીશાન કા નાકીસપણા
સરસ પચ્છાન
શબ્દ સતગુરૂકા સત હય માન હોકમ આગે તલવાર મારે જાન
થોડા બ્હોત તો દેવે માન
બાદશાહ આગે નહી તલવાર મારે જાન
સેજી ચાકરી કરે માન, તોબી હાથી નશીન હોવે જાન
નીવાઝે તો વજીર અમીર કરે જાન
અગમ નીશાન સરસ હે માન

**અર્થ**—આ બધી નીશાનીઓ દરવાજા છે અને અગમ નીશાની ઠેઠ ઘર છે બધી નીશાનીઓમા કમાલીયત મેળવી હોય તો પણ તે અગમ નીશાનનો ઉતરતામા ઉતરતો જે દરજ્જો છે તેની નીચે છે તે હાકેમની

---

[1] આના નુર દેખાય છે તેના દરજ્જા બનાવેલા છે

આગળ તલવાર મારવા બરાબર છે અગર નહી પણ તલવાર મારે તો થોડું ઘણુ પણ ત્યા મળી શકે છે, અને રહેંજે ચાકરી કરે તો બી હાથીપર બેસવા જેટલુ ફળ મલે છે, અને નવાઝે તો વઝીર અમીર જેટલુ ફળ મળે છે, તેટલા માટે અગમ નીશાન સૌથી સરસ છે

નન્ની નીશાનો કા તમાશા નજર આવે માન
અગમ નીશાનકા નહી નજર આવે તો ભી સરસ પીછાન.
આખર અલેક સેં મીલાવે જાન
જો વે બાદશાહ હસ્તી નીશાન હોવે માન
નન્ને કા ફળ નન્નેની માફક હોવે જાન
બડે કા ફળ બડેકી માફક પીછાન
નજરૂ દેખા કીયા ફળ અજાણુ
કયા મુખ ખાયા ફળ પીછાન

**અથ**—નાની નીશાનોપર ધ્યાન કરવાથી જે ફળ પ્રાપ્ત થયા એમ તમને લાગે તે કરતા અગમ નીશાન પર ધ્યાન કરો અને તે ફળ પ્રાપ્તીના કાઈ ચિન્હો ન દેખાય તો પણ સારૂ છે

હાથી પર બેસવા વાળો પાદશાહ હોય તે પાદશાહ જરૂર અલેખથી મેળવે, એટલે મુરશીદે કામીલ (સદગુરૂ)ની મદદથી જો અગમ નીશાનનો ધ્યાન ધરો તો જરૂર તે નિરંજન નિરાકારના દરશન કરાવે

નાનાના ફળ નાના અને મોટાના ફળ મોટા ફળની ખાસીયત શુ છે તે નજરે જોવાથી માલમ પડતી નથી પણ મોઢે ખાવાથી માલમ પડે છે કે શુ ફળ તે છે

પુર્વ જન્મ કા સચા હોવે જાન
તબ ઇસ બાતકા શોખ હોવે માન
સાહેબ ચ્હાવે ઉસે શોખ આવે માન
સબ સાહેબ કે હાથ હે માન

**અર્થ**— જો પુર્વ જન્મના સંસ્કાર હોય તોજ એ વાતનો શોખ આવે સાહેબ જેને ચહાય તેનેજ એ વાતનો શોખ આવે બધું સાહેબને હાથ છે [૨]

---

૨ ખુદાએ રાઝે અઝલથી એટલે પહેલેથીજ જે તકદીર વડી હોય તે પ્રમાણે શોખ પેદા થાય છે જે રૂહોએ હબએક પોકારી હોય તેજ ખુદાના માર્ગે જલદી આવે છે

આની સાથે સરખાવો મહાન પેગબર જીસસ ક્રાઇસ્ટ ( ઇસા અ ) નુ વાકય – ' No man cometh unto me, except the Father draw him " જ્યા સુધી ખોદા તેને ખેચતો નથી ત્યા સુધી માણસ મારી પાસે આવતો નથી હીંદુ શાસ્ત્ર મુજબ માણસ પર સારૂ નરસુ જે આવી પડે છે તે પુર્વ જન્મના કર્મને લીધે છે એમને ઠાલુ બલાતુ વાકય સમજાવવા ખાતર આ લખેલુ છે તે મુજબ ખુદા તાલાએ શ્રષ્ટી પેદા કરી ત્યારે પોતાના બદાઓને પુછ્યુ – અલસ્તો બે રબ્બેકુમ કાલુબલા, હુ તમારો માલેક છુ કે નહી ? તેઓએ જવાબ દીધો " હા " (ઇન્ની અનલ્લા) તે વખતના પુખ્ત જીવો, કામલ અગ્વાહો દુનીઆનો ઉદ્ધાર કરવા આ દુનિયામા આવે છે



અલગીનાઓ ગીઝા અરરૂહે, કમા તઆમો,
ગિઝાઅન નફસે. ( હદીસે નબવી. )

અર્થ—રાગ એ રૂહ અથવા આત્માનો ખોરાક છે, જેમ ખાવાનુ એ શરીર અથવા નફસનો ખોરાક છે

શરીયતમા ગાવાનુ શાવાસ્તે મના કર્યુ છે તે આમા સમજાવ્યું છે. રાગ, હુસ્ન, અને ખુશબો એ ત્રણ ચીજ હીંસ અને કામ ઉશકેરનારી છે એટલે વીછનાગ અથવા ઝેહર રૂપ છે પણ જેવી રીતે હુશીયાર વઇદ કેટલીક બીમારીઓમા ઝેહર આપી તે બીમારી સારી કરે છે તેવીજ રીતે કામીલ ગુરૂઓ રાગ, હુસ્ન, અને ખુશબોથી પોતાના ચેલાઓને ખુદાઇ માર્ગ ઉપર દોરે છ જે લોકો કમાલીયતને પુગી ગયા છે તે લોકોને આ ચીજે શા વાસ્તે જોઇયે છે તે પણ સમજાવ્યુ છે

હુસ્ન, ખુશબો, રાગ હે જાન,
તીનો ચીઝ રૂહકી ખુરાક હે પીછાન
દુનીયાકે નજીક વીછ નાગ હે જાન,
જો ખાવે સો મરે પીછાન,
રાગ, હુસ્ન, ખુશબો સેં જાન
હીસં, ખુદી, પેદા હોવે માન,

હીર્સ, ખુદી, વીછનાગ હે જાન.
ઉસવાસ્તે શરીયતમા મને હે માન.

**અર્થ**—હુસ્ન, ખુશબો અને રાગ એ ત્રણે ચીજ રૂહનો ખોરાક છે, પણ દુનીયાની નજીક તે વીછનાખ એટલે ઝહેર મીસાલ છે, કારણકે એ ત્રણે ચીજ હીરસ, ખુદી ( હુ પણ ) પેદા કરે છે અને તેથી શરીયતમા મના કરેલી છે •

હુસ્ન દેખે સે હીર્સ બઢે જાન,
હીર્સ બઢે સે બીગાડ હોવે માન.
રાગ સુને કામ વ્યાપે જાન,
કામ હીર્સ બીગાડ હોવે માન.
ખુશબો સુઘે સે છે લાગી આવે જાન,
છે લાગેસે હીર્સ હોવે માન.
હીરસ સે બીગાડ હોવે માન.
• તીનો ચીઝ વીછ નાગ હે જાન

**અર્થ**—ખુબસુરતી જોવાથી નફસાનીયત પેદા થાય છે, રાગ સાભળવાથી કામ ઉસ્કેરાય છે તેમજ ખુશબો સુઘવાથી પણ મનમા એક તરેહની લેહ લાગે છે એ ત્રણે ચીજો આવી તરેહ સસારી માણસોને ઝેહર સમાન છે.

વઇદ મિલે અમ્રત હોવે માન
એક વખત ઝહેર કા અમૃત હોવે જાન.
જયુ ચોથીયા તાપ, મુઝારે સે મરતા હોવે જાન.
તો મરતા બચે પીછાન.
વીછ નાગ કી ગોલીયા કર હકીમ તરતીબસે
ખીલાવે તો મરતા બચે માન.
વીછ નાગ ઝહેર થા જાન,
તરતીબસેં અમૃત હુવા માન
યું કોઇ ખુદાસે બીજોગ રૂપી દર્દ થા જાન,
ઉસ દર્દ ઉપર હુસ્ન, ખુશબો. રાગ, મુરશદ, હકીમ, અમ્રત
કર ખીલાવે માન.

**અર્થ**—એ ત્રણે ચીજો ઝેહર છે. છતા જો વૈદ મળે તો એ ત્રણે ચીજોને અમૃતમા ફેરવી શકે છે જેવી તરેહ એક માણસ ચોથીયા તાવથી અગર મુજારાથી પીડાનો હોય, અને મરનો હોય અને તેને એક કામીલ વૈદ વીછનાગ કેળવીને ખવાડે તો તે મરતો બચે છે ઝહેરનુ અમૃત થઇ જાય છે તેવીજ તરેહ એક મુરશીદે કામીલ અથવા સદગુરૂ જે લોકો ખુદાના વિયોગથી પીડાતા હોય તેને આ ત્રણે ચીજોમાથી કોઇ તેના દર્દને અનુસરની આપીને તે દર્દીને આરામ કરે છે

મન આદમીકા થોડા થોડા ચોતરફ લુબદાયા હે માન,
ઉસસે ખુદા રસીદગી નહી હાસલ હોતી હે જાન,
મન ઠરાયા ન ઠરે જાન,
આપસકા મન માને તો મન ઠરે પીછાન.
જીતની ખલક દુનીયા મે હે જાન,
સબકુ એકેક વસ્તુ વ્હાલી હે માન
કીસીકુ હુસ્ન, કીસીકુ ખુશબો. કીસીકુ રાગ હોવે માન,
બીના ઇસ્ક કોઇ ખાલી નહી જાન
ચો, દશકી માયા ભુડી હે જાન,
એક જાગકી માયા ભલી પીછાન
ચો, દસકા મન નહી છુટતા હે માન,
એક જાગસો તુરત છુટે પીછાન.

**અર્થ**— માણસનુ મન થોડુ થોડુ ચોતરફ માયામા લપટાયલુ હોય છે, તેથી ખુદાઇ જ્ઞાન થતુ નથી મનને ગમે તેટલુ એક ઠેકાણે લાવવા માગે તો પણ તે કાબુમા રેહી શકતુ નથી જયારે મન કોઇ પણ રીતે સતુષ્ઠ થાય તોજ તે કાબુમા આવી શકે છે હવે દુનીયામા દરેક માણસને આ ત્રણમાથી એકાદ વસ્તુ તો પ્યારી હોયજ છે, કોઇકને હુસ્ન, કોઇએકને ખુશબો, અને કોઇએકને રાગ (ગાયન) કોઇ માણસ ઇસ્ક વગરનુ નથી. હવે ખોદાઇ ઇસ્ક માણસમા પેદા કરવા જરૂરનુ છે કે એક બાબદ ઉપર તેનુ ધ્યાન પહેલે લગાડવુ અને પછી તે જગાએથી છુટુ કરી ખુદા ઉપર લગાડવુ બે ચાર ચીજ ઉપરથી મન ને દુર કરવુ મુશકેલ થઇ પડે છે, એક ચીજ ઉપરથી છુટુ કરવુ એટલુ બધું મુશકેલ હોતુ નથી.

જો વહાલી વસ્તુ હોવે ઉસ પર મન એક જા લાવે
જ્હાંસે છોડા કર ફીર હકસે લગાવે.
રાગ, હુસ્ન, ખુશબો વીછનાગ હે જાન.
ઇસ રાહસે અમૃત હોવે માન
રાગ હુસ્ન, ખુશબો હે જાન,
કેતેક પર ફરજ, કેતેક પર વાજબ, કેતેક પર મુબાહ હે માન
રાગ સુનતે ખુદા લેહે આવે જાન
ઉસકો મુબાહ હે માન

અર્થ—તેથી ગુરુ ચેલાનુ એક વહાલી વસ્તુ ઉપર મન લગાડી પછી ત્યાંથી છોડાવી ખુદા ઉપર લગાડે આવી તરેહ રાગ, હુસ્ન, અને ખુશબો જે સાધારણ રીતે કહીએ તો વીછનાગ જેવા છે તે સદગુરૂની કૃપાથી અમૃત રૂપ થાય છે

કેટલાકો ઉપર તે ફરજ છે કેટલાના સારૂ જરૂરનુ છે અને કેટલાકોને એ ચીજો આપવામા કાંઇ વાંધો નથી જેને રાગ સાભળવાથી ખુદાઇ ઇશ્ક પેદા થાય તેને સારૂ રાગ સાભળવો જાયઝ છે

ચો તરફ સે મન છોડા કર એક જા લાના માન,
વીજોગ રૂપી દરદ ભાગે ખુદા ઉસકુ હાસલ હોવે માન,
હાસલ કીચે બાદ વઇરાગ અગનમે જલ જાવે જાન,
રાગ હુસ્ન, ખુશબોસે લેહ લગી રહેવે માન.
ઇન તીનો સેં વઇરાગમે રહે જાન,
જીવતા રહે, હક બંદગી કરે, ઓરકો હાસલ કરાવે માન.

અર્થ—ચોતરફથી મન છોડવીને એક જગે લાવ્યા પછી, ખુદાઇ ઇશ્ક પેદા થાય છે અને ખુદા સાથે એક થયા પછી કેટલાકોને આ દુનીયામા જ્ઞાનના ફેલાવા અર્થે રહેવુ પડે છે તો તેનાથી ખુદાની જુદાઇ સહન થઇ શકિત નથી તેઓ સારૂ રાગ, હુસ્ન, ખુશબો જરૂરના છે કારણ કે નહીતર તે લોક આ જીંદગીમા રહી શકતા નથી આજ ચીજોમા તે લોક મન પરોવે તો તે લોક જીવતા રહી, ખુદાઇ જ્ઞાનનો ફેલાવો કરી શકે છે

ઉસ વાસ્તે રાગ, હુસ્ન, ખુશબો, ફરજ હે માન
બીના સમજે તીનો હીરસ પર ચલે, હીરસ બંધે જાન.

ઉસ વાસ્તે રાગ હરામ હય જાન
બાજે કે ઉપર હરામ, બાજે કે ઉપર ફરજ હે માન
નાકીસ હોવે તબ એ વીખ જાન.
કામીલ હોવે બાદ ખાવે અમૃત પીછાન

**અર્થ**—તેવા માણુસો સારૂ રાગ, હુસ્ન અને ખુશબો ફરજ છે, બીજા માણુસો સારૂ હરામ છે આવી તરેહ જોશો તો કામીલ માણસો સારૂ એ ફરજ છે, અને નાકીસ દુનીયાદાર માણુસો સારૂ એ હરામ છે

બુઅલી કલંદર મઉલાના યાકુબ, મોહમદ રસુલ જાન
એસે કામીલ જાતુને તીનો ચીજા મકસુદ રખીયા પીછાન
મોહમદ રસુલુલ્લીાહને ખુદાઓકી નીશાન પકડીથી પીછાન.
મઉલાના યાકુબ રાગ પઢને થે જાન
બુ અલી કલંદર હુસ્ન પર આશીક થે જાન
હલવાઈ કે લડકે પર આશક થે જાન
ઉનોહો હુસ્ન ખુશબો રાગ સેં કયા કામ થા જાન
વો તો કમાલીયત કો પહોચ ચુકે થે જાન
જો બારે બરસ કા એક મુશાહેદા કરતે થે જાન
વો હલવાઇ કે લડકે ઉપર આશક થે ઉસકા કયા
સબબ પીછાન.

**અર્થ**— બુઅલી કલદર મોલાના યાકુબ અને પેગમબર (સ) જે આ કામીલોએ આ ચીજોમા કાઇક હેતુ જોયો હતો રસુલુલ્લાહ એ ખુશબો રાખી હતી, મઉલાના યાકુબ રાગ પસદ કરતા હતા, અને બુઅલી કલદર હુસ્ન પર આશક થઈ એક મીઠાઇ વાળાના છોકરા પર રીઝા હતા એ ત્રણે તો કમાલીયતે પુગ્યા હતા, છતા આ ત્રણે ચીજ ગમવાનુ કારણ શુ હતુ? બુઅલી કલદર બારબાર વરસ સુધી એકકી વખતે ખુદાઇ ભકિતમા લીન રહેતા હતા એવા માણુસ જયારે હુસ્ન પર આશક હતા તો તેનુ કારણ શુ તે પીછાનો

( જુવો આગળ સાતમો અધ્યાય )



## અલ વિલાયતો અફ્ઝલુન. નુબૂવતે.

**અર્થ** —વિલાયત નબુવતમાં ચઢતી છે આમાં નબી અને વલી વચ્ચે તફાવત સમજ્યવેલો છે હદીસમાં ઉપલું વાક્ય લખ્યું છે તેની ખરી મતલબ એ છે કે નબીની વીલાયત બરાબર કોઈની વિલાયત નથી.

**અલ વિલાયતો અફ્ઝલુન નુબૂવત**—આ વાક્ય સાભળી કેટલાક ભાઈઓ ભડકી ઉઠે છે, કારણ કે એનો અર્થ શું છે તે તેઓ જોવા થોભતા નથી તેમની જાણમાટે જનાબ હાજી ઇમદાદુલ્લા સાહેબની "**શમાએમે ઇમદાદીઆ**" નામની કિતાબ ના ૮૯ મા પાનેથી નીચેનો ઉતારો કર્યો છે —

**ફરમાયા કે અલ વિલાયતો અફ્ઝલો—મિનન નુબૂવત હક હય લેકીન મુરાદ વિલાયતસે વિલાયતે નબી હય, ઈસકી વજેહ યે હય કે વિલાયત તવજ્જોહ ઇલલ લાહ હય ઔર નબુવત તવજ્જોહ ઇલલ ખલક. ઔર તવજ્જોહ ઈલલ લાહ તવજ્જોહ ઇલલ ખલક સે બહેર હાલ અફ્ઝલ હય જબ આ હઝરત (સ) વિલાયતમેં મુસ્તગરક હોતે થે તવજ્જોહ ઈલલ ખલ્ક જો લાઝમએ નુબૂવત હે કમ હો જાત થે. પસ ફરમાતે થે "કલ્લમયેની યા હોમ એરાઓ" તા કે હઝરત આએશતુલ.હોમ એરા (૨૦) કી ગુફ્તગોસે તવજ્જોહ ઇલલ ખલ્ક ઉદ કરે ઔર જબ નુબૂવત કે તવજ્જોહ ઇલલ ખલ્ક સે મુરાદ હય ગાલેબ હો કર શફ્કકત વ તરહુમ બહાલે ખલ્ક ઇસ મરતબે હો જાતા થા કે વિલાયતમેં નુકસ પેદા હો તો ઇરશાદ હોતા "અરેહની યા બીલાલ" તાકે ઝીકરે ઈલાહીસે તવજ્જોહ ઇલલ લાહ હાલતે અસ્લી પર આ જાવે.**

**હદીસ કે માયને યે હે જાન, વલી નબીસે અફ્ઝલ હે માન.**
**એ બાત એસી ન પાયે, નબી સે વલી બઢ ન જાય.**
**બઢે તો નબી હે જાન, બીન સમજે કો ઓર માન.**

**અર્થ**—હદીસનો જાહેર અર્થ એ છે કે વલી નબીથી ચઢીયાતા છે, પણ એ વાત એમ નથી નબીથી વલી વધી જતા નથી મોટા તો નબી છે પણ વગર સમજે બીજો અર્થ લોકો ઉઠાવે છે

**પહેલે તો નબી વલી હોતે હે જાન,**
**પીછું નબી પણા આતા હે માન**
**અવ્વલ ખુદા કો જા પહોચના એ વલી જાન,**
**ખલક સમજાના નબી પીછાન**
**વલી પણા તો હે સહી જાન,**
**સામને નબીપણા અધીક મરાતબ હે પીછાન**

**અર્થ**—પહેલા તો નબી વલી થાય છે, એટલે વિલાયતને પુગે છે પછી નબીપણુ આવે છે, એટલે કેટલાક વલીઓને ખલકને સમજાવવા સારૂ અને લોકોને ધર્મ જ્ઞાન આપવા સારૂ દુનીયામા રહેવુ પડે છે "ગુલશને રાઝ' નામની એક નાની ફારસી કીતાબ શબીસ્તરી નામના મહાન સુફીએ લખી છે, જેમા વલી અને નબી વચ્ચે શુ તફાવત છે તે જણાવ્યુ છે —

**નબી ચુ આફતાબ આમદ, વલી માહ**
**મુકાબીલ ગરદદ અન્દર લી-મઅઅલ્લાહ.**
**નબુવત દર કમાલે ખીશ સાફીસ્ત**
**વિલાયત અન્દર ઉ પયદા ન મખફીસ્ત**

નબી આફતાબ (સુરજ) મીસાલ છે અને વલી ચન્દ્રમા મીસાલ છે એટલે નબી પોતાની રોશનીથી ચળકે છે, અને વલીની રોશની ચન્દ્ર જેવી છે એટલે કે જો કે તેની રોશની બી નુરાની છે પણ તેને પોતાની રોશની સારૂ સુરજ પર આધાર રાખવો પડે છે અને જો આફતાબના કાયદા મુજબ ચન્દ્ર ન ચાલે તો ચન્દ્રને રોશની મળે નહી-" લી મઅઅલ્લાહ " એટલે હુ ખુદાની સાથે છુ નબી ખુદાની સાથે છે હવે બરાબર નબીની સાથે જ્યારે વલી આવે ત્યારે વલીને નબી તરફથી રોશની મળે નુબૂવતની શક્તી છે તે પોતાની વલી તરીકેની શક્તી ઉપરજ રહેલી છે એટલે કમાલ વિલાયતે પુગ્યા વગર નબુવત ઝાહેર થતી નથી

**અફઝલ ઉમ વાસ્તે કહા જાન,**
**વલીકો જમીએત હે માન**
**આપ સમજ દરગાહ આલીમે ઝુક રહે જાન,**

ચે મુકામ જમીએત કા હે માન
આપી સમજ ઔર કુ સમજાના માન,
ચે દુગધા કી હરકત હય માન
ઉસ વાસ્તે જમીએત અફ્ઝલ કહા હે માન,
વાસ્તે દુગધા કે ભી જમીયત હે માન.

**અર્થ**—વલાની હાલત અફ્ઝલ કહી છે તેનુ કારણ કે વલી શાન હાલતમા રહે છે પોતે ખુદાનુ જ્ઞાન મેળવી લઇને તે જ્ઞાનમા મગ્ન થઇ એમી રહે છે તે વલી, અને તે જ્ઞાનનો લ્હાવો બીજાઓને આપવાની જે દુગ્ધા વેડે છે તે નબી

આખર અફ્ઝલ તો નબી હે જાન,
જમીએત વાસ્તે અફ્ઝલ કહા પીછાન.
મુલ્લાં ઇસ હદીસ કે માયને ફીરા દેતે હે જાન,
નબી કી વિલાયત બરાબર કીસીકી વિલાયત અફ્ઝલ નહી માન

**અર્થ**— આખર તો નબીજ અફ્ઝલ છે પણ કેટલાક લોકો સમજ ફેરને લીધે આનો અર્થ એમ કરે છે કે નબી કરતા વલી અફ્ઝલ છે નબીની વિલાયત બરાબર કોઇની વિલાયત નથી



હદીસમેં તો યુ કહાકે લી—માઅલ્લાહે વકતુન, લા-
યસઓની ફીહે મલકુન મુકર્રર બુન
વલા નબીયુન મુરસલુન—માની પીછાન
એ બાત સચી, નબીકી વિલાયત બરાબર કીસીકી વિલાયત
નહી જાન.

**અર્થ**— (હજુર ફરમાવે છે કે) અલ્લાહ તઆલાની સાથે મારો એક વખત એવો હોય છે જે વખત હજુરી ફરિશ્તાઓ તથા નબીઓ તથા રસુલો ત્યા હોઇ શકતા નથી

આમા ફકીર અને પીર વચ્ચેનો તથા સાલિક અને મજઝુબ વચ્ચેનો તફાવત સમજાવેલો છે સાલિકો દુનિયાને ફેઝ અથવા ફાયદો પુગાડે છે જ્યારે મજઝુબો ફકત ખુદાની યાદમા મસ્ત રહે છે

વલીયુંકા એસા મરાતબ હે જાન,
જહા ગુજર નહી મુરસલુકા ઓર ફીરસ્તો કો વ્હા વલી
પહોંચે હે જાન.
મુલ્લાં જહાં વહાસે મન સમજાવે,
મુલ્લા ઈસ મુરાદ કા માઇના ન પાવે

**અર્થ**—વલીયોનો એટલો બધો મરતબો છે કે જ્યા ફીરસ્તા અને મુરસલો (પેગંબરો) પોહોચના નથી ત્યા તેઓ પુગે છે મુલ્લાઓ એનો ભાવાર્થ નહી સમજવાથી જેમ ગમે તેમ મનને સમજાવે છે

જેસે વલી એસે ફકીર હય માન
જેસે નબી એસે પીર પીછાન
ફકીર સો આપ સમજ બેઠ રહેવે જાન
પીર વોઇ કે આપ સમજે ઓર કો સમજાવે માન
જો દુનીયાકી તરફ સે મસ્ત હુવા જાન
ઉસે ફકીર કહીએ પીછાન
ઉધર બી સાજા રહે દુનીયાકી તરફ બી સાજા રહે જાન
ઉસે પીર કહીએ પીછાન
ઉસકો જમીયેત હે, ઇસકો દુખધા હે જાન
પીર ફકીર મે ઇતના ફેર હે માન
વો અલ મસ્ત બે પરવા હે જાન
ઉસ વાસ્તે અધિક મરાતબ હે મન
જો ઇધરસે બે પરવા હે જાન
ચુ ઇસસે ઓર મકસદ કો નહી પહોચે પીછાન

**અર્થ**—ફકીર વલીની માફક છે અને પીર નબીની માફક છે એટલે કે ફકીર ખુદા શુ છે તે મનમા સમજી ફક્ત બેસી રહે છે પીર ખુદા શુ છે તે સમજી બીજાને સમજાવે છે જેને દુનીયા તરફ અભાવ ઉતપન્ન થાય છે અને તેને તજી ખુદામા મગ્ન રહે છે તે ફકીર છે પણ જે દુનીયા તજી નથી દેતા, દુનીયામા રહી ને દુન્યા તજે છે અને પાછા ખુદામા લીન (મગ્ન) રહે છે તે પીર છે એટલેકે પીર ખુદામા મસ્ત રહયા છતા દુન્યાની દુગ્ધા ઉપાડે છે ફકીર અલમગ્ન અને બે પરવા

છે તેથી તેનો મરતબો અધિક છે પણ તેનાથી બીજાઓને ફેઝ પોહોચી શકતો નથી પોતે મઝીલે મકસુદને પોહોચી ગયો છે પણ બીજાઓને પોહોચાડી શકતો નથી કારણકે તે હમેશા મગ્ન છે

મસ્તાન મીસાલ સુરજ હે જાન
સાલિક મીસાલ દીવા હે માન.
દીવે સે હજારો દીવે હોતે હે માન,
સુરજ સે દુજા સુરજ ન હોવે માન
સબહી મસ્તાન હોવે તો નામકા બીજ ના રહેવે માન
ઉસ વાસ્તે સાલિક સરસ પીછાન
મસ્તાન બે પરવા હોતે હે જાન
સાલિક સેં ઓર મોરાદકો પોહોચે માન
ઇતને દોનુ મરાતબ હોવે જાન
મસ્તાન સાલિક દોનુ હકકે દોસ્ત પીછાન.

**અર્થ**—મસ્તાન સુરજની માફક છે અને સાલિક-જ્ઞાની દીવાની માફક છે દીવામાથી હજારો દીવા થઇ શકે છે પણ સુરજમાથી બીજો સુરજ થઇ શકતો નથી બધા જો મગ્ત થઇ જાય તો દુનીયામા ખુદાઇ રાહ ઉપર લાગનાર પછી કોઇ રહે નહી, તેટલા વાસ્તે સાલિક સરસ છે મસ્તાન અને સાલિક બન્ને ખુદાના આરાફો છે, એટલે બન્નેનો મરતબો તો ચડતોજ છે.

હક મીસાલ પુલ હે જાન
દુનીયા મીસાલ ચિરકીન પીછાન
પુલ છોડ ચિરકીન કે પાસ કોન આવે જાન
જીસે હક પાયા ઉસે દુનીયાકી હવસ કયું રહેવે માન
દુનીયા કી હવસ રહેને કે વાસ્તે હુસ્ન, રાગ, ખુશબો હે જાન,
સપન, જાગ્રત, નિદ્રા તીનું મહેલ માયા કે હય જાન
જે હકકે મહેલ કો પહોંચાહોવે જાન
વો ફીર દુનીયા કી તરફ કયુ આવે માન

**અર્થ**—ખુદા છે તે ફુલની મીસાલ છે અને દુનીયા છે તે પલીતી-નજીસાઇની મીસાલ છે હવે ફુલ છોડી નજીસાઇની પાસે આવવા કોને ગમે ? જેને ખુદાના દીદાર થયા તે પોતાનો જીવ દુનીયામા ઘાલી શકતો નથી તેથી

થોડી ઘણી દુનિયાદારી રાખવા માટે તેને હુસ્ન, રાગ અથવા ખુશબો એમાની કોઇ ચીજમા મન રાખી તેને દુન્યાની માયામા થોડુ ઘણુ રહેવુ પડે છે સ્વપ્નાવસ્થા, જાગ્રત અવસ્થા, અને સ્વપ્ન વગરની ઉંઘ, એ ત્રણે "માયા"ના ક્ષેત્રમા છે એ માયાની હદ છોડી ગયલા માણસને માયામા પાછુ આવવુ ગમતુ નથી, તેથી ગાયન, ખુશબો અથવા હુસ્ન એ ત્રણ ચીજમાથી એકાદ ચીજ પર મન લગાડયાથી તે માયામા રહી શકે છે, નહીતર ખુદાથી દુર રહેવાનુ તેનાથી બની શકતુ નથી

રૂહ મીસાલ જહાજ હય જાન
બીન લગર જહાજ કયુ ઠેરે માન
સાલિક ઔર મસ્તાન મે ઇતના ફેર હે જાન
મસ્તાન નકલક હે. સાલિક કો કચે સુત કે તાર બરાબર માયા હે જાન

એક ખાલીયુહીં બેઠા હે જાન
એક કાચે સુતસે તારકે બધા હે જાન
દોનું કો જો દોડાય જાન
બરાબર નાઠ જાવે માન

**અર્થ**—રૂહ વહાણુ રૂપી છે, અને જેમ વહાણુને થોભાડવા સારૂ લગરની જરૂર છે તેમ સાલિક જે ખુદાના પ્રેમના દરીયામા પડેલો છે તેને માયારૂપી લગરની જરૂર છે, અને તેથી હુસ્ન, ખુશબો અને રાગ રૂપી લગરથી તેની રૂહ અથવા આત્મા લોકોના ભલા માટે આ માયાના મેદાનમા અથવા દુનીયામા થોભી રાકે છે પણ એ માયા ફક્ત કાચા સુતરના તાર જેવી છે જો સાલિક અને મસ્તાન બન્ને ખુદાઇ ઇશ્કના મેદાનમા શરતમા દોડ તો બન્ને સરખા ઉતરે

જરા મસ્તાન બે પરવા જાન
સાલિક કો ચેતતા રહેના માન
મન કહેસો ગ્યાન સે માર ઉઠાવે જાન
જેસા મનકા તુરગ ઉઠે, વૈસા માર નીશાન સુરત લગા કામ કરે માન
ઇસ તરેહ સે ચેતા રહેવે માન
તો ઇસે પાસ ન લગે માન

**શ્રી કૃષ્ણ સોલેસે સેં ન્યારા ભેલા, થા જાન**
**યું કરના ના કરના યે એક મીસાલ પીછાન**

**અર્થ**—મસ્તાન લા પરવા રહે છે પણ સાલિકને હમેશા ચેતનું રહેવુ પડે છે હમેશા ખુદાની સાથે દોરી જોડેલી રાખવી પડે છે જેથી-માયાનો વધારે પડદો તેના ઉપર આવી શકતો નથી શ્રી કૃષ્ણને સોળસો ગોપીઓ હતી તે તેમનાથી મળતા હતા અને ન્યારા પણ હતા એટલે તેમને માયાનો પાસ લાગ્યો નહોતો એવીજ તરેહ સાલિકોની હાલત પણ સમજવી[1]

**ઝલઝલએ ઇશ્ક આતશ હે જાન**
**માહી જલા ભસ્મ કર ડાલે માન**
**મૌલાના યાકુબ રાગ બિગર આઠ દિનમે જલ ગએ જાન**
**ઉસ વાસ્તે રાગ, હુસ્ન, ખુશબો ફરજ હય માન.**

**અર્થ**—ઇશ્ક એટલે ખુદાની મોહોબ્બત આતશ રૂપ છે તે માણસને ભસ્મ કરી નાખે છે તેથી સ્હેજ માયાનુ પડ હમેશા જ્ઞાની માણસો રાખે છે

મઉલાના યાકુબ ખુદાને પોહોચેલા હતા, તેઓ રાગ વગર આઠ દીવસમા બળી ગયા એવા માણસો સારૂ રાગ, હુસ્ન અથવા ખુશબો જરૂરની છે

મઉલાના યાકુબ ખુદાને પ્હોચેલા આદમી હતા તેમનામા ખુદાના પ્રેમની આગ એટલી બધી હતી કે જ્યારે કવ્વાલી (રાગ) સાભળતા હતા ત્યારેજ તે આગ બુઝાતી હતી પછી તે વખતના હાકમે કવ્વાલી બધ કરાવી આથી એ થયુ કે મઉલાના યાકુબના જીગર પર આગથી ફોલ્લા-ફોલ્લા પડે છે તેમ પડી પછી તમામ બદન ઉપર તેવી રીતના છાગડા પડી આવ્યા.

એવા માણસો સારૂ રાગ, હુસ્ન, અને ખુશબો ફરજ છે

**જબ લગ જીંદગાની તબલગ નાસુત મેં રહે જાન,**
**જબ વોહ રાહ પોહોચે તબ લાહુત મેં ચઢ જાવે જાન.**

**અર્થ**—સાધારણ માણસની જીદગી તે "નાસુત છે" અને માણસ ખુદાને પુગી ગયો તેની જીદગી "લાહુત" છે નાસુત, મલકુત, જબરૂત, અને

---

[1] આ ફક્ત શ્રી કૃષ્ણને માનનારાઓને સમજ પાડવા માટેનો એક દાખલો છે આનો અર્થ બળતો કરી બેસવાનો નથી

લાહુત એ જ્ઞાનના અભ્યાસીઓની ચાર સાડીઓ, મઝીલ અથવા તબકકા છે (જે વિશે વધારે સમજણ આ પછીના પ્રકરણોમા આપવામા આવી છે)

**સાલિક રહેને વાસ્તે એક નીશાન પકડે જાન,**

**યા હુસ્ન, યા ખુશબો, યા રાગ પીછાન.**

**જો વસ્તુ જીસે પ્યારી હોવે જાન,**

**ઈસ પર વોહ મન લગાવે માન**

**એક નીશાન પકડ કર સુરત બાધ રખે જાન,**

**પીર ગગન ચડા તબ સબ છોડ દેવે માન.**

**અર્થ**—સાલિક દુનીયામા રહેવાને વાસ્તે એક નીશાન પકડી રાખે છે પછી તે હુસ્ન, ખુશબો કે રાગ ગમે તે હોય જે વસ્તુ તેને ઠીક લાગે તે ઉપર મન લગાડી ખુદાથી સુરત બાધી રાખે છે અને છેવટે જયારે સુરત ગગન પુગી જાય છે ત્યારે તે ચીજ પણ છોડી દે છે

**ઉસ વાસ્તે બુઅલી કલદરને માશુક પકડા થા જાન,**

**કામીલ હુવે બાદ પકડના હુસ્ન કા નીશાન, ઈસકા મરમ પીછાન.**

**અર્થ**—બુઅલી કલદર એક છોકરા પર આશક થયા હતા કમાલીયત ને પુગી ગયા પછી પણ માણુસ ખુબસુરતી પર શુ કામ મોહાય છે તેનો આ મરમ સમજવાનો છે [૧]

**કચ્ચે સુત કે તાર જયસી માયા રખે જાન.**

**તબ સાલિક બરાબર પડા રહેવે માન.**

**જો પ્યારી બસ્તુ હોવે ઉસ પર મોહોબત રખે જાન.**

**હસીન ઢોર, યા ઓરત જયસી નીશાન પકડે માન,**

**ઓરત તો ઓરત જો પકડ રહે જાન**

**રાગ, યા ખુશબો જહાં કહીં મન રખે જાન**

---

૧ બુઅલી કલદર શેખ સરફુદ્દીન એક મોટે દરજ્જે પુગેલા મ્હાત્મા હતા તેમનો જન્મ ઈરાકે અજમમા થયો હતો પણ તેઓ હિદુસ્તાનમા આવ્યા અને પાણીપતમા મુકામ કર્યો અને ત્યાજ ૩૦ ઓગષ્ટ ૧૩૨૪ ને રોજ વફાત પામ્યા તેઓ એક મીઠાઈ વાળાના છોકરા પર આશ- થયા હતા, જેના વગર એક ઘડી પણ તેમને ચાલતુ નહોતુ અને એ છોકરાની મારફતેજ એક મહાત્માની જતી રહેલી વિલાયત તેમણે પાછી મેળવી આપી હતી

યે માયા હે એસા કભી ન કહાવે જાન
તરતીબસેં વીછનાગ અમૃત હુવા માન.
અવલીયા કા મરમ ઉંડા હે જાન
ઉનકી દેખા દેખ કરે તો બગડે માન.
દેખાદેખી કરે જોગ
ઘટે કાયા ને બધે રોગ.
ઔલીયા કે ફએલ સામે ન દેખે જાન
વિખ કા વોહ તો અમ્રત કરે માન.

અર્થ—જો સાલિક એવા કાચા સુતર જેવી માયાનુ પટ ન રાખે તો દુનીયામા તેનાથી રહી શકાતુ નથી કાઇ પણ પ્યારી વસ્તુ, જેવી કે ઓરત કે ઢોર કે રાગ ઉપર મોહબ્બત લગાડીને આ દુન્યામા તે પોતાની દેહને ટકાવી રાખે છે એ માયા નથી એ જે માયારૂપ ઝેહર જેવી ચીજો દેખાય છે તે તરતીબથી અમ્રત જેવી થઇ જાય છે અવલીયા જે કાઇ કરે છે તેમા ઉંડો મરમ રહેલો છે તેથી એમના કામો તરફ જોવુ નહી અને એમની દેખા દેખીએ કાઇ કરવુ નહી જો એમની માફક જોગ કરવા જાય તો કાયા ઘટે અને કાઇ રોગ ઉભો થાય



## નુરે રોશનમાં શું લખેલું છે ?

તોહીદ એટલે ખુદાની એકતાઇ નુ બ્યાન કરેલુ છે અને શી રવેશે ખુદાને પોહોચી શકાય છે તે બતાવેલું છે.

---

સાહેબ બડા હે સત્તાર, રોજી દેવે સબ સંસાર
ખબર રખે જીવજંત તલક વે, બડી કુદરત કા ખાવીંદ હે.
મોહંમદ નબી બુજરૂગ હે જાત, ઉનુ પર હોવે દરૂદ ઔર સલાત.
સાહેબ ઐસા હય સમરથ, ખેલ ખેલે આપી સબ ઘટ.
જીસ ઉપર મેહેર કી નજર કરે, ઉસે તોહીદ એલમ કી ખબર પડે

અર્થ—ખુદા મોટા શક્તીવાળો છે અને સર્વને રોજી પોહોચાડનારો છે જીવજંતુઓની પણ તેજ ખબર રાખે છે અને તે સર્વે કુદરતનો ખાવીંદ

છે હઝરત મોહમદ (સ) મોટા પેગબર છે જેમની ઉપર દરૂદ અને સલામ હોજો ખુદા એટલો શકતીવાન છે દરેક ઘટમા ખેલ ખેલે છે જેની ઉપર ખુદાની મેહરે ઉતરે છે તેને તોહીદ એટલે ખુદાની એકતાઇનુ ગ્નાન થાય છે

**મીલાવે ઉસે મુરશદ કામીલ, નફા દીરાસ્કા હોવે હાંસીલ**
**ઈસ ગરીબકી કીતની બુજ, સાહેબને ખોલ દીની સુજ**
**કાયમદીન આજીજ પર મેહર કીંયા, મુરશીદ કામીલ મીલા દીયા**
**મોહંમદ નબીકી મેહેર હોવે જબ, તબ ઘટમેં પ્રગટે રબ**

**અર્થ**—(ખુદાની મહેર ઉતરે છે) ત્યારે તેને એક કામીલ મુરશીદ (પુરા સદગુરૂ) સાથ મેળાપ કરાવી તેને પોતાના દર્શન કરાવે છે. આ ગરીબ ઉપર મહેર કરીને ખુદાએ એની બુધ્ધી ખોલી સેવક કાયમ દીનપર રહેમ કરીને એક કામીલ મુરશીદ મેળવી આપ્યા જયારે હઝરત મોહમદ પેગબર (સ)ની મહેર થાય ત્યારે હૃદયમા ખુદા પ્રગટે છે

**નુરે રોશનકા સુનો બયાન, ઇસમે તોહીદ હોવે અયાન**
**ઇસ નુરે રોશન કો જે કોઇ પઢે, વો સાહેબ કા દરશન કરે**
**ઇસ કીતાબકી જીસે બુજ આવે, ઉસે એક પલમે સાહેબ પાવે**
**જહા દેખે વહા હક એન દેખાય, રૂમ રૂમ ઉસકી મસ્ત હો જાય**

**અર્થ**—"**નુરે રોશન**"નુ બયાન સમજો આમા ખુદાની એકતાઇ સાફ દરશાવેલી છે જે કોઇ આ કીતાબ પઢશે તે સાહેબના દર્શન કરી શકશે અને આ કીતાબની કદર જે બુજી શકશે તે એક પલમા સાહેબ મેળવી શકશે જયા નજર કરશે ત્યા તેને ખુલ્લે ખુલ્લો સાહેબ દેખાશે. તેના બદન ઉપરના દરેક રૂઆ ખુદાઇ ઇશ્કમા મસ્ત થઇ જશે

**નુરે રોશન કા ખોલ કહું બયાન**
**સુનીયો તુમ સો એક ધર ધ્યાન**
**આયેત, હદીસ માફક તોહીદ બતાઇ**
**હીંદી નુકતે મેં કેહ સમજાઇ**
**મુસલમાની બોલીમેં ઇલ્મ તોહીદ જાન**
**હિંદી બોલીમે બીરમ ગીનાન**
**દોનું કે મકસદ હય એક સો**
**બોલી ફેરસે નામ કહેતે હય દો**

હિંદી નુકતે મેં પડના આસાન
પીયુજી પાવે જો સુને ધર ધ્યાન

**અર્થ**—"નુરે રોશન"નુ બયાન ખોલીને કહુ છુ તે એક ધ્યાન દઇને સાભળો કુરાન શરીફની આયાતો (કલામો), હદીસના વચનો સાથે સરખાવી બન્નેની મતલબ એક છે એમ બતાવ્યુ છે તેમજ ખુદાની એકતા એ કીતાબો વડે તેમજ હીંદી શાસ્ત્ર આધારે સમજાવી છે જેને મુસલમાનીમા "ઇલમે તોહીદ" કહે છે તેને હીદીમા બ્રહ્મજ્ઞાન કહે છે બન્નેનો મકસદ-હેતુ એકજ છે પણ બોલી ફેરથી નામ જુદા જુદા આપ્યા છે હીંદી નુકતામા પઢવુ અને સમજવુ સહેલુ છે તેથી જો ધ્યાન દઇને સાભળશો તો પીયુજી મળશે

શાહ કાયમદીન તોહીદ મગજ બુજા, તબ હિરદે ભીતર પીયુજી સુજા
આપસકો કર ફના ફીલ્લા, પાયે મરાતબ બકા બીલ્લા
બીકટ સમજ કે યે હય બોલ, મગજ તોહીદ કા કહા સો ખોલ
ચાર નામ કહે હે સો જુદે, શરીયત ઓર તરીકતકે
હકીકત મારેફત ઓર બી, ઉસકે અંદર કહે સબી
હકીકત શરીયત મારેફત બુજ, ઓર તરીકત દીલમેં ખોજ
ફુલ ચાર ઓર બીજ હે એક, એસા ઇનકા હેગા ભેખ
પહેલા નામ શરીયત માન, દુજા ફિર હે તરીકત જાન
તીજા નામ હકીકત ખોજ, ચોથા નામ હે મારેફત બુજ.

**અર્થ**—શાહ કાયમદીન જ્યારે એકતાઇ (તૌહીદ)નો અર્થ બરાબર સમજ્યા ત્યારે હૃદયમા પીયુજી (ખુદા) પ્રગટયા પોતાની જાતને અલ્લામા ફના કરી ત્યારે હમેશને માટે અલ્લાહમા મળી ગયા "ફના ફીલ્લા" અને બકા બીલ્લા" એ શબ્દો સમજાવવામા બહુ બીકટ છે અને તેટલા વાસ્તે તોહીદનો અર્થ ખોલીને સમજાવ્યો છે શરીયત તરીકત, હકીકત અને મારેફત એ ચાર રસ્તા ખુદાને મળવાના જુદા જુદા નામોથી દેખાડયા છે. એ ગોયા ચાર ફળ છે પણ બીજ એકજ છે અને એ બધા આમાં સમજાવ્યા છે

ચારો નામ લે ચીત ધર, ફીર ચારૂં મુકામ કે સહી કર
અવ્વલ મુકામ કા નામ નાસુત, દુજેકા નામ સો હય મલકુત
તીજેકા નામ જબરૂત હય જાન, ચોથા મુકામ લાહુત પીછાન

લાહુત મેં જો હુવા વાસીલ, કમાલીયત ઉસ કો હુઈ હાંસીલ
પહેલે દેખો નામ યે ચાર ફીર ઉસીકા કરો બીચાર
કહે સો પીછું ચાર મુકામ, ઉસમે તેરા હોવે કામ
ચારૂં જવાહેર હે બે મોલ, કવીતમેં દુંગા સબ ખોલ
જબ. સાખી દોહરૂંકા પાવે મરમ. તબ તુજે સાંઈસું લાગે પરમ
ઉસ બાદ બેતાં કહી હય જાન, ઉસસે હકીકતકી હોવે પીછાન

**અર્થ**—શરીયત, તરીકત, હકીકત, મારેફત એ ચારે નામ ચીત્તમા ધરીને ચારે મુકામ અથવા મઝીલ સીધ્ધ કર એટલે એ મુકામો ઉપર પોહોચી જા પહેલા મુકામનુ નામ નાસુત, બીજાનુ મલકૂત, ત્રીજાનું જબરૂત ચોથાનુ લાહુત છે જે ચોથા મુકામ ઉપર જઇ પુગે છે તે કમાલીયતને પુગે છે. પહેલા ચારે નામો સાભળો, પછી તે ઉપર વિચાર કરો એ ચારે બે-મુલ જવાહેરો છે અને કવિતામા હુ તે ખોલુ છુ એ સાખી અને દોહરા ઓનો જ્યારે ભેદ જાણુશો ત્યારે ખુદાનો પ્રેમ તમારામા જાગશે. ત્યારપછી બીજી બેતો કહી છે જેથી હકીકત (સત્ય) માલમ પડશે

એ નુકતેકા કર જતન, દેખ ઇસી મે હેંગે રતન
કલામો કા હય ગુન ભારી જો બુજે સો શાહકી પ્યારી
આખીર તક હકીકત કહી હે ખાસ, ઇસ તરેહ મુરશદ કે હો
રહેવે દાસ
પહેલા ફુલ પીર મુરશદ કો સહી કરે, તબ કુચ આગે સુજ પડે.

**અર્થ**—આ વાણીઓ કહી સભળાવી છે તેની જતન કરજો કારણકે એમા રત્નો સમાયલા છે એ કલામોમા ભારી ગુણ છે જે બુજસે તે ખુદાના પ્યારા થશે જેમ આખર સુધી હકીકત કહી છે તેવી તરેહ પીર મુરશદ (ગુરૂ)ના નોકર થઇને રહેવુ પ્હેલા કામીલ પીર મુરશદ કરવો પછી કાઇ આગળ રસ્તો સુજશે

દરેક શાસ્ત્રમા ફરમાવ્યુ છે કે જો ખુદાના દર્શન કરવા હોય તો ગુરૂ કીધા સીવાય છુટકો નથી જેવી તરેહ વૈદકશાસ્ત્ર કે બીજા શાસ્ત્રનુ પ્રવિણ જ્ઞાન લેવુ હોય તો તે જ્ઞાન જેનામા ઘણુ ભારી દરજ્જે હોય તેની પાસે જઇ શીખવુ પડે છે તેમજ ખુદાનુ જ્ઞાન લેવુ હોય તો જે શખસોએ ખુદાઇ જ્ઞાન મેળવેલુ છે, (એટલે કે પોથી વાચીને નહી પણ જે લોકોને ખુદાના દીદાર થયલા છે) તેવા કોઇ પણ શખસની

પાસે જઇ તેને ગુરૂ કરવાની પહેલી જરૂર છે સ્વામી વિવેકાનંદ, જેઓ અમેરીકાની " પારલીયામેન્ટ ઓફ રીલીજીયન્સ " ( ધર્મોનુ કોનફરન્સ ) મુજાવી આવ્યા હતા તેઓ ગુરૂ કરવાની અગત્યતા વિષે નીચે મુજબ લખે છે -

A real Guru is one who is born from time to time as a repository of spiritual force which he transmits to future generations through successive links of Guru & Sishya (શિષ્ય). The current of this spirit-force changes its course from time to time, just as a mighty stream of water opens up a new channel and leaves the old one for good.. Men who are truly wise commit themselves to the mercy of that particular sect through which the current of life flows . The one thing necessary is to be stripped of our vanities—the sense that we possess any spiritual wisdom,—and to surrender ourselves completely to the guidance of our Guru The Guru only knows what will lead us towards perfection We are quite blind to it We do not know anything Complete self-surrender is the only way to spiritual illumination.

ઈસ નુરે રોશનકા સુનો બયાન, તૌહીદ મગઝ સબ હોવે અયાન
નુરે રોશન ખોલે ઘટકા તાલા, ગેર મીટે ને હોવે ઉજાલા
પ્રેમ નુકતેકા સબ મકાન, પાયા સબકા ચેહી હય જાન
પાયા પ્હેલ પ્રેમકા બાધ, ઇમારત સાચી તબ હોવે જાન
સુરીજન હુઢા કંઈ કલ વીકલ, કુચ ન હુવા મુઝે હાસલ
જબ પ્રેમ પ્રીતસે લાગા ધ્યાન, તબ શાહ કાયમદીન કો હુઈ પીછાન

અર્થ—આ " નુરે રોશન"નુ બયાન સાભળો "તૌહીદ"નો ભેદ આમા ખુલ્લો સમજાવેલો છે આ "નુરે રોશન' ઘટનુ તાળુ ખોલશે. અંધારૂં મટાડીને અજવાળુ પેદા કરશે એ ચીજનુ મકાણુ પ્રેમથી થાય છે. પ્હેલા ખુદા સારૂ ઇશ્ક જગાવો એ પ્રેમનો પાયો નાખો કારણ કે આખી ઇમારત એના ઉપરજ આધાર રાખે છે ગમે તેટલી તલાશ કરીને તમો

મુરશીદે કામીલ ઢુંડો પણ જ્યા સુધી પ્રેમ તમારામા હશે નહી ત્યા સુધી તમને કાંઇ હાસલ થશે નહી જ્યારે પ્રેમથી શાહ કાયમદીને ધ્યાન લગાડયુ ત્યારેજ તેમણે ખુદાને પીછાન્યો

**જબ આપસ હોવે ફના ફીલ્લા, તબ દીદાર પાવે બકા બીલ્લા.**
**અવ્વલ કહી શરીયત ખોલ કર, મીસાલ દુધ દહીકી મગર**
**કહેને કુ નામ શરીયત હય, ભીતર મગજ હક પીછાન કા હય**
**પહેલે બાસણ પાક કર ધો, ખુદી ટાલ ઓર નિર્મલ હો**
**આપસ મેં સે આપા ટાલ, મે પણે કો દુર નીકાલ,**
**ખુદી કે ગેર કો દીલસે ટાલ, સો વાસીલ હો બીચ હક જલાલ.**
**તોહીદ કા તુમ સુનો બયાન, પીછાન હકકી હોવે અયાન,**
**શરીયત કા તોહીદ મગજ ગુન, શાહ કાયમદીન ચીસ્તી કહે સો સુન.**

**અર્થ**—જ્યારે માણસ પોતાને ખુદામા ફના કરે (ફના ફીલ્લા થાયત્યારે તેને ખુદાના દીદાર થાય છે પહેલા દુધ અને દહીની મીસાલ એટલે દ્રષ્ટાન્ત આપી શરીયત સમજાવી છે શરીયતની અદર મતલબ હક એટલે ખુદાને પીછાનવાની છે પહેલા તમારા દીલનુ વાસણ પાક કરો અને માહેથી ખુદી એટલે હુ પણુ કાઢી નાખી નિર્મળ બનો. જ્યારે દીલમાથી એ "હુ"નો ખયાલ નીકળી જાય છે ત્યારે ખુદા સાથે વસ્લ મેળાપ થાય છે શરીયતની અદરનો ભેદ પણ "તોહીદ"જ છે અને શાહ કાયમદીન ચિસ્તી એજ કહે છે

આની સાથે સરખાવો - એક શાયરનો ફારસી મીસરો —

તા તુઝ ખુદ નમી રવી ખુદ બખુદા નમી રસી

જ્યા સુધી તુ તારામાથી જશે નહી ત્યા સુધી તુ ખુદાને પુગશે નહી



## નામ અવ્વલ શરીયત દર મગજે તોહીદ

**કાલન નબીઓ સલ્લ લલ્લા હો અલએહે વસલ્લમ; અશશરીયતો અકવાલી (હદીસ)**

**અર્થ**— શરીઅત મારા બોલો છે [ પેગમ્બરી ફરમાન ]

**અર્થ**—શરીઅતનો ખરો અર્થ દરેકના ઘટમા પીયુ એટલે ખુદા છે એમ પીછાનવુ. માણસ શરીઅત ઉપર કયારે કાયમ કહેવાય ?

જ્યારે કોઇ પણ કડવો બોલ આપણુને બોલે તે શીર ચડાવે અને એમજ સમજે કે એ ખુદાએ કહયુ છે એટલે તેના હુકમથી કહેવામા આવ્યુ છે

**જ્યું દુધમેં ઘી હય દેખ, યું સબ ઘટમે પીયુ હય એક .**
**દુધ જયુ આપસ ગયા સો ટાલ, તબ ઉને પાઈ શાહ કી ભાલ.**
**જબ ઉને આગ પરેમ કી ખાઇ, તબ તિર આઈ ઉસ પર મલાઇ**
**મીસાલ તુજ કો યે દેખલાઈ, જયું દુધ મેં સેં દેખી મલાઈ**
**જબ તુ આપસ ઇતના ખો જાવે, તબ તુ મેહેલ શરીયતકા પાવે.**
**ઇતની ખો જીસમેં સે ગઈ, વોહી પહોચા શરીયત મેં સહી,**
**જો ચ્હાવે શરીયત કા ઘર, કદા કીસીકા ચીત ન ધર**
**જો કોઇ કહેવે કડવે બોલ, મીઠાશ પ્રેમકી ઉસમે ઘોલ,**
**સબકે ઘટમે પીયુ પીછાન, બુડા ભલા કીસે મત જાન**
**જો કોઇ તુજ કો ગાલી દે, યું જાન બોલ પીયુ કા હે**
**ઉસ બોલુ કો સુલટે કર, સીર ચઢા સીનેમે ધર**
**જો કોઇં તુજ કો કહે દગલબાજ, યુ જાન કે વો બોલા સાચ**
**સુન ઇસીકીં તુંહી મીસાલ, દગા તુ દીલ મે સે ટાલ**
**ઇતને અમલ રહેવે જબ, સહી શરીઅત ઉસકી તબ.**
**મુકામ શરીયત કા યેહી હે જાન, અલ્લાહ રસુલ સહી કર પીછાન**
**શાહ કાયમુદ્દીન ચીસ્તી કહે સો માન, સબ ઘટ અલ્લા નબી પીછાન**

સાર —ઉપલુ સમજ પડી શકે એમ છે જેથી અર્થ આપ્યો નથી મતલબ કે માણસ ખુદાને બધે ખરી રીતે હાજર નાજર જાણે ત્યારે તેની શરીઅત સહી થાય છે અમલ કરવાનો છે, વાતો કરવાની નથી આટલુ થાય ત્યારે માણસ શરીઅતમા છે એમ કહેવાય.




## નામે તરીકત, વ્હેમે ગેર દુર કરદન

---

**અત-તરીકતો અફઆલી ( હદીસ )**
**તરીકત એ મારાં કામ છે ( પેગમ્બરી ફરમાન )**

ખુદા સીવાય ઘટમાથી બધા ખ્યાલ કાઢી નાખવા એ તરીકત છે

દહીં ઉસમેં ડાલા જબ, દુધકા "ગેર" ગયા સો તબ.
તું ભી યું પીયુ ચીત ધર, તબ પહોચે તરીકત કે ઘર.
ગેર ઉસીકા દુર કર નાખ, સુરીજન તેરે ઘટમેં રાખ.
આચાર બીચાર સબ તું છોડ, લગા સુરતકી શાહસે દોર
વ્હેમ વસવસા કુચ મત લા, હરદમ સાંઈસે ધ્યાન લગા.
પ્રેમ પ્રીત સાંઈસે જોડ, દુજા, તીજા સબ તું છોડ
"મે" "કયા, "તે" કયા, સબ કર દુર, પ્રેમ મસ્તી મેં રહે ચકચુર
હાજર આપ મેં આપ મત આવ, પીયુ બીન દુજા ચીત ન લાવ

**અર્થ**—જેવી તરેહ દુધમા દહીં નાખવાથી દુધ પોતાપણુ ખોઇ દે છે તેવી રીતે પોતામાથી પોતાપણુ કાઢી, આચાર વિચાર, વ્હેમ, વસવસો, હુ કોણ, અને તુ કોણ એવા ખ્યાલો કાઢી પ્રેમ મસ્તીમા ચકચુર રહી ખુદા સીવાય કાઇ પણ ખ્યાલ મનમા ન આવવા જોઇએ

ચોર સબ તેરે ઘટસે કાઢ, પ્રેમ બરછી સે ઉનકો માર
ચોર સો તું સબ મનકે હોમ, ન કુચ લા તુ ઉસમે વ્હેમ.
આવે તુજમેં વ્હેમ સો માર, જબ આવે તબ ઠેલ ઠેલ કાઢ.
રખ પીયુ કો તુજ બીચ મન, જયુ ધુગાર દેવે સાલન
ધુંવા જો બાહેર નીકલ જાય, તબ વો સાલન ફીકા હો જાય.

**અર્થ**—હૃદયમા વ્હેમ અને વસ વસા જેવા જે ચોર જેટલી વખત આવે તેટલી વખત તેને પ્રેમની બરછીથી વારે ઘડીયે કાઢી મેલી, ફકત ખુદાનુજ ધ્યાન ધરવુ જોઇએ જેવી રીતે સાલન-શાક-પકાવતી વખતે તેને ધુગાર દેવા વાસણને ઢાકી મુકીયે કે અદરની વરાળ બાહેર નીકળી નહી જાય, કારણ કે તેમ થવાથી સાલન ફીકકુ થઇ જાય, તેવીજ રીતે ઘટમા ખુદાને રાખીજ મુકવો કે તેની ખુશબો હમેશા કાયમ રહે

સાંઇ બીના ઘટ રહે જો ખાલી, તુજસે જાય લાલન કી લાલી.
જો દમ તેરા ખાલી જાય, સચ કર માના હરામ કહેલાય.
જો સુને સો હાહા કર, સુરીજન તેરે ચીતમેં ધર.
ગેર ઘટસે જબ જાવે દુર, તબ દીલ તેરા હોવે હજુર.
હજુર દીલ સો જીસકા હય, મુકામ તરીકત પહોચા વે
વ્હેમ ગેર દુર કરે અઝ ઘટ, કાયમ દીન ચીસ્તી યે તરીકત.

સાર—જ્યારે ઘટમાથી ખોદા સીવાય તમામ ખ્યાલ દુર થાય છે ત્યારે દીલ એક ઠામ થયલુ કહેવાય છે અને ત્યારે માણસ તરીકતની મઝીલે પોહોચેલો કહેવાય છે ઘટમાથી "વ્હેમ ગેર" દુર કરવો એજ તરીકત છે.



## નામે હકીકત.

**વલ હકીકતો અહવાલી (હદીસ)**

**અર્થ**—હકીકત એ મારી સ્થીતી છે

હકીકત એટલે શુ ? જે શખસના મનમાથી "હુ પણુ" (Ego) નીકળી ગયુ તે આ મઝીલે પોહોચેલો કહેવાય છે

**દહીં સો આપસ ગુજર ગયા, તબ વો મસ્કા હો રહયા.**
**દહીં ગયા સો છાછ હુઈ આપ, તબ મસ્કા હો રહા સો સાફ.**
**જો કોઈ આપસ યું હો જાય, સોઈ મીતા સુરીજન પાય**

**અર્થ**—જ્યારે દહી વલોવાઇને છાશ થાય છે ત્યારે તેમા મસ્કા માખણ પેદા થાય છે જો કોઇ માણસ એમજ પોતાપણુ ખુવે છે ત્યારે તે માણસ ખુદાને મળી શકે છે

**હરફ કલમે કા હેગા " લા ", યુ તું આપસં મેંસે જા.**
**જાન અજાન સો હો જા તુ, યુ મત જાન કે મે બી હુ.**
**જીતને સાઇ કે હેંગે ભેખ, તુ ઝાહીર હો કીસે મત દેખ.**
**ડાહયા હો કર સમજ જો લાવે હક મીલન બીચ પરદા આવે.**

**અર્થ**—કલમાનો પ્હેલો હરફ " લા " છે લાનો અર્થ " નથી " થાય છે લા ઇલાહા ઇલલ્લલાહ, એટલે અલ્લાહ સીવાય કોઈ બીજો અલ્લાહ નથી

જેવી રીતે એ "લા" છે તેવીજ રીતે તારામાથી "તુ પણુ' કાઢી નાખ તારૂ પોતાનુ અસ્તીત્વ ભુલી જા ખુદાના જે બી કાઇ ભેદ હોય તે ડહાપણુ ડાહયા થઇને જાણવાની કોશીશ નહી કર જો ડાહયો થઇને અક્કલ વાપરવા ગયો તો ખુદા અને તારી વચ્ચે પરદો ઉભો થશે

પાક નાપાક કીસે મત જાન, હો રહે આપસ તુ સુન સાન.
મત હોના તું આપ ચતુર, સુધીજન તુજકો ડાલે દુર.
ચતુર હોવે સેં ખીકટ પડે, ઇન બાતુંસે પીયુ બીછડે

• અર્થ—પાક, અને નાપાક કોઇને નહી સમજતા, શાંત થઇ બેસી રહે. પોતાની ચતુરાઇ વાપરવા જતા ખુદાઇ જ્ઞાનમા મોટુ વિઘ્ન આવે છે, અને ખુદાથી દુર થાય છે

હકીકતે મુકામ કી રહેણી દેખ, જેસા છ મહીનેકા બાલેક.
નાતો વોહ કીસીકો પીછાને, ના કીસીકો બુંડા ભલા જાને.
ન તો પાકી નાપાકી જાને, કીસીકે કહેકા દુખ માને
નહીં શુધ્ધ શાન ઉસકે અંદર, નહીં ઉસકો કીસીકા ડર.
નહી આપસકી આપ ખબર, ઉસકો કીસકા હોવે ડર
નહીં હય ઉસકો કીસીકી લાજ, નહીં ફરજ ઉસ પર રોજા, નમાઝ
નહીં વો આપે આપસમા, નહી ફિર ઉસ પર કુચ ગુન્હા.

અર્થ—હકીકત મુકામની રહેણી છ માસના બાલક જેવી છે. એવી તરેહ થાય ત્યારે હકીકતે પુગેલો ગણાય છે અર્થ સમજી શકાય એવો છે.

આની સાથે સરખાવો બાઇબલ (ઇંજીલ)

1 At the same time came the disciples unto Jesus, saying, Who is the greatest in the Kingdom of Heaven?

2 And Jesus called a little child unto him, and set him in the midst of them.

3 And said, Verily I say unto you, Except ye be converted, and become as little children, ye shall not enter into the Kingdom of heaven

4 Whosoever therefore shall humble himself as this little child, the same is greatest in the Kingdom of heaven (Ch 18, St Matthew)

અર્થ—૧ એ વખતે જીસસ ( ઇસા અ૦ ) પાસે ચેલાઓએ આવી પુછ્યું કે બેહસ્તમા સૌથી મોટુ કાણુ છે?

૨ અને જીસસે એક નાના છોકરાને પાસે બોલાવીને તેમની વચ્ચે બેસાડયુ

૩ અને કહયુ કે હું તમને ખરેખર કહુ છુ કે જયા સુધી તમો બદલાઇને નાના છોકરાઓ જેવા નહી થશો ત્યા સુધી તમો સ્વર્ગ બેહસ્તમા જઇ શકશો નહી

૪ તેટલા માટે જે પોતાને આ નાના છોકરા માફક નરમ કરશે તેજ બેહસ્તમા મોટુ ગણાશે

જો પોહોચા હકીકત કે ઘર, ગયા ઉસમે સે ખોફ ખતર.
હકીકત ઘરમે હો રહેના " હા, " ઇસ તરેહ જાન અજાન હે જા

જો કુછ કામ કરે સો તુ, યુ મત જાન સો મે બી હું
જો કોઈ કહે સો કીજીયે હા, તુ આપ હાજર જાને ના
કપડે પહેન લગાવે બાસ, યુ મત જાન સો મે હું ખાસ
હાજર આપમે આપ મત લાવ, બાલક મીસાલ આપ ભુલ જાવ
વસ્તુ જીનસ જો તુ કુચ લે, યુ મત જાન કે મેરી હે
જો કોઇ તેરી બખાન કરે, મન સો તેરા મત બડે.
યુ મત જાન કે હે મુજ ઝન, મે બાપ ઓર મુજ ફરઝંદ
ઓરત, ફરઝદ, સબ યું કર જાન, નહી કોઇ દુજા નુર સમાન
ખુદી ખો ઓર બે ખુદ હો, હકીકત ઉસકા નામ હે સો
નહી જબ આપસમે જો આપ, કોન કરે ફિર હજ તવાફ
બાનસ કોન જો નમાજ પઢે, તીસુ રોઝે કોન ધરે
જો કોઇ હુવા આપસ ફના, સાબીત કીસ પર હોવે ગુનાહ
જબ લગ આપમે આપ હાજર, તબ લગ બદા હેગા મગર
જબ નમાઝ તરીકત કી પઢ, વ્હેમ ગેર સબ તુ દુર કર
વ્હેમ ગેર ખો હક તરફ હાજર રહેના, યેહી નમાઝ તરીકત કી પઢના.

જો તું આપસ જીવત મર, જાવે તેરા ખોફ ખતર.
ખુદી જો જીસમેં સે ગઇ, સોઇ હકીકત કો પોહોંચા.સહી.
ખુદી મીટ રોશન હો ઘટ, શાહ કાયમદીન કહે સોહી હકીકત.

**અર્થ**—ઉપલી લીટીઓનો અર્થ રહેલાઇથી સમજાય એવો છે જેવી રીતે છ માસનુ બાલક હોય, જે કોઇને પાક નાપાક સમજી શકતુ નથી, કે મ્હારૂ તારૂ કરી શકતુ નથી, એવી હાલત જયારે માણસની થાય ત્યારે તેની ઉપર નમાઝ, રોઝાની કાઇ ફરજ રહેતી નથી જયા સુધી એવી હાલત નથી ત્યા સુધી તેને નમાઝ પઢવાની ફરજ છે પણ જો તે "મુતુ કબ્લ અત મુતુ", મુવા પહેલા મરી જાય અને પ્રેમમા હોશ ભુલી જાય તો તેટલો વખત અબ્દ અને મઆબુદ, બંદો અને પેદા કરનાર, બન્ને એક થાય છે પછી કોણ કોણની નમાઝ પઢે ?



**નામે મારેફત, ઝાત એન શુદન વ અઝ બદીયત ગુઝિશતન.**

**વલ્ મઆરેફતો રાસુલ્ મઆલી**

**અર્થ**--મારેફત મારી મુલદી છે ( તૌહીદ એટલે એકતા ખુદા એક છે એમ માનવુ એનુ નામ તૌહીદે ઇલ્મી, પણ ખુદા એક છે એમ આપણુ દીલ પાક કરી દીલની આખે જોવુ એનુ નામ તૌહીદે એની છે )

**મીસાલ ઇસકી દેખ લે ગેહી, " તુ " ઓર "હુ" યહા કુચ નહી.**
**આગ પ્રેમકી ખાઈ જબ, મસ્કા અતર ગયા સો તબ**
**પાની બીચ જો અતર થા, આગ પ્રેમકી ગઈ ઉસે ખા.**
**પાની અંતરસે થા જુવા, ફિર એકાએક વો ઘી હુવા**

**અર્થ**—આ દાખલો જોઇ લો યહા "તુ" અને "હુ" કાઇ રહેતુ નથી જયારે પ્રેમની આગ ખાધી ત્યારે મસ્કામા જે પાણી હતુ તે નીકળી ગયુ એટલે માખણ અને ઘીની વચ્ચેનો અતર નીકળી ગયો, અને શુધ્ધ ઘી થયુ

**નુકતા અંતર હેગા ગેંન, ગયા અતર જબ હુવા એંન**
**જરા જરા અંતર સબ ટાલ, મારેફત પીછાન હો રહે લાલ.**
**જયુ દુધ ઘી કહેલાના જાન, યુ બંદા મીટ હુવા રહેમાન**
**નુકતા ગેંન જો ગુજર ગયા. બાકી એંન રહેમાન હોરહા.**

**અર્થ**—"અયેન' અને "ઘયેન"મા તફાવત એક નુકતા (•)નો છે જ્યારે ઘયેનમાથી તે નુકતો નીકળી જાય છે ત્યારે અયેન થાય છે, તેમ જ્યારે બદા અને ખુદા વચ્ચે એક અતર હોય છે તે નીકળી જાય છે ત્યારે બદો ખુદાને મળે છે એટલે તેનામા એક થઇ જાય છે જેની તરેહ દુધ પોતે મટીને ઘી થઇ જાય છે •

**એકાએક હો રહેને કી બાત કહુ, મારેફત મેહાન સમજા હઉં.**
**નજર તેરી જો આવે સબ, યુ જાન સબ હેગા રબ.**
**ઈનસાન આપસ તું મત જાન, દુજા તીજા કુચ ન આન.**
**હેગા સબહી પીયુ પીયુ, કયા માણુસ ઓર કયા જીવ.**
**નજર મનસે કુચ ન દેખ, હે સભી સો એકાએક**
**કહા હે તુ ઓર કહા હે ઓર, નહી કુચ જાગ નહી કુચ ઠોર.**
**આસમાન, જમીન કછુ મત દેખ, દેખે કોન જો હુવા એક.**

• **અર્થ**—ખુદા સાથે એક થવાની વાત કહુ છુ મારેફત, એટલે ખુદાનુ સપુર્ણ જ્ઞાન તે સર્વે સમજાની રહુ છુ જે કાઇ નજરે આવે તે એમજ સમજવુ કે ખુદા સીવાય બીજુ કાઇ નથી માણુસ કે જાનવર બધાના ઘટમા ખુદાજ વ્યાપી રહ્યો છે, તેજ જો આ દેહની આખોથી નહી પણ હૈયાની આખોથી જો કે "તુ' અને "તે" વચ્ચે કાઇ તફાવત નથી જ્યારે તેની સાથે એક થયો તો પછી આસમાન ને જમીન કાઇ જોવાનુ રહેતુ નથી

**પીયુ બિન સહી કીએ જો કહે, યું જાન કુછ દુજા હે**

**અર્થ**—પણ ખુદાને જોયા વગર જો કોઇ માણુસ એમ કહે તો સમજવુ કે એ ખોટુ છે

**કયા હીસાબ ઓર કયા લેખા, મત તુ જાન કે મેં દેખા.**
**અલ્લાહ બીન કુચ ઓર જબ હોય, સો અલ્લાહ કિન નજર જોય.**

**જીને દેખા ઇને નહી દેખા, નહી દેખા ઉને દેખા.**
**જીને પાયા ઉને નહી પાયા, નહી પાયા ઉને પાયા**
**જીને બુજા ઉને નહી બુજા, નહી બુજા ઉને બુજા.**

**જીને પીછાના ઉને નહિ પીછાના, નહી પીછાના ઉને પીછાના.**
**જીને સહી કીયા ઉને નહી સહી કીયા, જીને નહી સહી કીયા**
**ઉને સહી કીયા.**

**અર્થ**—જ્યારે માણુસને ખુદાનુ જ્ઞાન થાય છે ત્યારે બન્ને વચ્ચે તફાવત રહેતો નથી નુરમા નુર મળી જાય છે એટલે પેગમ્બરો અને આ દુનીયામા લોકોને મારેફતનુ જ્ઞાન આપવા સારૂ પેદા થયલા મહાત્માઓ શીવાય જો કોઇ કહે કે મે ખુદાને જોયો તો તે મનાતુ નથી જે એમ કહે તેણે ખુદાને જોયોજ નથી જે એમ કહે છે કે મે અલ્લાહ જોયો છે તો એમજ મનાય કે તેમણે જોયો નથી જે એમ કહે કે મને ખુદા મળ્યો છે તો એમજ મનાયકે મળ્યો નથી જે એમ કહે હુ અલ્લાહને સમજ્યો છુ તો એમજ મનાયકે તે સમજ્યો નથી જે એમ કહે કે મે ખુદાને ઓળખ્યો છે તો એમજ મનાયકે તેણે ઓળખ્યો નથી જે એમ કહે કે મે ખુદાને સહી કર્યો છે એટલે સાધ્યો છે તો એમજ મનાય કે તેણે સહી કર્યો નથી

કોન ગીને ઓર કોન લીખે, કહા હે તું સો કીસે દેખે.
તુ ઓર હુ યા કુછ નહી, નહા તુ આપે દુજા કહી
કોનસો હુરા કોન સો નુર, કોન પાક ઓર કોન ચતુર
અબ્દ માબુદ સો હો રહે એક, કોન ભુડા ઓર કોન હે નેક
કોન આસમાન ઓર કોન ઝમીન, કોન તુમી ઓર કોન હમી.
કોન જોહરી ઓર કોન પરખ, કોન શાહુકાર ઓર કોન ઠગ.
કોન હસ્તી ઓર કોન ઘોડા, કોનસો કીમી પર કરે જોરા.
કોનસો માઇ ઓર કોન હે પુત, કોન રૂઇ ઓર કોનસો સુત.
કોન ગરીબ ઓર કોન જાલમ, કોન ખલક ઓર કોન આલમ.
કોન અન ઓર કોન પકાયે, કોન ખાયે ઓર કોન ખીલાયે.
કોન હલકા ઓર કોન ભારી, કોન બાગ ઓર કોન માલી.
કોન હાજી ઓર કોનસો હજ, કોન ચાદ ઓર કોન સુરજ.
કોન ફુલ ઓર કોન સો ઝાડ, કોન છુરી ઓર કોન તલવાર.
કોન હાકમ ઓર કોન રઇયત, કોન દાતા ઓર કોન ભગત
"તેં તા" કો અબ કર તુ દુર, હો એકાએક નુર દર નુર.

દુધ ગયા જબ ઘી હુવા જાન. ખુદી ગઇ તબ રહા રહેમાન.
ઓઠા તુજે ઘીકા દીયા, મુકામ મારેફતકા પુરા કીયા
જયું દુધ, દહી, મસ્કા ઓર ઘી, યું શરીયત, તરીકત, હકીકત, મારેફત મીસાલ દી.
નુર ઝાત હોવે એન રહેમાન, શાહ કાયમદીન કહે સો મારેફત પીછાન

**અર્થ**—જ્યારે ખુદા સાથે વસ્લ (Union) થઇ ગયુ, ત્યારે નુરમા નુર મળી ગયુ પછી ત્યા હુ અને તુ જેવુ કાઇ રહેતુ નથી બંદો (અબ્દ) અને બદાને પેદા કરનાર (મા'બુદ) બન્નેનો મેળાપ થયો ત્યારે કોણ કોણની બદગી કરે બધુ તેની આખે એકજ લાગે છે

દુધ, દહી, મસ્કો અને ઘી, આ દાખલો આપી, શરીયત તરીકત, હકીકત અને મારેફત સમજાવી છે



અસનાદ ચહારૂમ મુકામઃ નાસૂતમલકૂત, જબરૂત, લાહૂત.
દર તોહીદે બારીનઆલા.

**અર્થ**—આમા ચાર મઝીલો, નાસૂત, મલકૂત, જબરૂત અને લાહૂતનુ ટુક વર્ણન આપવામા આવ્યુ છે માણસને પુરી કમાલીયતને પોહોચવા સારૂ આ ચારે મઝીલો પસાર કરવી પડે છે

યેહી સહીકર તુ ચારૂ મુકામ, ઇસમે તેરા હોવે કામ.
જાકે પકડ તું મુરશદ કામીલ, હક તઆલા તુજે હોવે હાસલ.
નાસૂતમે આપ ફનાકર, મન જબ તેરા આવે ઠર.
મનકા ખીલા ઠેરાના, સોહી મુકામ નાસુત જાના

**અર્થ**—આ ચાર મુકામો સહી કરવાથી કામ થશે, અને તે સહી કરવા પુરા સદગુરૂની જરૂર છે

પહેલા નાસૂત મુકામમા ફના થવાથી મન સ્થીર થાય છે ચિતને એક ઠેકાણે રોકવામા ફતેહ મળી કે આ મુકામે પોહોચેલા કહેવાય

ઈસ્ક ઈલાહી આવે જો, મુકામ મલકૂત કહે સો.
હાલ મસ્તી હોવે જાગરૂત, સોહી મુકામ હેઆ મલકૂત.

**અર્થ**—જ્યારે ખુદાઇ પ્યાર દીલમા છુટે, એટલે કે ખુદાનુ નામ સાભળતા રૂવા ઉભા થાય ત્યારે મલકૂતનુ મુકામ સહી થયુ સમજવુ

રૂહાં સારી નજરૂં આવે, સોહી મુકામ જબરૂત કહેલાવે.

**અર્થ**—જ્યારે હવામા બીજી રૂહો-આત્માઓ નજરે પડે ત્યારે જબરૂતનુ મુકામ પસાર થયલુ કહેવાય

જહાં હે નુર દીદાર જલ, ઉસમેંહી જા હોના વાસલ.
તજલ્લીયાત હકમેં એક હો જાયે, સોહી મુકામ લાહુત કહેલાય.
તજલ્લીયાત સો રહે બીચ ધામ, લાહુત મુકામ ઉસકા નામ.
મુકામ ચારૂંકો સુન ચીત ધર, શાહ કાયમદીન આશક કહે ખોલ કર.

**સાર**—જ્યા ખુદાનું નુર ઝળકે છે ત્યા જઇ તેની સાથે મળવુ, તે મુકામ લાહૂતનુ કહેવાય છે.



# ચારે મુકામો સીદ્ધ કરવાનો રસ્તો.

## ૧૩—૧

નુકતએ અવ્વલ, ફના કરદને ખુદરા અઝ નાસૂત વ મુકાશફએ દિલ.

**માઅનીઃ**—પોતાને નાસુતના મુકામમાથી ફના કરવુ અને દીલને સાફ કરવુ

અવ્વલ મુકામ હે નાસૂતકા, દરૂંના અપના કરો સફા.
પાચ પચીસકો કરો કતલ ફના દરીયામે કરો ગુસલ
શુડ મુલસેં ખુદીકો ખો, બે ખુદ હો હક તરફ રજુ હો.
નફસાનીયત કો ડાલો માર, મન પવનકો લા તુ ઠાર.

**અર્થ**—પહેલુ મુકામ નાસૂતનુ છે તે સારૂ હૃદય સાફ કરવુ જોઇયે. પાચ પચીસ જે અદરના ચોરો છે, જેવા કે મગરૂરી, હસદ, કીનો, આપ મતલબીપણુ હુ પણુ, કામ, ક્રોધ વગેરેને કતલ કરવા જોઇયે અને નેસ્તી-ફનાના દરીયામા ન્હાવુ જોઇએ, ખુદી એટલે "હુ પણુ" ને જડ મુળથી કાઢી નાખવુ જોઇયે અને હક-ખુદા-તરફ મનને રજુ રાખવુ જોઇએ નફસાનીયત એટલે પાચો ઇદ્રીઓને વશ કરવી, અને મન જે

એક ચીજ મુકી બીજી તરફ, બીજી મુકી ત્રીજી તરફ, એવી તરેહ દોડયા કરે છે તેને એક ઠેકાણે લાવવુ

**વ્હેમ ગેર તુ દુર કર હકકી તરફ રજુ પકડ**
**જાહેર અમલ સબ ઉઠાદે, દીલ અરશકો પોંહોચા દે.**

**અર્થ**—ખુદા સીવાય બીજો કોઇ ખુદા છે એવો વ્હેમ દુર કરી જે નિરંજન નિરાકાર છે તેના તરફ મન ધર જાહેર અમલ જેવા કે જપ, તપ, પુજા પાત્રી, વગેરે છોડી, અર્શ એટલે કે નિરંજન નિરાકારનેજ પોહોચવુ છે એવો ખ્યાલ મનમા મજબુતાઇથી પકડ આ મુકામે પહોચેલાને એજ કરવાનુ છે

**જા પકડ તુ મુરશીદ કામીલ, હકતઆલા તુજે હોવે હાસીલ.**
**રાહ મુશાહેદાકી બતલાવે, તોહીદ સારી કહે સમજાવે**
**સુને સુનાઇકા મુશાહેદા કરે, ઉસસે ના કુચ કામ સરે.**
**મુરશીદ મેહર કરે અઝ દીલ, નીયામત તબ હોવે હાસીલ.**

**અર્થ**—કામીન સતગુરૂ પકડ અને તે જે રસ્તો દેખાડે તે મુજબ મુશાહેદા કર, એટલે સુરતની દોર લગાડ અગર તુ બીજાઓની વાત સાભળી, અથવા ચોપડીઓ વાચી તે મુજબ મુશાહેદા કરશે તો તેમા કાઇ ઝાઝુ વળવાનુ નથી કારણ કે જ્યા સુધી મુરશદ-સદગુરૂ મેહર કરે નહી ત્યા સુધી ન્યામત અથવા વસ્તુ મળી શકતી નથી

**મુરશીદ બતાવે સુ એક ધ્યાન ધર, દુર કર તુ સબ કરરો ફર.***
**બીના ખુદી કરે મુશાહેદા, દીદારકા તુજે હોવ ફાયદા**

**અર્થ**—જેવી તરેહ મુરશીદ બતાવે તેવી રીતે ધ્યાન ધર અને તારૂ પોતાનુ "હુ પણુ" અથવા મોટાઇના કે અકકલના ખ્યાલો હોય તે દુર કર જો એમ કરશે તો તને દીદાર હાસલ થશે

**હેગે તુજમે પાચ રતન, ઉસકો તુ કર રાખ જતન**
**અવ્વલ દરૂ આપસકા સફા કરે, પીછુ હક તરફ રજુ રહે.**
**કામ ક્રોધ, ફીસાદ મેટાવે, પીછુ મુરશીદકી પાસે આવે.**
**આજીજીસે તુ ખીદમત કર, સીસ 'મુરશીદકે પાઉ" પર ધર.**
**જો ફરમાવે સો અમલા કર, ડહાપણુ અપના લૈ દુર ધર.**

---

*કેટલીક નકલોમા છે, "દુર કરતુ સબ ખોફ ઓ ખતર"

**અર્થ**.—જે તારામા પાચ રતન છે તેની જતન કર, એટલે પાચે ઇદ્રીઓને પાક રાખ પછી હદય સાફ કરી, હકની તરફ રાખી, મનમાંથી કામ, ક્રોધ, ખુદી વગેરે દુર્ગુણો દુર કરી, સતગુરૂની પાસે આવ. નમ્રતાથી તેમની સેવા કરી, જેમ તેઓ ફરમાવે તેવી રીતે કબુલ કરી ખુદા ઉપર સુરત લગાડ, તારૂ પોતાનુ ડહાપણુ એમા કામ નહી લગાડતો

**મુરશીદ રાહ બતાવે જયુ, ઇસ તરેહ મુશાહેદા કર તું**
**ચદ્રપર જયુ ધ્યાન ચકોર, ઈસ તરેહ તુ સુરતા જોડ**
**સુરત વહાસે ટુટને ન પાવે, ખુદી મુરદાલ દીલમે ન આવે**
**એસી સુરતા જબ તુ લગાવે, તબ આપકો તું ભુલ જાવે.**

**અર્થ**—જેવી તરેહ ચકોર નામનુ પક્ષી એકી ટગરે ચદ્ર તરફ જોયા કરે છે તેવીજ તરેહ મુરશીદ બતાવે તેમ ખુદાથી તુ સુરતની દોરી લગાડ જો જરાબી ખુદીનો અશ તે વખત આવશે તો સુરતની દોરી તુટી જશે જ્યારે તુટયા વગર સુરતની દોર લાગી રહેશે તે વખતે તુ પોતાને ભુલી જશે

**ફના ફિશેખ કા મુશાહેદા કર, નફસાનીયેત તુજસે જાવે ગુઝર.**
**નાસૂતમે જબ ફના હોગા, તબ કુચ આગે નફા પાયગા.**
**મુશાહેદા કેતીક વજેસે' હે, ઉસકી ખબર કોઇ મુરશીદ કહે.**
**બીના મુરશીદ મુશાહેદા કરે, ઇસસે ના કુચ કામ સરે**
**મકસદ સબકા એકી હે, પણ હર બુજુર્ગકી વજેહ જુદી હય**
**સબમે' ચીશ્તીયુકી વજેહે સ્હેલ, સીતાબી હક હોવે હાસીલ**
**કાયમદીન ચીશ્તી કહે અય બેરાદર, નાસૂત મુકામમે આપ**
**ફના કર**

**અર્થ**—તુ પોતે તારા ગુરૂમા ફના થયલો છે એવી કલ્પના કરી સુરત જોડવાથી, નફસાનીયત તારામાથી નીકળી જશે જયારે પહેલા નાસૂતના મુકામમા ફના થશે ત્યારે કાઇ આગળ નફો થશે હવે, મુશાહેદા કરવાના (સુરત જોડવાના) કેટલાક રસ્તા છે તે સતગુરૂ બતાવી શકે છે સતગુરૂ વગર જો સુરત જોડે તો તેમાથી કાઇ ફાયદો થતો નથી બધા રસ્તાનો મકસદ એક છે, પણ દરેક મહાત્માનો જુદો જુદો રસ્તો છે, અને બધામા

રિયશની તરીકાનો રસ્તો સ્હેલો છે, જેનાથી જલદી ખુદાના દીદાર થઇ શકે છે શાહ કાયમદીન કહે છે કે ઓ ભાઇ, પહેલા નાસુત મુકામમા તુ પોતાને ફના કર



**મુકામ દુવ્વમ મલકૂત; ઇશ્કે ઇલાહી પયદા કરદન વ**
**હાલે મસ્તી આમદન ખબરે તન શ બેખુદ કરદન.**

**અર્થ**—બીજુ મુકામ મલકૂત, એમા ખુદા ઉપર ઇશ્ક પેદા કરવો અને તે ઇશ્કમા મસ્ત થઇ, પોતાની હાલતની ખબર રહે નહી તે હાલત પેદા કરવી

**મલકૂત મુકામકે ઇસરાર આવે જબ, ઇશ્કે ઇલાહી પેદા હોવે તબ.**
**વ્હેમ ગેર સબ દુર ભાગે, ઇશ્ક અલ્લાહી સે લાગે.**
**કારી કેફસે આવે જોર, મુસ્તકીમ હોવે સુરતકી દોર**
**હીરસ, હવા દીલ્જત ઉઠ જાય, હક બીના કુચ ઓર ન ભાયે.**
**દીલકા આઇના હોવે સફા, યુ યુ આગે પાવે નફા**
**મન જબ તેરા ઠેર આવે, યેહી ખાસીયેત મલકૂત કહેલાવે.**

**અર્થ**—જ્યારે ખુદાનો ઇશ્ક પેદા થાય છે, ત્યારેજ મલકૂત મુકામનો ભેદ માલમ પડે છે ખુદા એકજ છે, એ વિચાર મકકમપણુ મનમા બેસે છે અને ખુદાથી ઇશ્ક લાગે છે મનમા ઘણીજ જોરાવર કેફ-ખુમારી-આવે છે અને સુરતની દોર બરાબર લાગે છે દુનીયાના વૈભવ ઉપરથી દીલ ઉઠી જાય છે અને ખુદા શીવાય કોઇ ચીજ પર ભાવ રહેતો નથી જેમ જેમ દીલની આરસી સફા થાય છે તેમ તેમ આગળ નફો થાય છે મન પણ એક થાય છે, અને એ ખાસીયત જયારે આવે ત્યારે મલકૂતની મઝીલે પોહોચલા કહેવાય

**ઘટસે તેરે મીટે કડવાસ, રોમ રોમ ઉસકી આયે મીઠાસ**
**મલકુત કેફ બહોત જોરાવર, દુસરી કેફ નહી ઇસ બરાબર**
**રેન દિન અલમસ્ત રાખે, ભુડા ભલેકા દુખ ન લાગે,**
**આચાર બીચાર મનમેં ન લાવે, આઠું પહેર લહેરાં ખાવે.**

ગેરસે' મોહરા ફીર જાવે, હકકી તરફ્ ચું રજુ આવે.
વહેમ વીસવાસ મનમે' ન લાવે. હરખ, શોક દીલમા ન આવે.
હૂજત, ઝઘડા સબહી જાવે, ધીર ગ'ભીરકી ખસલત આવે.

અર્થ—જ્યારે ઘટમાથી કડવાસ મટી જાય છે અને દરેક રોમમા એટલે શરીરના રૂવામા મીઠાશ ઉતપન્ન થાય છે, એ વખતે એટલી કેફ એટલે ઇશ્કનુ જોર આવે છે કે એ બરાબર બીજી કોઇ કેફ હોતી નથી રાત, દીન માણસ મસ્તી એટલે ખુદાની મોહબતની હાલતમા ચકચુર રહે છે આ હાલતના માણસને કોઇ ભુડુ કે ભલુ કહે પણ તેથી તેને દુ ખ કે સુખ લાગતુ નથી બીજી તમામ ચીજો ઉપરથી મન ઉઠી જઇ ખુદાપર લાગે છે વ્હેમ, વસવસો, હરખ, શોક, હુજ્જત કે ઝઘડો કાઇ આવા માણસમા હોતુ નથી પણ ગભીરતાની ખસલત આવે છે

મલકૂત મુકામકી ખાસીયત પીછાન, કેફ જોરસે આવે માન.
મુકામ મલકૂતકી કેફ જો આય, સોહી સુરતકો અર્શ પહોચાય
લેહેર જો એસી જોરાવર આવે, તન કપડેકી સુધ ભુલ જાવે.
બીના આયે ઇસરાર મલકુત, ન પાવે સો તુ લાહુત •

અર્થ—મલકુત મુકામની ખાસીયત એ છે જે તેમા જોરથી કેફ આવે છે, અને એ કેફ પડવાથીજ સુરત અશ સાથે જોડાય છે એ કેફ એટલી જોરાવર હોય છે કે તન પગ કપડા છે કે નહી તેની પણ શુધ્ધી રહેતી નથી આ મલકૂતની મઝાલનો ભેદ જાણ્યા વગર લાહુતની મઝીલે પોહોચાતુ નથી

સુઇ કે નાકે જેસી રાહ જીણી, જહા ન સચરે પવન ઓર પાણી.
મલકૂત કેફકે ઘોડે બગર, ના ચડા જાવે અરસ ગઢપર
સારા જહાન હય ઇસ પારકા, નહી કોઇ હય ઉસ પારકા.
જો મલકૂત ઘોડે હુવા અસવાર, સોઇ આરીક પહોચા પહેલે પાર.
પહોચનેકા વખત હમા ચેહી, ઇસ બીન દુજા કોઈ નહી
જીને ન્યામત પાઈ હે જો, પાસ અરસ હો બેઠા સો.
આશક ખુદા કા ખુદા નહી, વ લેકીન ખુદાસે જુદા બી નહી

અર્થ—સોયના નાકા જેવી એ બારીક રાહ છે, જયા પાણી કે પવન જેવી ચીજ પણ જઇ શકતી નથી એ રાહપર મલકૂતની કેફના

ઘોડા વગર ચઢાતુ નથી એજ ઘોડાપર જે ચઢી શકે તે અર્શના કીલાપર જઇ શકે સારી જહાનના લોક આ પારના છે જે મારફતના ઘોડા ઉપર ચઢે તેજ પેલી પારના છે અને તે લોકોજ પેલી પાર પોહોચી શકે છે. અને પોહોચવાનો વખતજ આ દુનીયામા એટલે આ મનુષ્ય • દેહમાંજ છે. જે આ ન્યામત મેળવી શકયો તે અર્શને પોહોચ્યો, કારણ કે ખુદાના આશકનો કોઇ તે વખતે ખુદા રહેતો નથી તે ખુદામાજ ભળી જાય છે •

દરેક ધર્મના શાસ્ત્રમા ખુદા મેળવવાના રાહને મોયના નાકા જેવો ગણવામા આવ્યો છે હીદુ શાસ્ત્રમા બારીક અને તેજ જણાવવામાં આવ્યો છે કે જેની ઉપર ચાલવુ બહુજ મુશકેલ કામ છે.

**મુસલમાન બ્હોત ઝોહોદ કમાવે, સો ઝનાને બ્હેશતકો પાવે.**<br>
**બહેશ્ત ઝનાનેકો હાથ આવે, પણ હકતઆલાકું ન પાવે.**<br>
**બહોત તો યકબાર નુરકા ઝમકાર, બ્હેશતીઓકું દેખાયગા કીરતાર.**<br>
**પણ પાસા હકકા હાથ ન આવ, હઝુર અરશકા બાસ ન પાવે.**

• **અર્થ**—મુસલમાન બહુ પરહેજગારી રાખીને ચાલે તો સ્ત્રીઓની માફક બહેસ્ત મળે જે સ્ત્રીઓ જેવા એટલે બાયલા પુરૂષો છે તે આ પ્રમાણે કરી બહેસ્ત મેળવી શકે છે, પણ ખુદાના દીદાર તેઓને થઇ શકતા નથી બહુ તો એક વાર એમને ખુદા પોતાના નુરનો ચમકાર દેખાડે પણ ખુદાની પાસે તેઓ જઇ શકતા નથી કે તેમને અરશનો વાસ પણ આવે તેટલા તેઓ નજદીક પહોચી શકતા નથી.

**સરખાવો**—હદીસનુ વાકય, તાલેબુદ દુનીયા મુખન્નસુન, તાલેબુલ ઉકબા મોઅન્નસુન, વ તાલેબુલ મૌલા મુઝકકરૂન અર્થ, જે લોક દુનીયાની તલબ કરે છે તે હીજડા છે જે લોક બ્હેશતની તલબ કરે છે તે ઓરત છે, જે ખુદાની તલબ કરે છે તેજ મરદ બચ્ચાઓ છે

"રાબેઆ" નામના એક મહાન સૂફી સ્ત્રી બસરામા થઇ ગયા છે તેમની પાસે કેટલાક માણસો એકવાર ગયા અને તેમની સલાહ પુછવા બેઠા રાબેઆએ તેમને પુછ્યુ કે "તમે ખુદાની ઇબાદત શા વાસ્તે કરો છો?" એકે જવાબ દીધો કે દોઝખના આઝાબથી બચવા, બીજાએ જવાબ દીધો કે બ્હેસ્તનું સુખ મેળવવા તે ઉપરથી તે બાઇએ જવાબ દીધો "બાયલાઓ હોય તેજ સજાની બ્હીકથી અથવા બદલો મેળવવાના હેતુથી ઇબાદત કરે

છે. શુ બ્હેસ્ત અને દોજખ નહી હોય તો ખુદાની બદગી ના કરો ? ખુદાની ફ્કત તેની મોહોબ્બત સારૂ બદગી કરવી જોઇયે ”

**મલકુત મુકામમે જો કોઇ જાય, સો કુછ આગે રૂતબા પાય.**
**મલકૂત મુકામ મેં જો જા મીલે, ઉસકો આગે ઇરફાન ખુલે.**
**કાયમદ્દીન ચીશ્તી કહે અય બીરાદર મલકૂત મુકામકો સહી કર.**

**અર્થ**—જે કોઇ મલકૂત મુકામે પોહોચે છે તેજ કાઇ આગળ વધી શકે છે અને તેને જ્ઞાન હાસલ થાય છે વાસ્તે શાહ કાયમ દીન કહે છે કે ભાઈ, આ મુકામ સીખ્ય કર

**૧૩—૩**

**મુકામે સીવ્વુમ, જબરૂતઃ કશ્ફે તસવ્વુર શુદને રૂહાન, જબરૂતનું મુકામ, જયાં રૂહો નજરે પડે છે.**

**જબરૂત મુકામકો પોહોચે જબ, રૂહા નજરૂં પડે સો તબ .**
**સાત જમીન ઓર સાત આસમાન, તસવ્વુર સુરત સે હોવે અયાન.**
**પરાયે દીલકી કહે ખબર, કુદરત સારી આવે નજર**
**આઇના દીલકા રોશન હોવે, કુદરત સારી પરગટ જોવે.**
**કહી ભાતકે તમાશે દેખાવે, રૂહા સારી નજરૂ આવે.**

**અર્થ**—જયારે જબ્બરત મુકામને પોહોચે ત્યારે રૂહો નજરે પડ છે તસવ્વુર કરવાથી સાતે જમીન ને સાતે આસમાનો નજર આવે છે પારકાના દીલની વાત માલમ પડે છે સારી કુદરત નજરે પડે છે દીલની આરસી સાફ હોય છે એટલે જાત જાતના તમાશા દેખાય છે

**જબરૂત મુકામ સીધકા હે, સીધાત ઉસસે આગે હે**
**સાતુ જમીન આસમાન કી સુઝ પડે સહી, જબરૂત મુકામ મેં કુચ દીદાર નહી.**
**કમાલીયત પુરી નહી ઇસ માહી, યેહ દીદાર કા મેદાન નાહી**

**અર્થ**—જબ્બરત મુકામ સીધ્ધોનુ છે એટલેકે એ મુકામે જે પુરૂષો પોહોચે છે તેમા સીધ્ધી શકતી આવે છે તે લોકોને જમીન, આસમાન

વગેરે દેખાય છે પણ ખુદાના દીદાર થતા નથી. એ મઝીલે પુરી કમાલીયત આવતી નથી

**દીદારકા જો તમાશા ચાહે, જબરૂત મુકામ મે અટક ન જાએ.**
**જબરૂત મુકામ મે અટક જો જાવે, સોહી દીદારકા નપૂાનપાવે.**
**યહાસે જો રહા અટક, ઉસે કહેતે હે ગે સીધ.**
**ઈસે કહેતે બેહદ હે મુકામ, ઉસ્સે આગે અનહદ ધામ.**

**અર્થ**—જો ખુદાના દીદાર જોવા હોય તો જબરૂત મુકામમા અટકી નહી જવુ. અહીંયા જે અટકી રહે છે તે લોકોને સીધ કહે છે અને એ મઝીલને હીદીમા બેહદ કહે છે પણ અહીંયાથી જે આગળ મઝીલ છે જેને હીંદીમા અનહદ કહે છે તે મઝીલ આગળ છે, તેને અરબીમા લાહૂત કહે છે એ મઝીલે પોહાચ તોજ કમાલીયતે પોહોચેલો કહેવાય છે.

**એ મુકામ દેખના દુઈકા કુચ હે, સીધાત, કમાલીયત, અનહદ**
**ઓર હે**

**અર્થ**—આ મુકામ જોવામા દુઈ (દ્વૈત) રહેલ છે પણ સીધ્ધાત, કમાલીયત અને અનહદ એ બીજો જ મુકામ છે

**એ ઘર બદેકા હે જાન, રહેમાન હોના કુચ ઓર પીછાન.**
**કમાલીયત સીધ પાયા નહી, તેહકીક વો નહી પાયા સાઈ**
**કુદરત તમાશા દેખ વાહી અટકા, ચોથે મુકામ તક નહી**
**પોહોંચ શકા.**

**અર્થ**—એ જબરૂતનુ ઘર બદાનુ છે એટલે કે આ મઝીલ ઉપર પણ "અબ્દ" (બદો) અને "માઅબુદ" (પેદાનો કરનાર) જુદા જુદા દેખવામા આવે છે અદ્વૈત આ મઝીલ ઉપર દેખાતી નથી એટલે કે નિરંજન નિરાકાર રૂપે ખુદાનો મેળાપ થતો નથી કુદરતનો તમાશો જોઇને અહીજ સીધ્ધ પુરૂષ અટકી રહે છે ચોથા મુકામ ઉપર પોહોચતો નથી તેનુ કારણુ નીચે લખવામા આવ્યુ છે

**અટક રહેનેકી બાત યેહી જાન, સુખુન આશકકા સચ કરમાન.**
**અઝમત, કરામત જગમા ચલાયે, હરેક કીસી પર જઝબા ખાય.**
**જો કોઇ બાવ કહે ઉસે દબાય, તુરત ઉસ પર જઝબા ખાય.**
**જબરૂત મુકામ મે અટકા હુવા સિધ્ધ, બંદાહી વોહી હય, રહા**
**બે હદ બીચ.**

**અર્થ**—અટકી રહેવાની વાત એ કહુ છુ તે તુ ખરેખરી સમજજે. સીધ્ધ લોકો જગમા અઝમત, કરામતો કરવામા રોકાય છે, તેથી એ લોકો આગળ વધી શકતા નથી કોઇ પણ આવે તેની ઉપર દોર દમામ ચલાવે અથવા ગુસ્સે થાય, તેથી તે લોક બેહદના મેદાનમાજ હજુ "બદા"જ તરીકે રહેલાં છે

• માણુસ યોગાભ્યાસમા જેમ આગળ વધે છે તેમ તેનામા ઘણી શકતી આવે છે, જેવી કે હજારો માઇલ છેટે શુ બને છે તે જોવાની, ભવિષ્યમા શું બનશે તે જાણુવાની, પોતાની દેહને સેકડો વરસ સુધી ટકાવી રાખવાની પણુ તેનો અમલ કરવાથી માણુસ તેમાજ મસ્ત થઇ રહે છે અને આગળ વધી ખુદા સાથે વસ્લ કરવાની કાળજી રાખતો નથી

સરખાવો આ સાથે શ્રી ગમ કૃષ્ણે પરમહસનુ ચેલાઓને શીક્ષણુ—

He had attained to great Yoga powers, but he never cared to display these marvellous powers to anybody He told his disciples, that all these powers would come to a man as he advanced, but he warned them never to take any heed of the opinions of men. They had not to please men, but to try to attain the highest perfection, that is unity with Brahma The power of working miracles was rather a hindrance in the way to perfection inasmuch as it diverted the attention of man from his highest goal (*Ramakrishna, His Life and Sayings by Max Muller*)

ઉપલા ફકરાનો સાર એ છે કે શ્રી રામ કૃષ્ણુમા યોગની ઘણી ભારે શકતીઓ હતી પણુ તેઓ તે કોઇને દેખાડતા હતા નહી અને પોતાના શિષ્યોને કહેતા કે જેમ જેમ તમે આગળ વધશો તેમ તેમ તમારામા શકિત આવશે પણુ આ શકિતઓનો ઉપયોગ કરવાથી કે કરામતો દેખાડવાથી તમારા અભ્યાસમા ખલલ પડશે તમારે તમારી નેમ ખુદા સાથે મેળાપ કરવાની રાખવી જોઇએ

**ત્રીજા મુકામ દુઇકા હે જાન, ચોથા મુકામ અનહદ રહેમાન.**
**જીસ તરેહ નાસૂત મુકામ સે કીયા હો મુશાહેદા, ઉસી ધારણુ**
**સે ચલાજા.**

**ચોથે મુકામ કી ચાહે મઝા, કીસી ચીઝકી કરામત મત ચલા.**
**અગાડી પીછાડી સેં નહી કામ ધર, એક ધુન ચઢ જા અરશ કે ઉપર.**

**અર્થ**—જબ્બરૂત મુકામ "હુઇ" નુ છે અને ચોથુ મુકામ અનહદ છે જયા નિરંજન નિરાકાર અથવા રહેમાન એટલે ખુદાના દર્શન થાય છે તે કરવા સારૂ જેવી તરેહ નાસુત મુકામમા સુરતની દોર ચલાવીને આ મુકામે પહોચ્યો તેવીજ રીને તેજ દોર કાયમ રાખી આગળ વધી. ડગમત વગેરે પર ધ્યાન નહી આપતા અર્શ ઉપર એક ધુને ચઢવાનો વિચાર રાખ

**જબરૂત મુકામ કી મઝા ન ચાખ, હક દીદારમે ઈસ્ક રાખ.**
**જો પીર મુરશીદ કામીલ પાવે, નફ્સાનીયતકી જાલ સેં નીકલ જાવે.**
**જો કભી અધ બીચ રાહ ખુંચ જાવે. વહાં સે કભુ નીકલને ન પાવે**
**જબ લગ ઘહુ કચ્ચે હોવે, તબ લગ જો પકાવે સો પકે.**
**ઘહુ કી એક ચીજ પક ચુક જાય, ઉસકા દુજા પકવાન ન થાય.**
**સેજ દોર પર સુરત રખ તુ, આપા ભુલ, કર હાસીલ હક કુ.**
**અવ્વલ નાસુત મુકામ મેં આપ ફના કર, આપ ઔરકી ખબર જાવે બીસર.**
**નાસુત મેં એસા ફના હો ગોથા માર, મલકુત મુકામ મેહી જાએ સીર કાઢ.**
**રમ્ઝ શાહ કાયમ દીન કી સહી કર,જબરૂત સેં ભી જા તું ગુજર**

**અર્થ**—જો હક દીદારની હોશ હોય તો જબ્બરૂત મુકામમા જે મજાહ મળે છે તે છોડી દે અહીયા જો પુરો સદગુરૂ હોય તો નફ્સાનીયત ની મજાહમાથી તને છોડવીને બાહેર લઇ જાય જો અડધે રસ્તે માહે ખુચી ગયો તો ત્યાથી નીકળી શકશે નહી કેમકે જયા સુધી ઘહુ કાચા છે એટલે તેનુ કાઇ પકવાન કરેલુ નથી ત્યા સુધી તેની કોઇ પણ એક ચીઝ પકાવી શકાય છે પણ એક વખત ઘઉની કોઇ ચીઝ બનાવી દીધી કે પછી તે બનાવેલી ચીઝનુ બીજુ પકવાન થઇ શકતુ નથી. તેથી પોતાને ભુલીને સુરત જોડેલી ને જોડેલી રાખે તો હકને પુગી શકાય પહેલા નાસુત

મુકામમા પોતાને ફના કર, પછી ત્યાથી ગોતુ મારી મલકુત મુકામમા જા ત્યાથી જબ્બરૂતમા પોહોચી તે પણ છોડીને આગળ ચાલ કે હુ જે કહુ છુ. તે ખરૂ છે એવી તારી ખાતરી થાય

૧૩—૪

## મુકામ ચહારૂમ લાહૂત=લીકાયે જલ્લો જલાલ વ ઐન ગૈન યક શુદન-વ કમાલીયત તમામ શુદન.

**અર્થ**—ચોથી મઝીલ લાહૂત જ્યા ખુદાના નુરના દર્શન થાય છે અને " અઇન ' " અને " " ગઇન " એક થાય છે એટલે અજ્ઞાનતાનો પડદો અથવા નુકનો છે તે દુર થાય છે અને માણુસ કમાલીયતને પોહોચે છે

**મુકામ લાહૂત, "હુ" કે મા અની કુછ નહી, "લા" કે માઆની**
**બી કુછ નહી**

**મુકામ લાહૂત હુવા હાસીલ, સોહી પુરા હુવા કામીલ.**
**પડદા ખુદી પણે કા ઉઠ ગયા, જાત અલ્લાહ મે મીલ રહા**
**જાત ઓર ભાત ફીર કીસકો કહેવે, લાહૂત મે દોનું એક હો રહેવે.**

**અર્થ**—લાહૂત શબ્દમા ' હુ " નો અર્થ પણ કાઇ નહી અને લાનો અર્થ પણ કાઇ નહી એટલે આ મુકામે જે જઇ પહોચે છે તેમા કાઇ પણ " અહકાર " હુ પણુ ' (Ego) રહેતુ નથી અને અલ્લાહની જાતમા તે મળી જાય છે પછી ત્યા " બદો " અને " માઅબુદ " એકજ થઇ જાય છે ત્યા જાત ભાત જેવુ કાઇ રહેતુ નથી

**વામેં હેગી જાત રહેમાન, લાહૂત મુકામ લાહદ હેજાન**
**લાહૂત કી માયની દીદાર બીન કુછ નાહી, આપ નિરજન**
**નિરાકાર સાંઇ.**
**નાસુત, મલકૂત, જબરૂત પાર, નુરે લાહદ હે અપાર.**
**ઉસકા નામ સો લાહૂત હય, અનહદ નાદકા નામ સો હાહૂત હય.**
**લાહૂત હાહૂત મીલ એક હય, કહેને માત્ર જુદા હય.**

**નુર દીદારકા નામ હાહૂત હય, નુર દીદાર મેં ઉઠે શોર સો હાહૂત હય.**
**હીંદી લફઝમાં નાદ[1] કહે તે હેં, અરબી, ફારસીમેં ગુલગુલે શોર કહેતે હેં.**

**અર્થ**—લાહૂત મુકામ હદ વીનાનુ અને અહીયા ખુદા તઆલાના દીદાર થાય છે નિરંજન નિરાકાર રૂપે ખુદા આ મઝીલમા દેખાય છે. નીચેની ત્રણ મઝીલો, નાસૂત, મલકૂત અને જબરૂત છે તે હદમા છે પણ લાહૂત મુકામની હદ નથી એ મુકામને લાહૂત પણ કહે છે એ મુકામ ઉપર જે તારાની અથવા નુર ઝળકે છે તે નુરનો વિચાર મન સામે રાખીએ તો એ સ્થાનનુ નામ લાહૂત છે પણ ત્યા જે અવાજ સભળાય છે તે અવાજનો વિચાર રાખીએ તો એ સ્થાનને હાહુત કહે છે આ અવાજને હીદી ભાષામા " નાદ " કહે છે અને અરબીમા ગુલગુલા અથવા શોર કહે છે તેનુ બીજુ નામ " ઝિક્રે સરમદી " પણ છે

**અરબીમેં કહેતે હય હાહૂત, વોહી નુર તુર વોહી લાહૂત વોહી હાહૂત.**
**ધુંધે સે બહોત ઝીના હે, પાની સે બહોત પતલા હે.**
**સીયાહી જયસા રૂપ હે જાન, સોહી જાત એન રહેમાન**

**અર્થ**—અરબીમા એ મુકામને હાહૂત કહે છે એજ મુકામ તે તુર નુર એજ મુકામ તે લાહૂત ધુમાડાથી બારીક છે અને પાણીથી પાતળુ છે રંગ મીયાહી જેવો છે અહીયા ખુદા તાલાની ઝાતનો મેળાપ થાય છે

**બાન મીસાલ સો ગુંજ આયે, સન્નાટા ફીર ઇસમેં સમાયે.**
**જલાલીયત તીખાસ બહોત ઉસમાહી, નજર ભર સામી દેખા જાય નાહી.**
**કચ્ચા પાત્ર એ બસ્તુ પાયે, દેખત ઉસે બેહોંસ હો જાવે.**
**ખલક ઉસકો કહે દીવાના, મગજ ઉસીકા બુઝે ના.**

**અર્થ**—જેવી રીતે તાર અથવા બાણ ચકકર ખાતુ આવે છે અને તેની અદર સનનન થતો અવાજ થાય છે તેવીજ હાલત આ મઝીલના દેખાવની છે ત્યા નુરનો ઝળકાટ પણ એટલો ભારી છે કે એક નજર ભરી

---

[1] નાદનો અર્થ " ઝિક્રે સરમદી " થાય છે

ત્યાં જોવાતું પણ નથી અગર એક માણુસ એ સ્થાનના દેખાવનો ઝળકાટ જોવા તાકાતમંદ નહી હોય અને તેની નજર એ ઉપર પડે તો તે બેહોશ થઇ જાય છે દુનીયા તેને દીવાનો ગણે છે અને તેની ખરી હાલત શું છે તેને સમજી શકતી નથી

**ખલક આપ અંધી દીવાની હય, દેખતે સાજે કો દીવાના કહે.**
**દીવાને દો ભાતકે હે, એક ગફલત મસ્ત હે, એક દીદાર મસ્ત હે.**
**દીદાર મસ્ત હક તરફ સાજા હે, ગેરસે ઉને મોહો ફેરા હે**
**ગફલત મસ્ત હક તરફ બી દીવાના હે, દુનીયાકી તરફ ભી દીવાના હે**
**ઉસને હક કા બી મઝા પાયા નહી, દુનીયાકા બી મઝા પાયા નહી.**
**દીદાર દીવાને કું કોઈ ન જાને. કોઈ આશક હક કા પીછાને.**

**અર્થ**—ખલક પોતે આંધળી દીવાની છે, જે આવા માણુસને દીવાના કહે છે દીવાના બે તરેહના છે, એક ખુદા તરફ દીવાના હોય છે બીજા, ગફલતીથી ખુદા તરફ તેમજ દુનીયા તરફ બન્ને તરફ દીવાના હોય છે જે ફક્ત ખુદાના દીવાના હોય છે તે લોક દુનીયા તરફથી મોઢું ફેરવી નાખે છે, પણ જે લોક બન્ને, દુનીયા અને ખુદા તરફ દીવાના હોય છે તે લોકને ખુદાની બી મઝા મળતી નથી અને દુનીયાની બી મજાહ મળતી નથી જે દીવાનાને ખુદાનો દીદાર થઇ ચુકયો છે તેને ફકત કોઇ ખુદાનો આશકજ ઓળખી શકે છે

**હજમ હુવા જીસે યે નુર બાજા, સોઈ સાલીક રહા સાજા.**
**વો બાહેર ભીતર હે હુશીયાર, જીધર દેખે ઉધર નુર દીદાર**
**બદીએત કા આપા પણા ઉઠ ગયા, રહેમાનીયત કા આપા**
**પણા હો રહા.**
**આપસકો બી એંન દેખે નુર, જીધર દેખે ઉધર એક જહુર.**
**જીસકો એસી હકકી હોવે પીછાન, સો પુરા કમાલીયતકો**
**પોહોચા જાન.**
**જબ મહેર કરે મુરશીદ કામીલ, તબ યે મરાતબ તુજે હોવે હાસીલ.**
**શાહ કાયમદીન ચીશ્તી કહે અય યાર, ફના હો આપસ આવ ઉસ પાર.**

**અર્થ**—લાહૂત મુકામ ઉપર જે અવાજ અને શોર ઉઠે છે તે જે સાંભળી અને જેરવી શકે છે તે પુરો જ્ઞાની-સાલીક-થયો એમ કહેવાય છે.

કારણકે તે અંદરથી તેમજ બાહેરથી બન્ને રીતે હુશીયાર એટલે પોતે હોશને કાબુમાં રાખી શકે છે તે જ્યા જુવે ત્યા તેને દીદારનુ નુર દેખાય છે અહી બદાનુ "બદીયત પણુ" ઉડી ગયુ અને ફકત રહેમાનીયત પણુ રહયુ પોતાને પણ તે વખતે ખુદાનુ નુર છે એમ ખુલ્લુ દેખાય છે તેમજ જ્યાંથી જુવે ત્યા ખુદાનીજ હસ્તી તેને દેખાય છે જ્યારે આવી હાલતે કોઇ માણસ પહોચે છે ત્યારેજ તે પુરી કમાલીયતે પહોચેલો કહેવાય છે અને ગુરની મહેર થાય ત્યારેજ આ મરતબો ચેલાને મલે છે વાસ્તે શાહ કાયમદીન કહે છે કે ઓ દોસ્ત, ખુદને ફના કરી પેલે પાર આવી જા



**અસનાદ કબતાં, [1] વાસીલ શુદન અઝ હક તઆલા**
**(ખોદાથી જોડાણ થવુ )**

કીતાબુ મેં કહા હે જાન,
ઇસ તરેહ હક તઆલા કો પીછાન.
જા પકડ તુ મુરશીદ કામીલ,
હક તઆલા તુજે હોવે હાસીલ
મુરશીદ બતાવે યુ મુશાહેદા [2] કર,
દીદાર જયોત તુજે આવે નજર.
મગજ બુજ કબતું કા આપસ ભુલ,
સો વાસીલ [3] હો બીચ હક રસુલ.
સુન કબતું કો તુજે હોવે સુઝ,
શાહ કાયમ દીન કહે સહી [4] કર બુજ.



**અસનાદ, કબતાં-અવ્વલ ખુદરા ફના કરદન**
**વ બે ખુદ શુદન.**

---

**અર્થ**—પહેલા પોતાને ફના કરવુ અને હુપણું પોતાનામાથી કાઢી નાખવુ

---

૧ કવીતા, કવિત ૨ ધ્યાન ધરવુ ૩ જોડાઇ જવુ ૪ સાચુ

# તીસ હરફી.

ઘણા કવીઓ એક ભાષાના તમામ મુળાક્ષરો લઈ તે અક્ષરોને ઉદ્દેશી કવિતા લખે છે કેટલાકો વરસના બારે મહીનાના નામ લઈ તે ઉપર તર્ક શકતી લબાવી કવિતાઓ લખે છે દાખલા તરીકે પીતમદાસ નામના ભકતે કકકો કરી એક કવિતા લખી છે જેના પ્હેલા છદો નીચે મુજબ છે -

કેકકા કર સદગુરૂ નો સગ. રૂદે કમળમા લાગે રગ
અંતરમા અજવાળુ થાય, માયા મનથી દુર પળાયે
લીગ વાસના હોયે ભગ, કકકા કર સદગુરૂનો સગ
ખખ્ખા ખરેખરી છે વાત, તે શ્રી મુખે કહી સાક્ષાત.
જ્ઞાની મુની જોગી જતી, ગુરૂ કૃપા વણ સિધ્ધી નથી,
જન્મ મરણની મટશે ઘાત, ખખ્ખા ખરેખરી છે વાત
ગગ્ગા ગુરૂની સેવા કરો, પરની દ્દા પરધન પર હરો.
પ્રપચ તે પડવાનો ઠામ, સાચે રાચે સીતારામ
એ શીખામણ ચિતમા ધરો, ગગ્ગા ગુરુની શેવા કરો

એવી રીતે બધા અક્ષરો ઉપર છે

તેવી રીતે આ અલેફ, બે, પે, અક્ષરો લઇ કાયમુદ્દીન ગાનાએ એ તીસ હરફી લખેલી છે

## નીચે તીસ હરફી કવિતા લખી છે

અલેફ કી માએની એક હો રહે, બુરા ભલા તુ કીસે મત કહે
કહે કીસકો ગેર હો જાય, અતર ભારી ઈસમે આય.
આયે ઇસ બાતમે અતર જાન, કહે કાયમ દીન સહી કર માન.
બે. બાસ હે જયુ દરપુલ, યુ હો નુર અહદ,[1] રસુલ.
રસુલ પયંબર ઉસે હુવે, અહદ અહમદસે નહી જુવે[2]
જો ઇધર નામસે કીયા ઝુહુર[3] કહે કાયમદીન સબ શય[4] નુર
તે, ટાલ આપા તુજ માહી, પીયુ એક સહી ઓર કુચ નાહી.
તો કે ઘરમા જા તુ આપ, અતર ધો કર મન કર સાફ
સાફ કરે તુ મન કો જબ, કહે કાયમદીન પાવે રબ[5]

---

૧ ખુદા ૨ જુદા ૩ જાહેર ૪ ચીજો ૫ ખુદા

સે. સાબીત કર તું પીયુ મન માંહાં. દુજી જાગે ઢુંડે કહાં.
કહાં ઢુંડે, ઘટમાં બુજ, એક હો રહે તો આવે સુજ.
સુજ આવે ઓર પીયુજી મિલે કહે કાયમદીન ખુદી ટલે.
જીમ, જીવ કર આપ ઘટ બધ, કરે પીયુ પીયુ સધે સંધ[1]
સધે સંધ જબ હોવે જારી, સોહી સુહાગન[2] શાહ કી પ્યારી.
પ્યારી શાહકી સોઈ હોય, કહે કાયમદીન જો આપા[3] ખોય
હે, હમીદ[4] સુ તુ પ્રેમ બાંધ, પરગટ હોવે ઘટ સુબહાન.[5]
સુબહાન કા સો સબ ઘટ નુર, અંતરસે વો હેગા દુર.
દુર કર સો "તુ" ઓર "તે", કહે કાયમ દીન ખો તુ 'મે".
ખે, ખુદી જો ઘટ મે સે જાવે, એક પલમે તુજે સુરીજન[6] પાવે.
પાવે સો તબ ખુદી કો ટાલ, લહે લાયે પ્રેમકી જલ જાય સાલ.
શાલ જલે તબ પરગટ હોવે, કહે કાયમદીન દીદાર જોવે.
દાલ, ડહાપણુ તેરા સબ છોડ, ડાહયા હો મત, રખ કર તોર[7].
તોર રખના નહીં કુચ ખુબ, ગુમાન મત લા તુ દેખત રૂપ.
રૂપ દેખ આપકા બડા મત હો, કહે કાયમદીન ડહાપણુ ખો.
ઝાલ, જીકર મુરતકી ચીત ધર, નમાજ હજુરી હરદમ પઢ.
પઢને મેં મુખ કે કુચ ન હોએ, મન પઢે જબ સાચા મોહે[8].
મોહે ઈસી પર જો હોવે હજુર, કહે કાયમદીન મીલ હર નુર.
રે, રાજી રખ હક તઆલા કુ, છોડ સો " તું " સબ મેં
ઓર ' હુ '
'હુ' તુજમેં સે જબ તું ખોય, તો તુજ પર પીયુજી ખુશ હોય.
હોય તુજ પર શાહકી મેહેર, કહે કાયમદીન ખોતું ઝહેર.
ઝે, જોહોદ કરને કા સુનો ઝહુર, જેસા ભાડા પાવે મજુર.[9]

---

૧ બદનનો સાંધે સાંધો ૨ સોહવાસણુ ૩ પોતા પણુ. ૪ ખુદા
૫ ખુદા ૬ ખુદા ૭ દમામ ૮ મન પઢે ત્યારે ખુદા બહુ રાજી થાય.
૯ મોહે બડબડીને બંદગી કરવી એક મજુર મજુરી સારૂ વઈત-
કરે તેમ છે એવા મજુરીથી પેટ ભરાતુ નથી ફકત ખુદાના પ્રેમ-
થીજ પેટ ભરાય છે પેટ ભરીને પ્રેમ રસ પીધાથી ડર પણુ ભાગી જાય
છે કહે છે કે જીવતા મરી જાવ મુતુ કબ્લ અંત મુતુ થઈ જાઓ.

મજુરી કેતેક દીન તક ખાવે,પ્રેમ પીયું સેં પેટ ભરાવે.
ભર પી પ્રેમ, તો જાયે ડર, કહે કાયમદીન જીવત મર

સીન, સાંઈ* મીલન કા હરફ સો એક, કાયકુ પહેને ભગવા ભેખ
ભેખ ભગવા પણ મન હે કાલા, રંગો દીલકુ, હોવ ઉજાલા
ઉજાલા ઉસ ઘટ હે મન સાફ, કહે કાયમદીન, ખો તું આપ.
શીન, શકર દુધમેં મીલ જાય દેખ, યું હો રહે તુ એકાએક
એકાએકી હોવે જબ, તબ તુજે પરગટે રબ
રબ પરગટ સો જીસ ઘટ હય, કહે કાયમદીન [1]યારે શાહ કે હય
સ્વાદ, સાહેબ કો મીલ હો રહે એન, હગી પુતલી જયું દર નેન[1]

નયન મીસાલ જો પીયુ સમજ, કાઢ ઉસમેં સે સબ રજ તજ
ખુદિ, ખો મીલ દર જલ,[2] કહે કાયમદીન પ્રેમકી કલ[3]
ઝુવાદ, ઝમીર દીલ તબ રોશન હોય, હસદ બુગઝ[4] સબ તુ ખોય
ખો બડાઇ, ઔર ચલ તુ નમ સુરીજન સાથે બાધ પરમ
પ્રેમ કા બાધા સાજન આએ, કહે કાયમદીન પ્રેમ પીલાયે.
તોએ, તમા,[5] ખુશામત કીસીકી મતકર, હેગી ઉસે તેરી ફીકર
ફીકર ઉસ કો હેગી જાન, રોજી દેવે તુજે રહેમાન
રહેમાન કી તુમ રાખો આશા, કહે કાયમદીન હો રહો દાસ
ઝોઅ, જુલમ કીસ પર ન કીજે, ઇજા કીસીકો મત દીજે.
દેવે ઇજા સો કીસે અબ, સબ ઘટ હેગા આપે રબ.
રબ બીના નહી કોઇ ખાલી જાગ, કહે કાયમદીન ગરીબી રાખ
ઐન મીસાલ સો હો રહે એન, મત રખ નુકતા હો જાય ગેન
ગેનકી માયની હેગા ગેર, મારો અપને મનકા ઝહેર.
ઝહેર મારો ઔર નુકતા ખો, કહે કાયમદીન એક હો રહો.
ગેન, ગરીબીકા ચોપટ[6] ભાવ, પ્રેમ બાજીકા ખેલો દાવ.

* ખુદા ૧ આંખ ૨ ખુદાનુ નુર ૩ કુચી ૪ કીનો ૫ લોભ
૬ બાજી રમવાનુ પાટીયુ

હાવ પ્રેમકા હે ભારી, જો ખેલે સો શાહકી પ્યારી.
પ્યારી શાહકી વોહી હોવે, કહે કાયમદીન જો આપા ખોવે.

ફે, ફકીર હય તો ચલ તુ નમ, મત કર આપસ "હું"
"ઓર હમ.

'હમહેં" સબકો કહે ફકીર, સદા અધે જયસે બાવન વીર.
બાવન વીર કહેસે આવે ગેર, કહે કાયમદીન ખો મનકા ઝેર.
કાફ, કહાવા[1] તુ આજીજી કા કર. સુરત પીયાલે સે પી ભરભર.
ભરભર પી, ઓર મત કર બડાઇ, પ્રેમ કહાની તુજે સમજાઈ.
સમજ પ્રમ કે હેગે બોલ, કહે કાયમદીન ચાખો ખોલ

કાફ કીલી[2] કલમા હે જાન, એક અલ્લા[3] હે સહી પીછાન
પીછાન ઉસીકો, મત ઓર બુજ, મન મકકે કો હરદમ પુજ
પુજા મનકી સાચી જાન, કહે કાયમદીન ઘટ રહેમાન

લામ, લાલન એ તું રખ ધ્યાન, સહી કર ઉસકો એક પીછાન.
પીછાન ઉસકો જો હે મીતા[4], જીસકો તેરી હેગી ચીંતા.
ચીંતા ઉસે હે મત કર ફીકર, કહે કાયમદીન કરો સબર.

મીમ, મન મકકા હે સહી કર બુજ, હરદમ સો તું ઉસકો પુજ.
પુજ સુરીજન ઘટમેં પાયે, ઓર જગા કયું ઢુંઢન જાયે.
જા તુ મન મદીને આપ, કહે કાયમદીન કર હજ તવાફ.
નુન, ના તું આપસ મરદ હોય, નહી ઓરત કો ઓરત
કર જોય.

જો દેખે સોઇ બુજ પીયુ, કયા માણુસ ઓર કયા હે જીવ
જીવ તેરેમેં આપા[5] હાજર ન જાન, કહે કાયમદીન સોહી પીયુ
પીછાન.

---

૧ કહાવાનુ પીણુ કાવો ૨ કુંચી ૩ ખુદા ૪ મીત્ર
૫ પોતાને-ખુદીને

વાવ, વાએઝ તોહીદ[1] કી યે હે બુજ, સુન ઉસીકો આવે સુજ
સુજ પડે ઓર પીયુજી પીછાને, ભેદ તોહીદ કા સચ કર જાને
જાન, સહી કર પ્રેમકા ઘર, કહે કાયમદીન પીયુ ચીત ધર
હે. હંય સબ વહી વહી, 'ચુન ઓ ચરા'[2] યહા કુચ બી નહી
નહીં હેગા કુચ ઉસકા ગેર.[3] સબ ઘટ સુરીજન રહા બીખર[4]
બીખર રહા સો કહી રૂપ ધર, કહે કાયમદીન પીયુ સહી કર.
લામ, લાલન[5] બતાયા, ખોલ દી લાજ, સરે કીસીકા યું બી કાજ
કાજ સરે ઓર પ્રેમ કો જાને, સુરીજન સાચા સહી પીછાને.
પીછાના જીસને ઔર દીખાયા, કહે કાયમદીન બડા દાન દીયા
હમઝા, એ પરેમ કહાની કહી સો સુન, જો ચાખે સો જાને ગુન
ગુન ઉસીકા પાવે જબ, મેહેર કરે સો મીલતા રબ.
રબ બોલે, રબ બોલાવે, કાયમદીન આજીજ કે સીર લાવે.
યે, યારી અંવલ જોડે રસુલ, બનાયા પાયા પરેમકા મુલ.
મુલ પરેમકા પાયા જદ, નબી મેહરસે જોવે અહદ
અહદ, અહમદ ઘટ પરગટ આએ, કહે કાયમદીન, મીલ ઉનમેં સમાએ



## કબ્તે દુવ્વમ, ઈબાદતે હકીકી, મકશુફે દીલ.

સહી ઇબાદતકો તુ સુન, બુજ ઈસીમે હેગા ગુન.
ગુન ઉસીકા લે સહી કર, પ્રીત પ્રેમકી ચીત મેં ધર.
ધર કર ચીતમેં આપ ભુલાવે, કહે કાયમદીન સો પીયુ કો પાવે
શકર કહેસે જો મીઠાસ આવે, તો મુખકે પઢે સેં સાહેબ કો પાવે
પાવે ઉસીકો હોવે ચીત ઠામ, પ્રેમ બીના નહી હોવે કામ.

---

૧ એકતા ૨ એવુ તેવુ ૩ તેના સિવાય ત્યા બીજુ કાંઇ નથી ૪. વીખરાઇ રહયુ ૫ ખુદા ૬ જુદા

કામ તેરા તબ અરથ સરે, કહે કાયમ દીન જબ મન પઢે.[1]
પ્રેમકા નહી જીસકો ઘાવ. કયુ હોવે ઉસકો સાંઇ પર ભાવ.
ભાવ ઉસકો હેગા સચ. આપા ડાલા જીસને તજ.
તજ ડાલા અંતર જીને સબ કહે કાયમ દીન ઉને પાય રબ
સુરત કી દોરી સાચી જાન, લગા સુરત ઉપર રહેમાન,[2]
રહેમાન બીન કુચ ઓર ન બુજ, રાખો એસી દીરદે સુજ.
સુજ જો તેરે મનસે લાવે, કહે કાયમદીન સુરત લગાવે.
મન મકકે કો સહી કર બુજ, રૈન,[3] દીન સો ઉસકો પુંજ.
પુંજા કર સો તુ હરદમ, આજીજ હો કર ચલ અબ નમ.
નમ કે ચલે તો પીયુજી મિલે કહે કાયમદીન જો નુકતા ટલે
કડવાસ મનસે સબ તુ ખોય, સુરત નુરતસેં પીયુજી જોય
જોય ઉમીકો સબ મે હે, બુડ ભલા તું કીસે મત કહે.
કહે કીસે, તું સબ ઘટ લાલ, કહે કાયમદીન ખુદી કો ટાલ
હોડ ફડફડાને તુ છોડ, લગા સુરત કી સચ્ચી દોર.
દોર લગા ઓર જા ખુદ ભુલ, રહેમાન ઈબાદત કરે કબુલ.
કબુલ હોવે સો યાદ પરમ, શાહ કાયમદીન ઇબાદત કરે હરદમ.



કબતાં સેવુમ, વ્હેમ ઘેર દુર કરદન, બતરફે હક રજુ શુદન. ( વ્હેમ દુર કરી, ખુદા તરફ રજુ થવુ)
લા અલ્લકુમ—તુફલેહૂન (આયત)
અર્થ—તેથી તમારી બેહતરી થાય

ચોરોંકા ઓ હે ઘટમેં ડર, સુરત નુરત સેં ચોકી કર.
કર ચોકી ઘટ રાખ સભાલ, વ્હેમ ગેર ખતરે કો ટાલ.
ટાલ ઉનોકુ, પાવે ગુન, કહે કાયમદીન ઘટ હોવે રોશન.

---

૧ જ્યારે મુખથી પઢવાને બદલે મન પઢતુ થાય
૨ ખુદા. ૩ રાત.

મેહેવાસ * મનમેં હે ભારી, જો મારે વો શાહકી પ્યારી
પ્યારી શાહકી દુલહન હોવે, આપસ મેં સે આપકો ખોવે
ખોયા આપા ઘટસે જીન, કહે કાયમદીન સો સુહાગન.
આઇન[1] ગઇન કી સુરત હે એક, નુકતે અંદર દુઇ દેખ.
દેખ યે મીસાલ અબ્દ[2] મઅબુદ[3] પીછાન, ખુદી કો દુઇ હય જાન
જાનો સહી કર, જો આપા ગયા, બાકી ઇસમે કોન રહા
રહા આપો આપ ઐન રહેમાન કહે કાયમદીન નુકતા ભાન.
ખુદી કો હાજર બુજે જો, કહા હદીસમે કાફર સો
કાફર જો ખુદ ખુદા કહેલાય, સાહેબ કે ગજબ મેં રાના જાય[4]
દેખે બીન આપ ખુદા કહે,[5] કહે કાયમદીન વોહ શેતાન હય
બુજ આપસસે, સબકો પહેલ, આજીજ ગરીબ હો નમ ચલ
ચલે નમ ઓર કડવાસ ખોવે, ઉસકે ઘટ પીયુ પરગટ હોવે
પરગટ હોવે ઓર રાખે મેહેર, કહે કાયમદીન ખો મનકા ઝહેર
જીવત મરે વો સદા અમર, નહી કુચ ઉસીકો ડર ફીકર
ફીકર જાય ઓર ચીંતા ટલે, નુરમે નુર સો એક મીલે.
દીલમીલ રહો ચુપ, છોડો વહમ,[6] કહે કાયમદીન ચલો તુમ નમ
આજીજી સબસે બહેતર જાન, જીસસે હોવે શાહ કા માન.
માન રખે જબી જાય ખુદ બચ. પ્યારી વોહ દુલહન હે સચ
આજીજ દુલહન ફીરે બે ફીકર, શાહ કાયમદીન કહે ઘટકી
ચોકી કર.

---

* ચોર

૧ ع અઇન غ ગઇન ૨, બંદો ૩ પેદાનો કરનાર ખુદા
૪ તેના ઉપર શ્રાપ પડે ૫ જે પોતાને ખુદા ગણાવે તે શેતાન જેવો છે અને ખુદાનો ગજબ તેની ઉપર આવી પડે છે

૬ શંકા




## કઅત ચહારૂમ, દીલે મોમીન અર્શે હકતઆલાસ્ત.

( ઇમાન દારનુ દીલ ખુદા તઆલાનુ અર્શ છે, એટલે ખુદા તઆલા ત્યા વસે છે )

કુલુબુલ મોમીના અર્શુલ્લાહુ તઆલા
સુન યે હદીસ સબસે હે આલા*
આલા હદીસ કી માયના સમજ લીજે
કીસી જીવકો દુખ ન દીજે
દેવે દુખ સો કીસકો અબ
કહે કાયમદીન સબ ઘટ રબ.

---

*સઉ હદીસોમા આ હદીસ ઉમદા છે, કે ઇમાનદારોના દીલમા ખુદાનુ તખ્ત છે, તેનો અર્થ સમજે એજ હદીસની ઉપર મવલાના જલાલુદ્દીન રૂમી પોતાની મસનવીમા લખે છે –

ગોફત પેગમ્બર કે હક ફરમુદા અસ્ત,
મન ન ગુંજમ હીચ દર બાલા ઓ પસ્ત
દર ઝમીન ઓ આસમાન ઓ અર્શ નીઝ
મન નગુંજમ ઇન યકીન દાન અય અઝીઝ
દર દીલે મઉમિન બગુંજમ ઇન અજબ,
ગર મરા ખાહી અઝાન દીલહા તલબ
ચીસ્ત તાઝીમે ખુદા અફ્રાશતન,
ખીશતનરા ખાકો ખ્વારી દાશતન
ચીસ્ત તોહદે ખુદા આમુખતન
ખીશતન રા પીશે વાહેદ સોખતન
આનકે ઉ બીનફસ વ સાદેહ સીને બુદ
નકશહાયે ગેબ રા આઇને શુદ
હરકે નકશે ખીશ રા દીદ ઓ સનાખ્ત
અંદર ઇસ્તીકમાલે ખુદ દુ અસ્પે તાખ્ત,

સબી ઘટ સાજ'ન, નહી કોઇ બુરા.
કીસી જીવકા દીલ ના દુઠાx
દુઠાવે કીસીકો જો કર જોરા, જેસા અરશ કા કીંગરા તોડા
તોડા કીંગરા ઈતના અંતર પડા, કહે કાયમદીન જીવ દુખાના બુરા.
જુલમં કીસી પર જો તુ કરે, સાહેબ સે તબ દુર પડે.
દુર પડે ઓર સાઈ રૂઠે વો અંતર કભી ન છુટે
છુટે કયું, ઉસને ગેર જાના, કહે કાયમદીન પીયુ નહી પીછાના
તોહીદ સમજ નહી હે જીસકો, દુંખ દર્દ વો દે સબકો [1]

---

ઝાન નમી પરરદ ખ સુએ ઝુલ જલાલ
કુ ગુમાની મી બરદ ખુદરા કમાલ

ઉપલાનો અર્થ—પેગમ્બર (સ) એ કહયુ છે કે ખુદાએ મને જણાવ્યુ છે કે જમીનને આસમાનમા હુ સમાઇ શકતો નથી ઉચા નીચા ઠેકાણામા કે અર્શની ખુરસી પર બી હુ રહી શકનો નથી પણ ઇમાનદારે એટલે ખુદાના પ્યારાઓના દીલમા હુ રહુ છુ જો તુ મને ઇચ્છનો હોય તો તુ જઈને તેઓની પાસે માગ ખુદાની અઝમત વધારવી એટલે શુ ? પોતાને ખાકની માફક ગણવુ ખુદાની એકતા એટલે ખુદા એકજ છે, એમ શીખવુ એટલે શુ ? પોતાની જાતને તેની સાથે બાળી નાખવી, જેના દીલમાથી નફસાનીયત ઉડી ગઇ અને જેનુ દીલ સાફ થઇ ગયુ તેના દીલની આરસી પર ગેબના ચિત્રો ઝળકવા લાગશે જે પોતાના નાચીસપણા પર નજર કરીને પોતાની ખામીઓને જુવે છે તે ઘણો જલદી ખુદાઇ રાહ ઉપર પોતાનો રસ્તો પસાર કરે છે પણ જો કોઇ ગુમાન કરે તો પોતે પોતાના રસ્તા પર કાઇ આગળ ચાલી શકતો નથી

x દરેક ઘટમા ખુદા છે એમ જે નહી સમજે તેજ માણસ બાજાને દુખ દર્દ આપે છે જે માણસ બીજાને દુખ દે છે તે સાહેબથી દુર થાય છે સાહેબ તેનાથી દુર થાય છે, અને સાહેબ અને તેની વચ્ચે અતર પડે તે અતર દુર થઇ શકનો નથી જે લોકો કોઇને દુખ દેના નથી અને સતાવતા નથી તેજ ખરી તોહીદ ઉપર છે,

1 સતાવવુ દુખ દેવુ

કીસે દુ:ખ દેવે પીયુ સબ ઘટ, દીલકી રાખો સીધી મત.
સીધી મતસે પીયુજી મિલે, કહે કાયમદીન જો નુકતા ટલે.[1]
જીવત મરતક જો હો જાય, સોહી સુહાગન સાજન પાય.[2]
પાવે સોહી જો અંતર ખોવે, પરગટ લાલન ઘટમેં જોવે.[3]
જોવે દીલમેં પીયુજી જે, કહે કાયમદીન કીસે દુ ખ મત દે.[4]
એકા એક હો રહે તું, દુ ખ દરદ ના દે કીસીકો.
કીસીકો દુ:ખ ન દીજે ગ્યાની, અતર ટમકા[5] મનસે ભાની
ભાગે ટીમકા પીયુજી પાય, કહે કાયમદીન એક હો જાય
પાસ માયાકા દુર કરીયે ના કીસીકી સાથે લડીયે[5]
લડેને સે કોઇ દુ:ખ ધરે, સાહેબ સેતી બીકટ[6] પડે
બીકટ પડે નહી, ગેર મત દેખ, કહે કાયમદીન, હો એકા એક.
હદીસકી કહી હે હકીકત, દુ ખ દરદ તુમ કીસે દેઓ મત
દેઓ કીસીકો દુ:ખ મત તન અતર પડે સો પીયુ સે ગહેન.[8]
ગહેન અતર પડે ગ્યાની, કહે કાયમદીન ખુદ હો ફાની
જો કોઈ કહે તો સુન લીજે, દુ ખ દરદ કીસકો ન દીજે.
દીજીયે ના કીસી જીવકો ઈજા. સુરીજન સાચા ઘટમે બુજા
બુજા પીયુકો હુવા ઉજાલા, શાહ કાયમદીન કહે દુ ખ દર્દ
સબી ટાલા.

---

૧ " અહદ અને ' ગહદ ' વચ્ચે એક નુકતો છે તે નુકતો ( ) ગહદમાથી દુર થાય તો અહદ ( એક ) થાય છે, અને ખુદા મળે છે

૨, જે જીવતા મરી જાય છે એટલે પોતાનુ મન મારે છે તેજ ખુદા ના દર્શન કરી શકે છે

૩ જે સખસ દરેક માણસમા ખુદા વસે છે એમ જાણી એ મુજબ અમલ કરે છે તેનેજ પોતાના ઘટમા ખુદાના દર્શન થાય છે

૪ ટપકુ ૫ આ માયાનો પાસ આપણને લાગેલો છે જેથી ખુદા બધા ઘટમા વસે છે તો પણ માલમ પડતો નથી જો એ પાસ દુર થાય તો આપણે કોઇથી પણ લડીયે નહી

૬ સાથે ૭ જુદાઇ ૮ ગ્રહણ, અતરો



**. કબત પંજુમ ખુદી વ ગુસ્સારા ફનાકરદન.**

**કવત પાંચમુ ખુદી અને ગુસ્સાનો નાશ કરવો.**

**મૂતુ કબ્લ અન્ત મૂતુ (જીવત મરો તુમ)**

અર્થ— મોત પહેલા મરી જવુ ( એટલે મનને મારવુ )

મરો તમ મુવે કે પહેલે જબ, દરશન દેવે તુમકો રબ.
રબ બીના નહી કોઇ દુજા, કહે કાયમદીન મુવે પહેલે મરજા.
જીવત મરે સોહી દરશન પાવે, દુજી બાતુ સે જહન્નમ[1] જાવે
જાવે વહેકીક જ હન્નમ અધા, સાહેબ મીલનકીન બુજે રાહ[2]
રાહ પાવે સીધી જબ છુટે " હુ, " કહે કાયમદીન માર ક્રોધકુ
મરતક હોનેકી રાહ તુજે કહુ, ખોલ ખોલ બાતા સમજા દઉ
સમજ પહેલે તુ બાધ પરમ, જીવ અપસકા રાખો નરમ
નરમી રાખ ઔર મન પવન બાંધ, કહે કાયમદીન, રાહ એઇ પીછાન
બેઠ રહીયે એક જાગ પકડ, લવલવ કરતે ન ફીરીયે ઘરઘર.
ઘરઘર ફીરીયે પણ સુરત ન છોડીયે,
કોઇ બાત પુછે તો હાહા કરીયે
કરીયે હાહા, રહીયે ધર ધ્યાન,
કહે કાયમદીન, સહી કર માન

---

૧ નર્ક દોજખ ૨ રસ્તો માર્ગ

૨ જે જીવના જીવત મરી જાય છે તેનેજ ખુદાના દર્શન થાય છે જે એમ નથી કરતા તેને તેના દીદાર થતા નથી એટલે જહાન્નમમા જાય છે જે લોકો ખુદાનો દર્શન કરવાનો રસ્તો બુજતા નથી તે લોક આધ-બાજ છે

૩ ગુસ્સો

૪ જયારે " હુ પણુ " અહકાર (Ego) મનમાથી નીકળી જાય છે ત્યારેજ માણુસ સીધા રસ્તા પર આવેલો હોય છે તેને સારૂ કામ અને ક્રોધ મારવાની જરૂર છે

ખાતાં ચીતાં કામકાજ કરીયે,
પણ દીલમેં ધ્યાન ધણીકા ધરીયે.
રહીયે ધણીકી યાદ મેં સદા,
બાહેર ભીતરકા ચલણુ રખીયે જુદા.
જુદા જહુરા દીલ મેં જાન,
કહે કાયમદીન રહો ધર ધ્યાન.[1]

અગર કોઈ આવે લડે તુજ સાથ, યુ જાન કહી સાચી બાત.
બાત કહી ઇને નસીહત કાજ, માર કામ, ક્રોધ કો આજ
આજ આવ બોલા સો મીઠા લાલ, કહે કાયમદીન બહોત હો ખુશાલ.

યુ કરતે બી ક્રોધ ચડે, કહીયે જીવ તુ, એ કયા કરે[2]
કરે કયા તુ આય જીવ અબ, લડે લડાવે આપે રબ
રબ નસીહત દેવે ભેસ બદલ, કહે કાયમદીન ઉસ રાહ પર ચલ.
જાન અજાન હો રહે ધર ધ્યાન, દીલમા ન આવે ક્રોધ ઓર કામ

ગુમાન વ્હેમ ન આવે જીસ ઘટ, વહા પીયુજી હોય પરગટ.
પરગટ હોવે ચલ એ રાહ, કહે કાયમદીન જીવત પર જા
હદીસ નબીકી કહી ખોલ કર. ઇસી તરેહ સે જીવત મર
જીવત મરે તો હોવે એન, નહી તો સદા રહે ગઇન કા ગઈન[3]
ગઇનકી માયની હેગા ગયર, કહે કાયમદીન ખો મનકા ઝેહેર

૧ ગમે તે કામકાજ કે વાતચીત કરતા હોઇયે પણ હમેશા દીલમા તો ખુદાને રાખવો હમેના ધ્યાન ખુદા ઉપરજ લાગેલુ રાખવુ

૨ કાઇ આવીને તમારી સાથે લડે તો સમજવુ કે "તેણે સાચીજ વાત માગ ભલાને અર્થે કહી છે વાસ્તે મારે કામ ક્રોધને મારવો " એમ કરતા બીજો ગુસ્સો ચડે તો જીવને કહેવુ કે ઓ જીવ, આ શુ કરે છે જે લડે લડાવે છે તે બી ખુદાજ છે ખુદા વેશ બદલીને નસીહત આપે છે, તેથી આ રાહ પર ચાલ

૩ જે જીવતા મરી જાય છે તેજ અઇન થાય છે, નહી તો હમેશા ગઇન રહે છે અઇન ને ગઇન ની વચ્ચે એક ( ० ) નુકતા ફેર છે ع—અઇન—غ ગૈન ગઇન ની માયની " બીજુ છે એટલે ખુદા સીવાય બીજુ કોઇ જુઓ છો

મેરે મન હે એક હી લાલ, દુર કીયા ઘટસેં ક્રોધ ઓર કાલ.
કાલ ઘટા ઓર પીયુ હુવા પરગટ, એ સબ મોહંમદ નબી
કી બરકત
બરકંત ઉનુકી, મન ઠેરા ઠામ, શાહ કાયમદીન ચીસ્તીકા હુવા કામ.



કબત શશુમ. કવત છઠું.

કાલન નબીયો સલ્લ લલ્લાહો અલએહે વ સલ્લમ.

અલ—ગીબતો અશદ્દો મિનઝ—ઝિના (હદીસ.)

અર્થ—પેગબર સ એ ફરમાવ્યુ છે કે ગીબત જનાકારી કરતા વધારે બુરી છે

ઝના[1] અતર હે વીકાર, નહી ઉસકા અત ઓર પાર.
અત ઉસ વાસ્તે કે ઘટ મે ખુદા, ઓરત મરદમે નહી પીયુ જુદા[2]
જુદાઇ કર જાને સો ઓરત, કહે કાયમદીન ઉને બુજી ગેર સુરત[3]
જો કોઇ આપસ જીવત મરે, સો ગીતબ કીસીકી ન કરે[4]
કરે ગીબત સો વો હીસકી, જહા સારી જાત ઉસકી.
ઉસકી જાત સહી કર બુજ, કહે કાયમદીન પડે સુજ.
બીન સમજે તુ કાચકો બોલે, કથા[5] ગીબત તું કીસકી બોલે

---

૧ જનાકારી, વ્યભીચાર

૨ જનાકારીમા પાર વગરનો વીકાર છે, તેનુ કારણ એ કે દરેક ઘટમા ખુદા હાજર છે, પછી તે ઘટ ઓરતનુ હોય કે મરદનુ હોય

૩ જયારે માણસ ખુદાની નુરન દરેક માણસમા છે એમ નથી જાણતો ત્યારેજ તે ઓરત અને મરદ એવો આદમ જાતમા ભેદ રાખે છે

૪ જે જીવતા જીવત મરી જાય છે તે કોઇની ગીબત કરતો નથી તે જુવે છે કે દરેક ખોળીયામા ખુદા વસે છે તો પછી તે ગીબત કોની કરે ?

૫ કહાણી

બોલે ગીબત સો હેગા જુદા, નહી સહી કીયા ઉને ખુદા.[1]
ખુદા તઆલા ઉસસે સહી હુવા, કહે કાયમદીન જો જીવત મુવા
જીવે સો કુછ બચન બી કહે, મરતક કીસીકા નામ ન લે.
લહે સુરત વો સાહેબ સેં રાખે, એબ કીસીકા બોલ ન નાખે.
બોલે કયુ જીને પીયુજી બુજા, કહે કાયમદીન ઉસ ઘટમેં સુજા.
ગીબત કરના સોઈ હય ગેર,[2] કયુ કર જાવે મનકા ઝહેર
ઝહેર ચોર ઘટ બીચ હે ભારી, ઇસે મારે વોહ શાહકી પ્યારી.
પ્યારી શાહકી વોહી હે જાન, કહે કાયમદીન જીને તજા ગુમાન.
કહે સો તુ અબ મુખ ભાયા, સાહેબ અપના તેં અબ ભુલાયા.
ભુલા શાહ કો સબ સંસાર, જો ચીને સો ઉતરા પાર[3]
પાર ઉતરા વો જીસ ઘટ ગેર નાહી, કહે કાયમદીન વો ના રહે
અધર માહી.
પીયુજીકા ધ્યાન ધર રહીયે, પીઠ પીછે કીસીકા ભુંડા ન કહીયે.
કહીયે કીસે સબ ઘટ અલ્લાહ, માનીંદ દુધ હો ફુના ફીલ્લાહ

---

૧ જે કોઈ બીજાનો ગીબત કરે છે તેણે ખુદાને જોયો હોયજ નહી જે જીવતા જીવત મરે છ તેનેજ ખુદા દેખાય છે, અને જયારે તે જીવતો છે પણ મરેલા જેવોજ છે તો પછી તે બોલી શકે નહિ ફકત ખુદા સાથે તેની લહે લાગેલી રહે છે અને તે કોઇ સારૂ પણ બુરૂ બોલતો નથી, ક કોઇની એબ બોલતો નથી

૨ ગીબત કરવી એ માણસના ઘટમા ખુદા વ્યાપે છે એમ નહી સમજવાથી છે અને જયા સુધી મનમા એ ખ્યાલ રહે ત્યા સુધી મનમા ઝહેર રહે છે એ ઝહેર જયા સુધી ઘટમા રહે છે ત્યા સુધી ખુદાના પ્યારા થઇ શકાતુ નથી ખુદાનો પ્યારો તેજ થઇ શકે છે જે ગુમાન તજે છે. જો તુ ગુમાન નહી તજે અને મોઢાને ભાવે તે બોલ્યા કરે તો તુ તારા ખુદાને ભુલ્યો છે એમ સમજવુ

૩ ખુદાને સારી દુનીયા ભુલી ગયલી છે, જે નથી ભુલતો અને અગમ ચીને છે તેજ ભવસાગર તરી ગયનો ગણાય છે જેણે દરેક માણસમા ખુદા વસે છે એમ જોયુ તે માણસ અધરવચ રહેતો નથી. વાસ્તે ખુદાનુ ધ્યાન ધરી કોઇની પીઠ પાછળ બુરૂ બોલવુ નહી ૪ માફક.

**फना फील्लाह जो शख्स होवे, कहे कायमदीन वो दर्शन जोवे.**

जयारे दरेक घटमा खुदा वसे छे तो कोनु बुरु बोलवु ? जेवी रीते दुध पोतानी जात फना करे छे त्यारे दुधनु घी बने छे तेवीज रीते तु तारी जातने फना करशे त्यारे खुदाना दर्शन थशे.

**हदीस की माअेनी कही तुज खोल, चुन चुन लो तुम मीठे बोल[१]**
**बोल तोहीद के सुन, घट होवे उजास, हेगा सुरीजन तेरी पास**
**पास पीयुजी हे बीच घट, कहे कायमदीन छोड गीबत.**
**खुदीका नुकता दुर खीसाया, परगट साजन घटमे पाया**
**पाया साजन मुजकु अब, पीयु पीयु रोग रोम बोले सब**
**सब घट लालन हे सही कर जाना, शाह कायमदीन पीयु पीछाना**

## २१

**कब्त हकुतम, गेर दुर करदन—कवत सातमु.**

**"गेर' अेटले जुदापणुं दुर करवा विषे[२]**

**फरमाया कुरानमे आपे अहद. वमिन शर्रे हासेदीन इजा हसद[२]**
**हसद रखना सो हेगा गेर,[३] मारो अपने मनका झहेर**
**झहेर मारो पीयु अेक सही, कहे कायमदीन सब घट वोही**

**अर्थ**—कुरान शरीफमा फरमाव्यु छे के हसद राखवो अे बहुज खोटु काम छे कोइनो हसद राखवो अेटले अेम समजवु के ते माणसमा खुदा वसे छे अेम कबुल न करवु, जेथी मननु झहेर मारवु अने खुदा दरेक घटमा वसे छे अेम समजवु

---

१, शब्द, सुखन, हदीसनो अर्थ तने खोलीने कह्या छे तेमाथा जे मीठा लागे ते तु चुटी कर तोहीद अेटले खुदानी अेकताना बोलो साभळवाथी दीलमा अजवाळु प्रगट थशे अने तने लागशे के खुदा तारा घटमा तारी पासे छे गीबत अने खुदी (हु पणु) छोडी दे मने हवे तेम करवाथी घटमा खुदा प्रगटयो छे अने मारा वाळे वाळ खुदा खुदा पोकारे छे दरेक घटमा खुदा प्रकाशे छे ते मे हवे प्रत्यक्ष जोयु छे

२, हसद खोरनी बुराइथी हु बचवा मागु छु, ३, जुदापणु

ખાર રખો તુમ કહો કીસપર, સબ ઘટ રહા સાંઇ[1] બીખર.
બીખર રૂપ ધરે બે શુમાર પીવ,[2] અંત પાર કુછ નહી હે જીવ.
જીવ જંત મે સબ હે વે, કહે કાયમદીન કીસે દુખ મત દે.

ઘટ પીયુ હે અંતર ભાન, વેરી દુશમન કીસે મત જાન •
જાનો લોકો પીયુ સબ ઘટ, ભુંડા કીસીકા વાચો મત.

**અર્થ**—દરેક ઘટમા ખુદા વસે છે તો તમારે ખાર કોનો કોની ઉપર રાખવો ? ખુદાતઆલા બે શુમાર પે દરેક ઘટમા વસે છે. જીવ જંતુઓમા બી તે છે વાસ્તે કોઇને દુખ નહી દેવુ કોઇને દુશમન નહી સમજવો, તેમજ કોઇનુ ભુંડુ પણ નહી ઇચ્છવુ

મત રાખો તુમ કીસીપર ખુનસ[3] કહે કાયમદીન સબ એક હી જીનસ.[4]

જીવ અરૂપી હેગા જાન, ખાર મત રખ તું વોહી પીછાન
પીછાન સાઇકો જ્ઞાની તુ, છોડ ખાર ઓર દુજી "હુ"
"હુ" અંતર જીસ ઘટસે જાય, કહે કાયમદીન સો પીયુ કો પાય.
મત બુજ તુ કીસેં દુશમન ફેલ રહા ચોદસ નીરંજન.

**અર્થ**—કોઇ ઉપર તુ વેર ન રાખ, કારણ કે બધા માણસમા એકજ તત્વ છે ખુદા જીવ રૂપે છે વાસ્તે દરેક માણસમા ખુદા છે એમ પીછાન અને દુઇ પણ છોડી દે જેના ઘટમાથી "હુ પણુ" જાય છે તેજ ખુદાને જોઇ શકે છે કોઇને પણ દુશમન ના ગણ કારણ કે આ અવામા નિરંજનજ ફેલાયલો છે ખુદા સવ ઠેકાણે મોજુદ છે

નિરંજન બીન નહી ખાલી જીનસ, કયા પરંદ[5] ઓર કયા માનસ
મનકા મેલ જે કોઇ ખોવે, કહે કાયમદીન પીયુ પરગટ હોવે
સાફ અપસકે દીલકો રાખ. ખાર વેર ધો કરહો તું પાક.
પાક તબ હોવે ચોરૂ કો માર. દુઇ દુશમન કો કર તુ હાર.
એ હોવે જબ પીયુજી પાય, કહે કાયમદીન જો મન વશ થાય.

**અર્થ**—નિરંજન વગર દુનીયામા કાંઇ પણ વસ્તુ ખાલી નથી, પછી શુ પક્ષી કે શુ માણસ જો મનનો મેલ માણસ ખુવે તો તેને ખુ

---

૧ ખુદા ૨, પીયુ, માલિક, ૩ અદેખાઇ ૪, ચીજ વસ્તુ ૫ પખી,

દા પ્રગટ દેખાય વાસ્તે તમારા દીલને સાફ રાખો અને ખાર અને વેર તેમાથી કાઢી તેને પાક કરો પાક ત્યારેજ થાય કે જયારે ઘટમા કીનો, વેર, અહકાર વગેરે ચોરો છે તેને મારે અને દુનીયામા ખુદા સીવાય બીજુ કોઇ નથી એમ મકકમ પણે માને અને તે મુજબ અમલ કરે જો મનને વશ લાવે તો ખુદા મળે

**જીસ ઘટસે અહંકાર ન જાવે, સો ચરણ પીયુકા ન પાવે**
**પાવે ઉસીકુ જો જીવત મરે, ના કીસીકે કહેનેકા દુખ ધરે**
**દુખ ધરે સો અતર જાન, કહે કાયમદીન છોડો ગુમાન.**
**મુખસે તો સાહેબ સાહેબ કરે. ઇશ્કસે ધ્યાન કોઈ ન ધરે**

**અર્થ**—જે ઘટમાથી અહકાર જતો નથી તે પીયુના ચરણ જોતો નથી જે જીવતા જીવત મરી જાય છે, અને જેમ મુવેના માણસને ભુડુ બોલે તો લાગતુ નથી, તેમ જીવતા માણસની લાગણી થાય તો તેને ખુદા મળે મોઢે મોઢે લોકો ખુદા કરે છે પણ ખરા પ્યારથી કોઇ ખુદાનુ નામ લેતુ નથી, એટલેજ ખુદાને પહોચી શકાતુ નથી

**ધ્યાન ધરે જો એક સુન હો, સાચી બદગી કહીયે સો**
**સાચી બદગી જો ખુદી ખો જાય, કહે કાયમદીન નિરજન પાય**
**આયત[1] માફીક ભેદ ખોલ બતાયા, પરગટ કીયા સબ છુપા છુપાયા.**
**છુપા આપ પીયુ, લોક ભુલાએ, પાસ હે આપ ને દુર બતાએ.**
**બતાયા ભામા અરશ કે ઉપર, કહે કાયમદીન ઘટમે પીયુ સહી કર.**
**કહા કુરાનમે સોહી કરો, ખાર હસદ તુમ દુર કરો**
**કરો જો કુછ ફરમાયા હક, શકા મનમે જરા ન રખ**
**રખે તુ ધ્યાન ધણી સે જો, કહે કાયમદીન ખાર કો ખો**

**અર્થ**—જો એક ચિત થઇને ધ્યાન ધરે તો તે સાચી બદગી કરેલી કહેવાય સાચી બદગી એજ કે હુ પણુ ખોવુ એમ કીધાથીજ નિરજનના દર્શન થાય છે કુરાનની આયત (આજ્ઞા) નો ભેદ જે છુપો હતો તે તને દેખાડી દીધો છે ખુદા પાસે છે પણ લોકો દુર સાતમા આસમાન ઉપર બતાવે છે ખુદા ઘટમા વસે છે તેને પ્હેના જુવો ખાર, હસદ વગેરે દુર કરો અને મનમા જરા પણ શકા નહી રાખો

---

૧ કુરાનનો હુકમ



**કબત હશતુમ, ઇલ્મ તૌહીદ, વ મારેફતે હકનઆલા.**

કવિત આઠમુ, ખુદાની એકતાનુ જ્ઞાન એટલે મારેફત. આમા થોડી લીટીઓ ગુજરાતી ભાષામા છે ને થોડી ઉરદુમા છે

**આપે વૈદ ઓર આપે જોશી. નાડ જોઇ જોઇ શું દુઃખ ખોશે ?**
**દુખ તુ અને ઓસડ તુ રે. જોશ જો શાહ કાયમદીન નો રે.**
**ગ્યાની રે આપે ધણી રે બુજો સાચો રે સાહેબ સમરથ ખોજો.**

**અર્થ**—તુ પોતેજ વઇદ અને પોતેજ જોશી છે, તો ઘડી ઘડી નાડ જોવાથી શુ મારૂ દુખ ઓછુ થવાનુ છે તુ પોતેજ દુખ છે અને ઓસડ પણ તુ છે માટે તુ મારો જોષ જો ખુદા જે સાચો સાહેબ છે તે જાણવાની કોશીશ થાય એજ ખરી છે

**શાહ કાયમદીન, પીયુનેરે પુજો, એની રે કથા ધ્યાનથી રે ખોજો.**
**લખતા લખતા જાય દરીયાવ ખુટી, પીયુ પાય તે વાત છે મોટી.**
**અવ્વલ આખર વોઈ હે, ઔર ઝાહેર બાતીન વોઈ હે**
**ધણી સાચા વોઇ હે, ઔર દુજા કોઈ નહી હે**

**અર્થ**—અય કાયમદીન, તુ ખગ ખુદાને પુજ અને એની વાતો ઉપર ધ્યાનથી વિચાર કર લખતા લખતા તો દરીયો ખુટી જાય પણ એના ભેદની વાત લખાય નહી ખુદા મળવાની વાત મોટી છે પહેલે બી તેજ અને આખર પણ તેજ છે. જાહેરમા અને બાતીનમા પણ તેજ છે તેજ સાચો ધણી છે તેના વગર બીજુ કોઇ નથી

**કમાઈ જેસી જો કરે વેસે ફલ તબ ખાય.**
**કમાઈ અપની તુ નેક કર અમર મેવા ખાય.**
**બીજ લીબકા બોય કર ઓર મીઠાસ ઢુડને જાય,**
**આકડા ધતુરા બોય તો ખુશબો કહાસે પાય**
**ચબેલી અપના અમલ કરો ઓર યાદ કરો અંગુર,**
**બાસ પુલનકી તબ મીલે ઓર મેવા ખાઓ ભરપુર.**
**ખુદી અપની ફના કરો, એ ખુદ હો પીયુ પીછાન,**
**મેવા ફલ સો એઇ હે, શાહ કાયમદીન કહે સો માન.**

**અર્થ**—જે માણસ જેવી કરણી કરે, તેવીજ કમાઇ કરે અને તે વાજ ફળ મળે જે નેક હોય તો અમર મેવો ખાય લીંબડાનુ ઝાડ વાવીને તેમાથી મીઠાશની આશા રાખી શકાતી નથી, તેમજ આકડો ધતુરો વાનીયે-તો તેમાથી ખુશબોની આશા રખાતી નથી જેચબેલી જેવા તમારા કામ કરો અને અગુર એટલે દ્રાક્ષ જેવી યાદી રાખો ( એટલે સારા કામો કરવાનો હમેશા ખ્યાલ રાખો ) તો હમેશા ફુલના જેવો વાસ મલે અને મેવો ભરપુર ખાવો, એટલે સારા કર્મોના સારા ફળ છે, અને બુરાના બુરા છે તમારામા " હુ પણુ " છે તે કાઢી નાખો તો ખુદા નજરે પડે, અને મેવો અને ફળ એજ છે



બિસ્મિલ્લાહ હિર રહેમાન નિર રહીમ.

તીસ હર્ફી

અલેફ, અલ્લાહકી સુનમે ધજા જીને દેખી સો જાને મંજા.[1]
મજાહ ઇસકી પાવે તો, જા ચેલા સતગુરૂકા હો.
હોવે મેહેર સતગુરૂકી જબ. કહે કાયમદીન પાવે રબ
બે, ભજન બંદગી હે ભાડા,[2] સાંઇ મીલનકા ભેદ હે ન્યારા
ન્યારા હે એક સુન મેદાન. તામે ઝલકે નુર નીશાન
નીશાન જોત સત ગુરૂસે પાવે, કહે કાયમદીન એન હો જાવે
તે તા ઘરમેં હે દરશન નુર, સો નર ચીને જો હોવે સુર[3]
સુરા આપા બિના જો હોવે, સોહી પરગટ દીદાર જોવે
જોવે કોઇ સતગુરૂકા બાલક, કહે કાયમદીન ઘટમેં ખાલિક[4]

---

૧ અલ્લાહના સુન મેદાનમા એક વાવટો છે જેણે તે જોયો હોય તેજ તેની મજાહ જાણે એટલે, એ સુન મેદાન નુ ધ્યાન કરી માણસો જે સુરત જોડે તેનેજ તેમા શુ મજાહ છે તેનુ ભાન થાય છે

૨ સાધારણ ભજનો ગાવા ને બંદગી કરવી એ મજુરી મેળવવા જેવુ છે,

૩ ઘટમા જે ખુદા તાલાનુ નુર છે તે જે શુરા પુરૂષ હોય તેજ જોઇ શકે છે. ૪ ખુદા.

સે, સાબીત કર લે અગંમ દેશ કોન બનાવે જાહેર ભેશ.
ભેશ બાહેરકા સબ તુ છોડ, સુરત ઉલટ કર સુનમેં જોડ.
જોરાવર કેફ પ્રેમકી આયે, કહે કાયમદીન સુરત દેશ કું જાયે.

જીમ, ઝલમલ નુર ઝલકે વાંહી, જહા નહી દીન રેંન[1] ધુપ છાંહી.
જહાં ધુપ બીના હે મેદાન, તહા પરગટ નુર સુબહાન,
સુબહાન કા હે ઝીના[2] નુર. કહે કાયમદીન કોઇ ચીને સુર[3]

હે, હજુરી સુરતા કી ચેહી, જો કોઇ ભુલા સુધીયા દેહી[4]
દેહીકા દેખના ના દેખ કરે, તાકી સુરતા ગઢ પર ચઢે.
ચઢ જાવે સુરતા જહા હે પ્યારા, કહે કાયમદીન નુર દીદારા.

ખે. ખાલક[5] હે સબ ઘટ બાસ. સતગુરૂ સેવો ના હોય પ્રકાશ.
પ્રકાશ પ્રીતમ[6] હેગા હજુર, આશક સે નહી તિલ[7] ભર દુર
દુર કર જાને સબ સંસાર, કહે કાયમદીન મન હજુર દીદાર.

દાલ ધામ દેહમા જો કોઇ પહોચા, તાકા મીટા હરખ, શોક, સાસા.
સાસા મીટા દેખા દીદારા ગયા મનકા સબી બીચારા
બીચાર, મનસુબે કીયે સબ દુર શાહ કાયમદીન ભયે એન હજુર.[8]

ઝાલ, જીકર યાદ અજપા[9] બોલે, સતગુરૂ સેવો જો પડદા ખોલે.
ખોલ પડદા દેખાવે નુર, સુરત સુનમે કરે હજુર.
હજુર સુરત સુનમેં હોવે, કહે કાયમદીન તબ દીદાર જોવે.

રે, રસ્તા ધામકા તું પકડ, ઉલટી ચાલે ગઢ પર ચઢ
ચઢે ગઢ પર સોઇ નર સુરા, દેખે નુર દરશન જહુરા[10]
જહુરા તાકા બહોત હે ખાસા, શાહ કાયમદીન કહે પીયુ પરકાશા

ઝે, જોહોદ[11] જોગ[12] સબ દુર કર ડાલ, સુરત નુરત સેંચીનો લાલ

---

૧ રાત ૨ બારીક ૩ શુરો પુરૂ

૪ શરીર ૫ દુનીયાને પેદા કરનાર ૬ ખુદા ૭ તલ

૮ જયારે વિચાર, મનસુબા બધા દુર કીધા ત્યારે કાયમદીને પોતાને ખુદાની રૂબરૂ જોયો ૯ દીલની જીકર

૧૦ ખુલો પ્રકાશ ૧૧ પરેજગારી ૧૨ જોગીપણુ

લાલ ચીનાવે સતગુરૂ તોઈ, એ વીખ ઘટકા નીર્વીખ હોય,[१]
હોવે વીખ સબી નીર્વાણુ, કહે કાયમદીન ચીન મેહાન.
સીન, સુનમાં અનહદ નાદ[२] સુનાયે, ઝીના, તીખા નુર દેખાયે
દેખાયે નુર તુર પ્રકાશા, અનવા[३] નીયામત[४] ખુબ તમાશા.
તમાસા દેખા સપ્ત દીપ[५] નવ ખંડ,[६] શાહ કાયમદીનકા મન
ભયા મગન

---

૧ જે દીલમા વીખ હોય છે, જેવાકે હસદ, કીનો ગુસ્સો, લોભ, લાલચ હુંપણુ, વગેરે તે બધા ગુરૂની મેહરથીજ પોતાની ઝહેરી ખાસીયત દુર કરે છે ગુરૂ બતાવે તે રીતે દીલ ઉપર શબ્દ બાણ છોડવાથી આ અસર થાય છે વીખ એટલે ઝેર ૨ અવાજ ૩ ભાત ભાતના ૪ પ્રસાદી

૫ સપ્તદીપ—શરીરમાના સાત ચક્ર અને તે ચક્ર નીચે પ્રમાણે છે

૧ શરીરના ગુદાસ્થાન અને જનનેન્દ્રિયની મધ્યમા ચતુર્દલ ચક્ર (Pelvic Plexus) કેટલાક એને **આધાર ચક્ર** કહે છે

૨ ષટ્દલ ચક્ર (Hypogastric Plexus) શરીરમા નાભિસ્થાનની નીચે. કેટલાક એને **સ્વાધિષ્ઠાન ચક્ર** કહે છે

૩ દશદલ ચક્ર (Epigastric Plexus) આ નાભિસ્થાનમા છે અને **મણિપૂરક ચક્ર** (Solar Plexus) કહે છે

૪ દ્વાદશદલ ચક્ર (Cardiac Plexus) હૃદયમા છે એને **અનાહત ચક્ર** કહે છે

૫ ષોદશ દલ ચક્ર (Carotid Plexus) કંઠમા છે એને **વિશુદ્ધિ ચક્ર** કહે છે

૬ દ્વિદલ ચક્ર (Medulla Oblongata) ભ્રકુટી સ્થાનમા આવેલુ એને **આજ્ઞા** ચક્ર અથા બિંદુસ્થાન કહે છે

૭ સહસ્ત્ર દલ ચક્ર ( Brain ) મસ્તકમા છે એને **બ્રહ્મ ચક્ર** કહે છે

૬ નવખંડ નવ નાડીઓ છે અને શરીરમા નવ દરવાજા છે -બે આખ, બે કાન, બે નસ્કોરા એક મો, એક મળ દ્વાર, એક મુત્રદ્વાર, એ રીતે નવ દરવાજા છે.

શીન, શોર[1] સુનમેં અનહદ હોય, પકકા પાત્ર[2] હાય સો જોય.
જોવે કોઇ સતગુરૂકા ચેલા સુરે કે મન હેગા સ્હેલા.
સ્હેલા મુજકો હે રહેમાન, શાહ કાયમદીન સુના ચીન[3] મેદાન.
સુવાદ, સાહેબ પરગટ મેં પાયા પડદા મુરશીદ ને દુર ખીસાયા.
ખીસાયા પડદા દેખા નુર, સુરત, નુરતમેં ભઈ હજુર,
હજુરી હરદમ હકસે લાગી, શાહ કાયમદીન કી ચિંતા ભાગી,
સુવાદ, અમીર દીલસે હુવા નિર્મલ, સુરત નુરત[4] ગઈ સુનમે
ચઢ

ચઢ ગઈ વહા જહા નાદકા[5]શોર, અગંમ અગોચર વરભડ[6] ક્રોડ
ક્રોડ વરભડ ઔર દેખા નુર, શાહ કાયમદીન ઐન ભયે હજુર.
તોએ, તમએ,[7] તૃષણા[8]સબી મીટે, જોત જો ઘટમે જબ પરગટે
પરગટ જોત નવ ખંડ[9] પ્રકાશ, રોમ રોમ[10] ભયા પીયાકા બાસ
બાસ હમારા અગમ મેદાન, શાહ કાયમદીન દેખા નુર નીશાન.
ઝોએ, જાહેર સુનમે નુર હે ઝીના[11] પીરકી મેહેર સે વે મે ચીના
ચીના હક, હુવા આરામ, અગમ અગોચર દર્શન ધામ,
ધામ દેશમે જોત પરગટ, લગી વહા શાહ કાયમદીન કી સુરત.
એન, અલ્લાહ કા સુનમેં તેજ, મૈયા[12] પ્રગટા મુજ ઘટ સ્હેજ
સેજે ઘટમે ભયા ભરપુર, જીત દેખુ ઉત[13] દર્શન નુર
નુર દેખત આપા ભુલ ગયે, શાહ કાયમદીન, ઐન નુર હો રહે
ગેંન, ગેર દિલસે દુર કીયા, પરગટ ઐન દેખા પીયા.
પીયા બીના કુચ ઔર ન ભાવે, જીત દેખું ઉત વોહી દેખાવે.

---

૧ અવાજ ૨ પાકકુ વાસણ એટલે પુરૂષ ૩ ચીની નાદ જ્યા થાય છે તે મેદાન

૪ ઇડા અને પીંગળાનો માર્ગ ૫ અવાજ ૬ બ્રહમાડ ૭ લોભ ૮ ખાહેશ ૯ નવ નાડીઓ ૧૦ રૂંવે રૂંવે

૧૧ બારીક ૧૨ ખુદા ૧૩ જયા જોઉ ત્યા.

**દેખા સુન મેં પરગટ લાલ,[1] શાહ કાયમદીન મીલે બીચ નુર જલાલ.**

ફે, સે ફના ફીરશેખ હૂવા, પીછું હુવા ફના ફીલ્લાહ[2]
ફના ફીલ્લા હો આપ ગયા, પરગટ દેખા પીતમ પીયા.
પીયા પીયારા રૂમ રૂમ[3] બોલે, અગમ આકાશ કા પડદા ખોલે.
ખોલા પડદા દેખા નુર. શાહ કાયમદીન ભયે એન હજુર

કાફ, કાયદા મનકા હુવા સો ઠર, સૂરત ચીન ગઈ અમર ગઢ.
ગઢ પર ચઢ દેખા મેદાન, ઝલમલ ઝલમલ નુર નીશાન
નુર નીશાન સે સુરત જહા લાગી, કાયમદીન કે મનકી ભ્રમણા ભાગી

કાફ, કીલી હકકી સતગુરૂ બતાય જોત પરકાશકી ખોલ દેખાય
દેખાય જોત બીચ સુન ધામ, રોમ રોમ હોવે અમર આરામ.
આરામ આનંદ હુવા સો અબ, શાહ કાયમદીન દેખા પરગટ રબ.

લામ, લેહે લાલનસે જો લગાવે. સો ભી પરગટ દર્શન પાવે.
પાવે તબ આપ હોવે સફા, દીદારકા ઉસે હોવે નફા
નફા દીદારકા હુવા સો મોહે, શાહ કાયમદીન આપસ ગયે સો ખોય.

**મીમ, માન, અભીમાન સબી દુર કીયા, પરગટ પ્રીતમ ઘટમે ભયા.**
ભયા પરગટ નુર અજવાલ, ઘટસેં ભાગે સબ ક્રોધ ઓર કાલ
કામ ક્રોધકા હુવા સબ નાશ, શાહ કાયમદીન દેખા નુર પ્રકાશ

નુન, નૈન ઘટકે પરગટ જાગે, ચોર, ચખાર[4] સબ દુર ભાગે.
ભાગે, ઘટ છોડ છોડ સારે, પ્રેમ લશ્કર સે સબી હારે
હારે ચોર, હુવે શાહુકાર, શાહ કાયમદીન દેખા દર્શન કીરતાર

---

૧ ખુદા ૨ માણસ ખુદાનુ જ્ઞાન મેળવવા માગે તો પહેલા ફના ફીશ શેખ થવુ પડે છે એટલે પોતાનો ગુરુ જે કાંઇ કહે તે મુજબ અમલ કરી પોતે ગુરૂમા ફના થવુ પડે છે, પછીથી તે રસુલમા ફના થઇ પછી ફના ફી-લ્લાહ થાય છે એટલે ખુદામા ફના થાય છે ૩ રૂવે રૂવે ૪ ઘટના ચોર

વાવ, વ્હેદત[1] દરીયાયેં સુરત ભુલાવે, ખબર તનકી હે બીસરાવે.
બીસરા તનકી સુધીયા[2] અબ, પરગટ દેખા ઘટમેં રબ
રબ સોઇ હે હરદમ હજુર, શાહ કાયમદીન પ્રેમ પીયા ભરપુર.
"હે" હરદમ લગાવો સાંઈસુ ધ્યાન, પરગટ દેખા એન રહેમાન.
રહેમાન નુર ઘટમે પ્રગટા પાંચ પચીસ[3]કા સબ ભય મીટા.
મીટી તૃષ્ણા મનકી આજ, શાહ કાયમદીન દીદાર પાયા રાજ.

લામ, લાલનકી રાહ સ્હેજે પાઇ, પરગટ જોત ઘટમેં જગાઇ.
જગાઇ ઘટમેં જોત પ્રકાશ, મીટી મનકી તૃષ્ણા આશ.
આશ પુરી મુરશીદ કામીલ, શાહ કાયમદીન પાયે હક્કજલ.[4]
હમઝા વે દો દીલ મીલ રહે દુજે[5] બીચસે દુર ગયે
ગયા સબ ચોરોકા બાસ, પરગટ હુવા નુર પરકાશ
પરગટ નુર હુવા વીસરામ[6], શાહ કાયમદીન અમર પાયે આરામ

યે, એ ઘટમે પાયા લાલ, અનહદ જોત હુવા અજવાલ.
ઉજાલા અર્શ બીચ હે જોર, જહા બજતા હે ઘટકા ઠોર[7]
ઠોર બાજે વ્હા નહી મલાયક, મુરસીલકા ગુઝર, શાહ કાયમદીન
સુશાહેદા કર ચઢે ગઢ પર.

---

૧ એકના ૨ ભાન

૩ પાચ વિષય, શ્રવણુ, સ્પર્શ, રૂપ, રસ, ગધ પચીસ તત્વો, ૫ જ્ઞાનેંદ્રિય, ૫ કર્મોનિદ્રય, ૫ પ્રાણુ, પાચ મહાભુત, ચાર અત કરણુ ને જીવ ૪, ખુદા, ૫ દુઇ, બીજી ચીજો ૬ શાનિ

૭ અહીયા અનહદ જોતનુ અજવાળુ છે અને ઘટનો અવાજ આવે છે આની સાથે મહાન સુફી શાએર હાફીઝની લીટી સરખાવો—કસ ન દાનીસ્ત કે મઝીલ ગહે માશુક કુજાસ્ત, ઇન કદ્ર હસ્ત કે બાંગે જરસે મી આયદ કોઇએ જાણ્યુ નથી કે માશુક ( ખુદા ) નુ ઘર કયા છે બસ એટલુજ જાણે છે કે ત્યા ઘટનો અવાજ આવે છે અનહદ નાદનુ આ વર્ણન છે



**.ઇઅસનાદ સાખીયાં, વ દોહરા દર ઇલ્મે તોહીદ વ મારેફત હકતઆલા.**

આમા સાખીઓ અને દોહરાઓ કહેલા છે ખુદાઇ એકતાના જ્ઞાનનુ વર્ણન કરેલુ છે

સાખી દોહરૂ મેં કહી તોહીદ, જો ઉસ બુજે ઉસે હે ઈદ.
ઇસ સાખી દોહરૂ કા મરમ જો જાને સોહી હક તાલાકો પીછાને
જો પીર મુરશીદ પાવે કામીલ, ઉસે હક તાલા હોવે હાસીલ.
ખુદ કો ફના કર બે ખુદ હોવે, સોહી દરશન હકકા જોવે.
સાખી દોહરે મે મીઠા ગુન શાહ કાયમદીન કહે સો સુન.



**સાખીયાં અવ્વલ ખુદરા અઝ મુહબ્બતે દુનિઆ દુર કરંદન (પોતાને દુનિયાની મોહોબ્બતથી દુર કરવું) ઉબરેજો અનિ દુનિયા તસેલે બિલ આખેરા—દુનીયાથી દુર થાવ, અને આખેરતથી મોહોબ્બત જોડો.**

જેસા ફેરા ઘંટેકા યુ દીન ફીરત હે દાયમ[1]
યે દો દીનકા હે પેખના,[2] તુમ ચેતલો શાહ કાયમ
ઇસ દુનીયા કે ચોકમે કુછ વાહોરત[3] કરતા જા
કાયમદીન, ખાલી ફેરા ફિર કયા મુહ દેખાવે શાહ ?
દુનીયા જેસા દાવરા,[4] ફીરત હે દીન રેન[5]
એસા ઉસકા ખેલ હે, કાયમદીન ખોલો દીલકે નેન
સોદા કરને ભેજા હે, સાહેબને તુજ કો
કાયમદીન ખાલી ફેરા ફિર, ઘના પસતાવે તુ
દુનીયા એસી બ્હાવરી જેસા સીમલકા ફુલ,
કાયમદીન જુઠા પેખના, આખર સબ હે ધુલ

૧. હમેશા ૨ જોવુ ૩ માદો ૪ ચક્કર ૫ રાત

દુનીયા જુડી મકરાઈ, જેસા પતંગ[1] કા રંગ.
કાયમદીન મત ભુલ ઈસ રંગ પર યે પીયુ કે સબ ઢંગ
જીને તુજે પેદા કીયા, ઉસસે સોહા કર.
ધ્યાન રખ તું પીયુસે, કાયમદીન આજીજ હોકે ડર.
નુરત સુરતકા[2] તાના[3] બુજ, ઓર ઈસ્ક કા કાંઠલા[4] બંધા.
શાહ કાયમદીન આજીઝ કહે, પીયા પાર ઉતારે છેડા.



## સાખીયાં દુવ્વમ

( આયત ) ઈન્નમા અમવાલોકુમ વ અવલાદોકુમ અદુવુલ્લકુમ, ફહઝરહુમ

અર્થ—તમારી માલ અને તમારી ઓલાદ તમારા દુશમન છે તેમનાથી બચો

ઈસ દો ઘડી કે ખેલપર કયા ભુલાહે તું.
આજ હે એસા કલ નહી. ફીર પસ્તાયગા તું.
ઈસ પીંજરે[5] કે રૂપ પર કુચ સોહેસે મત ચુક,
કલ તોતા[6] ઉડ જાયગા, ઓર પીંજરા જાવે સુક.
ઈસ માટીકે ઘરમાંહીં એક ભમર[7] ગુજરત[8] હે.
ભમરા કલ ઉડ જાયગા, ઓર માહી જાવે ખેહ
જ્યું શીશે મેં તેલ હય, ઓર કાયા અયસી હે.
કલ શીશા ફુટ જાયગા, ઓર તેલ જાયગા બહે.
કાયા એસી કાચકી, જેસા બાગકા ફુલ.
કાયમદીન એ સબ દો ઘડીકા, આખર સબહી ધુલ.

---

૧ પતંગીઉ ૨ જોવુ ૩ તાણો ૪ કાઠલો જેનાથી લુગડુ વણાય છે, ૫ શરીર ૬ પોપટ, (જીવ) ૭ ભમરો (પ્રાણ) ૮ ગણુ ગણે છે




સાખીયાં સઇચુમ, દર મઆરેફ્તે હક તઆલા.

મન સલ્લા-તર્વીલન ફ્રિલ મસજીદે-વ ઝેયેનતિલ બદને બીલ અમામતે-મના ઝેરલ ખલ્લાયકે-વ માફ્રી કલબેહી મિન-નિયાઝીલ મહબુબે મિનસ્સલા તિલ વિસાલે

અર્થ—જે માણસ લોકોને દેખાડવા મસ્જીદમા લાબી નમાઝ પડે છે અને શરીરને પાઘડીથી શણગારે છે તેથી તેને કાઇ ખુદાની નજદીકી થતી નથી

ઝુબ્બા પહેરન પહેનકે, ચું તસબી પઢે ઉઠ દાયમ
યે દો દીનકા હે પેખના, તુમ ચેત લો શા કાયમ.
દીલકા કહાવા[1] કરો. ઓર નયન કરો દો પીયાલે
દમકા ચમચા કરો. પીયો શાહ કાયમદીન પહેલે
દીલકી કેરી કરો, ઔર દમકી કરો છુરી
એસી જપના જપ કરે, તબ કાયમદીન હોવે વલી.
દીલકે તીલ કરો, ઔર દમકી કરો જો ઘાની
એસી જપના જબ કરે, તબ કાયમદીન હોવે ગ્યાની
મે સબસે અબતર[2] હુ, આર દીલ હે કચા મેરા
કાયમદીન આજીઝ પર મેહેર કર, ઓર દે નગીના તેરા




સાખીયા ચહારૂમ, દર મારેફ્તે હક તઆલા.

(હદીસ) લે કુલ્લે શયેઇન કલબુન, વ કલબુલ કુરઆને યાસીન.

અર્થ—હરેક ચીજનુ દિલ હોય છે—કુરાનનુ દિલ યાસીન છે,

મક્કા અપના દીલકરો, ઔર મદીના બી ઉસકો બુજ.

---

૧ કહાવો, (પીણુ) ૨ ખરાબમા ખરાબ

વારા[1] જા તું ઉસ ઉપર, શ્યેન દીન તું પુજ.
અરશ[2] કુરસી સબહી દીલમેં હેંગે જાન.
પુજા દીલકી તુમ કરો ઔર સાચા સાહેબ પીછાન,
દીદાર અપને દીલમેં હે, ઔર દુજી જાગે કહાં
દીદાર દેખન ચાહોતો, દેખો દીલ કે માહા.
દીદાર તુમકો જબ મીલે, ઔર ખુદી અપની સબ ખોય.
નુકતા મનસે દુર ખીસે, તો દર્શન શાહકા જોય.
નુકતા મનકા દુર કરો, ઔર મારો ઘટકે ચોર.
શાહ કાયમદીન દુર કીયા, તબ લગી સાઇસે દોર.



સાંખીયા પંજુમ દર દલમે તૌહીદ
કુલુબુલ-મોમેનીના હાઝેરતુન મિન ઝિકરિલ ખફીયે.

અર્થ—ઇમાનવાળાઓના દિલ છુપી યાદને લીધે ખુદા આગળ હાજર છે,

ઘટમેં તેરે તસવ્વર[3] લાવે ખુબ જો આજ,
કાયમદીન, અમલ[4] નેક હો, તો સરે તુમારા કાજ.
ઝાલે ઝપટે ઘટસેં, ઔર જો તુ દુર કરાય,
ખુદી ખુદમે સે ખોએ કર, કાયમદીન પ્રીત લગાય.
ચોર સબ ઘટસે કાઢ કર. ઔર કીજીયે દીલકો ખુબ,
કાયમદીન દીલકો સાફ કરે, તો દેખે શાહકા રૂપ.
ગોફણુ ગોલા હાથ લે, ઔર હાક જનાવર[5] સબ.
કાયમદીન જીવત મરે તો ઉસે દર્શન દેવે રબ

---

૧ વારી જાવું. ૨ સાતમું આસમાન, ખુદાની બેઠક જે કહે છે તે.
૩ ખ્યાલ કરવો ૪ સારા કામો ૫ દીલના જનાવર, પાપી વૃતીઓ

શીશ જો કાટે[1] ઝાડકે, તો ભી ન મારા દમ.
કાયમદીન સબુરી જો કરે, ઉસે પીયુ પીલાવે પ્રેમ.
બેલ જો ઉસ પર ફીર ફીરે, ના કુછ કહે એક બાત.
માન રખે સો સોચના, કાયમ દીન લેકર હાથ.
કયા કયા દુઃખ તો ઉન સહા, ઔર તોભી ખુદી ન આઈ,
કાયમદીન દાનીઆલ નબીસે, ઝયાદે પાઈ બડાઈ.
મારેફત સારી બોલ કહી, સરે કીસીકા કાજ
કાયમદીન નબી કી મેહેરસે, પાયા સુરીજન આજ
સુન સુરીજન બીનતી, ઔર દીજો મુજકો સબુર.
કાયમદીન આજીઝ કે દીલપર, રહીયો સદા હજુર
કરની તેરી સબ પીયા, મત સીર ચેરે નાખ,
કાયમદીન આજીઝ હે પીયા, ઉસે મનડેર મેં રાખ



## સાખીયાં શરૂઆ દર ઈલમે તૌહીદ.

ઈઝા અન્તુમુલ ફુકરાઓ ફહોવલ્લાહો.

**અર્થ**—જયારે તમે ( સાચા ) ફકીર થાઓ ત્યારે અલ્લાહમા જઈ શકો છો

કાયમદીન સચ કર જાનીયો, જો કોઈ શાહ પર મોય.[3]
પણ સાચ ઉસી પર રાખીયે, તો શાહકી પ્યારી હોય.
કાયમદીન સચ કર જાનીયો, ઔર નેહ[4] સાંઈસે[5] રખ.
પણ સાચ ઉસીપર રાખીયો, તો લોક મારેગે જખ
કાયમદીન પીયુ એક સહી, મતા[6]મતી મત કાઢ

---

૧ જુવાર, બાજરી વગેરેના સાંઠાઓ છે તેને કાપી નાખે છે તેની ઉપર ખલીમા બળદો ચલાવે છે તોબી તે કાંઇ ફરીયાદ કરતા નથી એટલી સબુરી હોય તો પીયુ મળે ૨ મન

૩ મોહે ૪ પ્રીત. ૫ ખુદા. ૬ મતો ઉભા કરવા તે, વાદવિવાદ

ભુંડા તું કીસે કહે, સબી ઘટ બસે કીરતાર.
કાયમદીન સબમે શાહ બસે, ઔર કુછ ન દુજા[1] આન.
ભુંડા ભલા સો આપ કહે, સહી કર તું યે માન.
કાયમદીન ઐન જો હો રહે, મત ગેન દિલમેં લાય.
ભુંડા ભલા સો કીસે કહે, યું અંતર પડ જાય.
કાયમદીન આપસ આપ કહે, ઔર નામ કીસીકા લે.
આપે બોલે આપકો, કહો ભાર કીસપર દે
કાયમદીન લોક કહેતે ઓર, વોહ મત દીલમેં આન.
ધ્યાન ધણીસે રાખીયે, સાચા સાહેબ પીછાન.
કાયમદીન કે મન એક હે, જહા દેખે વહાં નુર
નબી રસુલકી મેહેર સે, હુવા સો નુકતા[2] દુર.



સાખીયાં હકતુમ ( સાતમી ), દર છદમે તૌહીદ.

(હદીસ) કુનફિદ-દુનિયા કો અન્નકા ગરીબુન્ અઓ કુઆબેરી સબીલિન વ અદ્દા નફ્સકા મિન અસ્હાબિલ કુબુર.

અર્થ—દુનિયામા તુ ગરીબીથી અને મુસાફરની માફક ચાલ અને પોતાને મરેલાઓ જેવો સમજ

ઉરદુમાં જોવા જઇએ તો "કાયમદીન" સાત અક્ષરનો હરફ છે, કાફ, અલેફ યે. મીમ, દાલ, યે, નુન. એ સાત અક્ષર એમના નામમાં શુ શુ દેખાડે છે તે નીચે વર્ણવેલું છે.

"કાયમદીન" નામકે સાત હરફહે, ઔર સાતું સહી કર જાના,
ખુદ ખો, બે ખુદ હો, હકતઆલકો પીછાના.

---

૧ બીજુ. ૨ ઐન ને ગૈન ની વચ્ચે જે નુકતાનો ફરક છે તે

"કાફ" કેનાઅત[1] કરકે, રખા મનકુ ઠોર[2]
કાયમદીન મન એકહે, દુજા નહી કોઈ ઓર.
"અલેફ", અલ્લાહકો એક પીછાના, દુજા અતર ટાલ,
કાયમદીન, કહે મન એક હે, જહા દેખો વહા લાલ[3]
"યે", યાદ સુરતસે ચીના, દેખા અર્શ મેદાન
કાયમદીન, પુજા નીત[7] કરે, સુરત લાગે માન
"મીમ" સે "મે" "હુ" દુર કીયા, હવા હીરસ કર દુર
કાયમદીન નુકતા ટાલ કર, દેખા નુર ઝહુર
"દાલ", દુનીકે લોભકો, ઓર કીયા દિલમે સે દુર,
કાયમદીન આપા ભુલ કર, ચીના અનહદ નુર
"યે", દુજી યુ કહે, હોઠ હીલાને બીસર[5]
કાયમદીન કર મુશાહેદા, અગંમ ઘડપર ચઢ
"નુન" નુકતા ખુદીકો, કીયા હે જીને કતલ
કાયમદીન હક દરીયાવમે, ઐન હુવા વાસીલ[6]



સાખી હસ્તુમ, મુનાજાતે આજીઝી પેશે
હકતઆલા. ખુદા પાસે આજીજીની મુનાજાત (અરજી)

ઈસ રહેણીમે તુ રખીયો, ઓર તુજસે મેરી લજજા[7]
કાયમદીન આજીઝ યુ કહે, મેરા કોન ગજા[8]
સાચા સાહેબ તુ ઘણી. ઓર મુજે હે તેરા ભાવ,
કાયમદીન આજીઝ યુ કહે, પીયા સેજે મેરી આવ

---

૧ સતોષ ૨ મનને એક ઠેકાણે રાખનુ ૩ ખુદા ૪ ગજ ૫ હોઠ હલાવીને એટલે મોટેથી બદગી કરનાનુ વીસરી જઈ જયારે સુરતથી ધ્યાન લગાડવાનુ શરૂ કર્યુ ત્યારે અગમ ઘડપર ચઢયો ૬ ખુદા સાથે જોડાવુ તે ૭ શરમ ૮ તાકત

આશા તેરી મુજ ઘણી, ઔર મુજ પર કીજીયે કરમ,
કાયમદીન આજીઝ કહે, પીયા રાખો મેરી શરમ.
મેરી તુજસે પ્રીતહે, ઔર મુજે ન રખીયો દુર,
કાયમદીન આજીઝ કહે, પીયા પ્રેમ પીલા ભરપુર.
સુનો સુરીજન બીનતી, ઔર ન હો મુજસે જુદા
કાયમદીન આજીઝ કે ઘટમે રખીયો ઉજાલા સદા.
મેહર કરો મુજપર પીયા, તો સબ દુ:ખ જાવે નાશ
શાહ કાયમદીન આજીઝ કહે, પીયા પુરો મનકી આશ.



**સાંખી નહુમ. (૯) દર મોહોઅમતે હકતઆલા.**

**(હદીસ) ફ્રુતહના જિહાદિલ અસગરે, વ રજાઅના જિહા-દિલ અકબરે.**

અર્થ—અમે છોટી જહાદમા ફતેહ મેળવી છે અને હવે મોટી જહાદ તરફ રજુવાત કરી છે

કાયમદીન પ્રીસાદે અકબર ઘટ ભીતર, શમશેરસે કરો કતલ,
ફિર નુરે દીદારમે, હો જાઓ અન વાસીલ
કાયમદીન બીરેહ[1] ઇશ્કમે, જલ[2] હોવે અંગાર
બાણુ જો છુટા પ્રેમકા, સો પડા કલેજે સાર.
કાયમદીન બીરેહકે ઇશ્કમે ઔર બડે જો મસ્ત હોય,
બાણુ જો લગા પ્રેમકા, સો ડાલી શુધબુધ ખોય.
કાયમદીન બીરેહકે હાલમે ઔર કીયા પીયુપર ભાવ,
બાણુ જો છુટા પ્રેમકા, તો લગા કલેજે ઘાવ.
કાયમદીન બીરેહકી અગનમે, દીયા સો તન મન જાલ
પીયા પ્યાલા પ્રેમકા, ફીરે મસ્ત બે હાલ.
કાયમદીન બીરેહકે ઘર મહીં, જા બેઠે દોડકે ધાઇ,

---

૧ જુદાઇની આગ ૨ બળીને

આગ જો લાગી પ્રેમકી, સો હીયા તન મન જલાઈ[1]
કાયમદીન બીરેહમેં પ્રીત, ઓર છુપી પ્રેમકી આશ
નઆરા[2] જો લાગા આહકા,[3] સુકે ગયા લોહ ઔર માંસ.
કાયમદીન બીરેહમે શુધ ગઈ, પરગટ ભયા તબ લાલ
લગી ચોટ જો પ્રેમકી, સો પડે મસ્ત બેહાલ.
ઈશ્ક કા મારા જોત પર, પતગ પડે અપલાઈ
કાયમદીન બીરેહ કી આલકું, પીયા બીન કોન બુજાય.



૨૪—૧૦

સાંખીયા દહુમ, દર ઈલ્મે તૌહીદ.
કુલુબુલ મોમીનાની અર્શલ્લાહે તઆલા.
અર્થ—ઇમાનદારનુ દિલ ખુદાનુ અર્શ છે
કાયમદીન ઘટકો છોડકર, મુસલમાન મકકે જાય
હીંદુ ફીરે ભટકતા, સો ભુલા તીરથ ન્હાય.
કાયમદીન કાશી દુવારકા, હીંદુ દોડા જાય,
ગગા, ગોમતી, નર્મદા, સો ભુલા તીરથ ન્હાય.
કાયમદીન કહે મન તો ઠોર નહી ઔર બેઠા માલા ફીરાય.
મનકા મરમ બુજે નહી, સો કૈસી માલા ફીરાય
કાયમદીન ઘટમે પીયુ બસે, ઔર મરમ કોઇ ન બુજે.
હીદુ નિરજન છોડકે, સો ડેહેરા દેવલ પુજે.
કાયમદીન દોનું ભુલે પડે, ઔર મરમ દીલકા ન જાને.
હીંદુ મુસલમાનમે મમત પડી, સો આપ આપકો બખાને
કાયમદીન સવાશેર સબ હોય, નવટાકી કોઇ ન હોવે
અહકાર પડદા બીચ હે, સો કયસે દરશન જોવે
કાયમદીન હીંદુ, મુસલમાન દિલસે અહકાર ન ખોવે

૧ સલગાવી મુકી ૨ બગાડ બુમ ૩ હાય

મેલ જો લાગા ભીતરસે, બાહેર ધોએ કયા હોવે.
કાયમદીન ઘટકી સેવા પકડ, તીરથ જાતરા સબ છોડ.
મન પવન કો વશ કર, લગા પ્રેમકી દોર.
એકા એકજ હો રહે, ઔર ડાલે પડદા ખોસાય,
શાહ કાયમદીન પરગટ કહે, સો તેજમેં તેજ મીલાય .



સાખીયાં યાજદહુમ—દર ઇલ્મે તૌહીદ.

લિલ્લાહે માફિસ્સમાવાતે વ માફિલ્અર્દે વ કાનલ્લાહો બે કુલ્લે શઇઇન મોહીતા ( કુરાને શરીફ )

અર્થ—આસમાન અને જમીનમા જે કાંઇ છે તે ખુદાનુ જ છે. અને ખુદાનો ઘેરાવો સઉ ચીજ ઉપર છે

કાયમદીન લોક જો કહે સો તુ કીજીયે મત
બુડા ભલા સો કીસકો કહીયે, પીયુ બસે સબ ઘટ
કાયમદીન પીયુ સબ ઘટમે કોન મહેરી[1] કોન પુરખ[2]
વહેમ ગેરકી નેંનસે દુઇ કર મત નીરખ[3]
કાયમદીન પીયુ એક હે, ઔર કુછ દુજા નાહી
કોન મેહરી, કોન પુરૂષ, પીયુ સબ ઘટ માહી
કાયમદીન કહે દુજા કોન હે, જહા દેખો વહા વહી.
પીયુ સો આપ બીખર રહા, સચ કર બુજો સહી.
કાયમદીન પીયુ ભેખ[4] ધરે, ઔર રહા હે આપ છુપાય.
આપે બસે ઘટ મહીં, લોકો અરશ બતાય

---

૧ ઓરત ૨ મર્દ ૩ જોવુ ૪ વેશ   સઉ ચીજોમા તેજ પોતે વસી રહેલો છે, આ બધે ઠેકાણે ખુદા મોજૂદ છે તેના ખુલાસા રૂપે છે, મૌલાના રૂમ સાહેબની મસનવીમા પણ આવી ઘણી વાતો બયાન કરેલી છે, આનો ભળતો અર્થ કરી બેસવાનો નથી,

કાયમદીન જીસને પીયુ પીછાના, વો રાખે સાઈસું ધ્યાન
વો જીવ તો દુનીયામે જીવા ભી પરમાન.
હદ છોડ બે હદ જાય, વોહી સચ મરમ બુઝે
શાહ, કાયમદીન હદમે જો રહે, ઉસે કુછભી ન સુઝે



૨૪—૧૨

સાખીયાં દુવાઝદહુમ ગફલત દુર કરદન.

( ગફલત દુર કરવા વિષે. )

અલ-મઓતો બાબુન, લાબુદ્દા મિન દોખૂલેહી, વલ-કબરો મન્ઝેલુન લા-બુદ્દા મિન-નોઝુલેહી (હદીસ)

અર્થ—મોત એક દરવાજો છે જેમા દાખલ થવુ જરૂરનુજ છે અને કબર એક ઉતારો છે જ્યા ઉતરવાની પણ જરૂરજ છે •

કાયમદીન, જીવકો સુખ ચાહીયે, ધ્યાન, ગ્યાન ન ભાવે,
મ્હોત વખત પસ્તાવા કીયા, સો કામ કછુ ન આવે
કાયમદીન, થોડે સુખ મહી જીવ રહા લલચાઇ,
કુછ નેકી, બદગી કર લે, વો જાવેગા કમાઇ
કાયમદીન, જીવ હે લોભીયા, ઓર પડા માયા કે ફાદે,
મ્હોત કી તો ખબર નહી, ચઢ બેઠી હે ખાધે.
કાયમદીન, કુડી[1] દુનીયા પર જીવ રહા લલચાય,
ઇસ દુનીયામેં આય કર, ખાલી હાથું જાય.
કાયમદીન, જીવ સ્વાદીયા, આર ખુબ ખાસ પર પ્યાર,
સાહેબ નામ સમરા[2] નહી ખોયા સબ જનમાર,
કાયમદીન, જીવ હીરસીયા,[3] આર પાસ માયા કા જાન,
જીવત મરતક હો રહે, લગા નીરંતર ધ્યાન
કાયમદીન કહે, સુન જીવ તું, સાઇ સ્વાદ તુઝે ભાવે,
થોડે સુખકે કારણે બ્હોત સુખ કયું ગુમાવે.

---

૧ જુઠી ૨ યાદ કરવુ ૩ લોભી

કાયમદીન કહે સુન જીવ લોભી, કુછ સાહેબ નામ સંભાર[1]
બહોત સુખ તું પાવેગા. સાહેબ કે દરબાર.
કાયમદીન કહે, લખ કરોડ બરસ, જીવહો સુખ હે બહોત
દુઃખ પડે તબ તો પહેલી ઘડી, આ પોહોચે જબ મોહોત
વ્હેમ ગેરકો દુર કર, ઔર રખ સાહેબસું લહે
કાયમદીન સચ કર જાનીયો, દુનીયા સપના હે.

## ૨૪—૧૩

સાખીયાં સીઝદહુમ, મારેફતે હકતઆલા સહી કરદન.

( ખોદાનું જ્ઞાન મેળવવુ ) અના મિન્નૂર રિલ્લાહે, વ કુલ્લો શએઈન મિન્નૂરી.

અર્થ—( પેગમ્બર સ૦અ૦મ ફરમાવે છે કે ) હુ ખુદાના નૂરથી પેદા થયો છુ અને સર્વે ચીજ મારા નૂરથી થઈ છે

કાયમદીન ગ્યાની ઇસ કાયાકા મરમ કોઇ ન બુજે.
ઘટ અંધારા બ્હોત હે, સો કયુ કર પીયુ સુજે.
કાયા તો એક ઘાટ ઘડા હે, ઔર બીચ રખા હે જીવ,
કાયમદીન સચ કર માનીયો સોહી નિરંજન પીયુ.
કાયમદીન, જીવ અરૂપી ઉધર ઉધ ગયો ભેખ.
નહી લીલા, નહી પીલા, જે કોઇ રૂકે ઉસ દેખ.
ઘાટ બીનાકા, રૂપ બીનાકા, ઓ બસે કાયામેં હંસ.
કાયમદીન આશક જાનીયો, સોહી પીયુજી સચ.
સાહેબ ઓર બંદેમે ઇતના અંતર, અહંકાર બીચ હે જાન.
કાયમદીન અહંકાર દુર ખીસે તો, ઓલે સો પીયુ પીછાન.
પીયુ મીલનકા એ મારગ, ઔર દુજા સબ હે ભામા.
કાયમદીન લોક ઢુંઢ હારે તબ લીયા હર કુછ કામા.
હીંદુ નીયમ, ધર્મ પાળે, ઔર મુસલમાન કરે જીકર,
શાહ કાયમદીન પીયુ મીલનકી, નહી દોનુ કો ખબર.

---

[1] યાદ કર

**અર્થ**—જેને ફક્ત ચોપડીનુ જ્ઞાન છે તે આ શરીરનો ભેદ જાણી શકતો નથી તેના દીલમા અંધારૂ ઘણુ છે તેથી પીયુ તેને દેખાતો નથી શરીર તો ફક્ત એક ઘાટ અથવા આકૃતી છે જેમા જીવ છે એજ જીવ તે નિરંજન ખુદા છે જીવનુ કાંઇ રૂપ નથી, તેથી તેણે આ કાયામા, પેલી કાયામાં એમ જુદા જુદા વેશ લીધેલા છે તે લીલો નથી કે પીળો નથી જેથી કોઇ તેને દેખી શકે તે ઘાટ વગરનો છે, તેમજ આકૃતી વિનાનો છે અને તે હંસ રૂપે કાયામા રહેલો છે એજ જીવ તે પીયુ હવે જીવને પીયુમા અંતર શુ ? ફક્ત અહંકાર અથવા હુ પણુ કે "ખુદી" નો પડદો તે દુર થયો કે ખુદાના દર્શનનો માર્ગ જડયો, બાકી હાદુ જે નીયમો પાળે અને મુસલમાન જે જીકર કરે તેટલુંજ કર્યાથી ખુદાના દીદાર થઇ શકશે એ આશા વ્યર્થ છે



### સાંખીયાં ચહારદહુમ-દર તૌહીદે ઈલ્મ

### લએસા કમિસ્લેહી શએઉન ( કુરાન શરીફ )·

**અર્થ**—કોઇ ચીજ ખુદાના જેવી નથી

લોક કહે, કુછ જોગ કીજીયે, તો પીયુજી દર્શન દેખાય.
કાયમદીન સચ કર જાનીયો, સબ ભામા કહેલાય.
કોઇ કહે, પીર પયંબર પીયુ નજરૂં દેખા જાન,
કાયમદીન કહે સચ કર માનીયો, એ બાતા જુઠી માન.
ચામ નજરૂં કીન નહી દેખા, એ સબ બાતોકા બઢાવ
કાયમદીન, લોક કહાનીયા કહે, કર કર બ્હોત ચઢાવ.
સાહેબ નહી એક જાગ પકડ બેઠા, જો આવે ઉપરસે ઉતર.
કાયમદીન એ જુઠી હે કાયા, સો નહી દેખા કીને નજર.
કેતેક સીધ હો ગયે ઔર લહે સાહેબ સુ લગાઇ,
કાયમદીન સચ કર જાનીયે, એ દેતે ફીરસ્તે દીખાઈ,
ભુજરોગો કી ભીડ પડી, તબ આયે ફીરસ્તે ઉતર,
કાયમદીન ઉનોકા સત રખનેકુ, દાખાયે રૂપ ધર.
સાહેબ નિરંજન નિરાકાર, કંહી આવે ન જાવે.
કાયમદીન, સાંઇ વોઇ હે, ન પીવે ન ખાવે.

લેહેકે કારણુ ફીરસ્તેને આવ રૂપ દેખાયા,
કાયમદીન, લોકોને શું જાના, સાહેબ ઉતર કર આયા.
પીયુ સો સબ ઘટ રચ રહા, ઓર ભુજા લોકો ગ્યાની,
કાયમદીન બોલ કહે સુનાવે, બાતાં સારી છાની.
અહંકાર ટીમકા દુર કર, હય જીવ પીયુ સહી,
કાયમદીન કહે સો માનીયો, બોલે સોઇ હે વહી.
એકા એકજ હો રહે, અંતર નુકતા ખો જાય.
કાયમદીન ઈસ ભેદકુ, બુજે સોજ વિરલા કહેલાય.
ચોર કાયા કે વશ કીયે, ઓર એકજ નુકતા ખોય.
શાહ કાયમદીન બોલ કહે, સો તેજમા તેજ મીલ જાય.

સાર—લોકો કહે કે કાંઇ જોગ કરવાથી પીયુ અથવા ખુદાના દર્શન થાય પણુ એ મનની ભ્રમણા છે જો કોઇ કહે કે કોઇ પીરે અથવા પેગંબરે આ શરીરની આંખોથી ખુદાને જોયા તો એ જુઠું સમજવું લોકો ચઢાવી ચઢાવીને વાતો કરે છે સાહેબ કાંઇ આસમાનપર એક જગા પકડીને બેઠો નથી કે ઉપરથી ઉતરી આવે, પણ કેટલાક સીધો જે સાહેબનું ધ્યાન ધરીને બેઠે છે તેને કેટલીકવાર ફીરસ્તાઓ નજર પડે છે અને તે લોકો ભુલ થાય ખાઇ એમ સમજે છે કે નિરંજન નિરાકારના દર્શન થયા સાહેબ તો દરેક ઘટમા વસે છે અને તે અહંકારનો પડદો અથવા ટમકો દુર થયો કે ઘટમા તે રોશન થાય છે ખરો ભેદ જે ખુદાના દીદારનો છે તે એજ છે અને ખરા માર્ગ પણુ એજ કે શરીરના ચોરો, લોભ, અહંકાર, મોહ, માયા વગેરેને મારી અંતકરણ સાફ કરી ત્યાં ધ્યાન લગાડવું,

આની સાથે સરખાવો —

તરણા ઓથે ડુંગર રહે, એવો ઉખાણો સરવે કહે,
તરણું તે જીવનો અહંકાર, તે પાછળ રહયો કિરતાર

વળી મઉલાના રૂમી સાહેબ કહી ગયા છે,

ગર બદીદી હીસ્સે હયવાન શાહરા,
પસ બદીદી ગાવ વ ખર અલ્લાહરા,

એટલે જો આ ચર્મ ચક્ષુઓથી ખુદાને જોઇ શકાતો હતે તો તે ગાય અને ગધેડા બધા ખુદાને જોઇ શકતે

## ૨૪-૧૫

સાખીયાં ૫ જદહુમ, દર મઆરેફત

વંહોવા માઅકુમ અએનમા કુંન્તુમ ( કુરાન શરીફ )

અર્થ—જ્યા તમે હોવ ત્યા ખુદા તમારી સાથે છે,

પીયા પીયા કયા પુકારો, ઔર પીયા તુમારી પાસ
કાયમદીન, એ ઘટ મેં સાહેબ બસે, જયુ પુલનમેં બાસ
જયુ દુધ મે ઘી બસે, યુ કાયા મેં પીવ
કાયમદીન, આપસ ભુલ જાવ. તો પીયુ તુમારા જીવ
કલલાઇ હે સો રૂપા હોય, જો મરે બીજકા પાની.
કાયમદીન, ખુદી દુર ખીસે તો, બોલે સોહી પીયુ જાની.
પીયુ સો આપ બીખર રહા, ઔર બ્હોત રંગ રૂપ ધર
કાયમદીન, દીલકે ગ્યાનસે, રખા ઉસે પકડ.
આકર દુનીયામે પીયુ પીછાને, વોહી કામ કર ગયે
કાયમ, દુજે સબી જીવ, સો લટક અધર રહે.
જો જીવ જનમકા અધા, સો મરમ કયુ પાવે,
કાયમદીન, ભુલા માનવી, જહાં મન માને વ્હા જાવે
જો દરશન ચાહે પીયુકા, તો એકાએકી હો
શાહ કાયનદીન બોલ કહે, બીચકા ટીમકા ખો.

## ૨૪-૧૬

સખીયાં સાજદહુમ. દાનીસ્તને મુરશીદે કામીલ

કામીલ સદગુરૂને ઓળખવો. મલ-લા શએખા લહુ, કશ શએખોલ હુશ-શએતાના

અર્થ—જેને માથે પીર નથી તેનો પીર શેતાન છે

કાયમદીન, ખલક કયા કરે, પકડે અંધેકા સાથ.
પીર આપ ભુલે પડે, ચેલા કયું પાવે બાટ.[1]
ઝુબા પહેને ટોપી ઓઢે, ઔર બ્યાન વાએઝ સુનાવે,
કાયમદીન, પીયુ ઘટમે બસે, ઔર દોનુ ભુલે જાય.
ચેલે બીચારે કયા કરે, ઔર મીલા સો અંધા ગુરૂ,
વહી ચોર મારગકે, વહી જામીન ભરૂ
ચેલા અંધા, ગુરૂ લાલચુ. બાજા મીલા સબી ચોર.
કાયમદીન, દુધ, દહીં, ઘી કરે, ભલે બીચારે ઢોર.
કાયમદીન. આગુકે બુજરૂગ હુવે, ઉનુને પીયુ સહી કર બુજા.
અબ તો કીતાબા પઢને લગે, છોડી મનકી પુજા.
પીર સહી સો પીયુ મીલાવે, ઓર કહે હક વાસીલ
કાયમદીન, અબકે તો વાએઝ કરને લગે, વે માવરા ગયા નીં
બયાન વાએઝ તો મુલ્લાં કહે, ઓર પીર મારગ કુછ દુજા.
કાંયમદીન, કહે પીર તો ઉસે કહીયે જો સહી કરાવે ખુદા.
વોહ માવરા તો નીકલ ગયા, જો કુછ થા બી આગે,
કાયમદીન વોહ તો ભુલ ગયે, તબ કીતાબાં પઢને લાગે,
સાહેબ સહી કરના છોડ દીયા, ઓર લીતી લેસ બડાઈ.
શાહ કાયમદીન, વોહ ચલન તો ઉઠ ગયા,તબ બ્યાન
વાએઝ પર પીરાં મુરીદી ઠેરાઈ.

૨૪—૧૭

## સખીયાં હકૂદલુમ દર દીલમે તૌહીદ

વઝકુર રબ્બકા ઈઝા નસીતા (કુરાન શરીફ.)

અર્થ—યાદ કર પોતાના ખુદાને જ્યારે તુ તેનુ નામ લેવા ભુલી જાય

રબ સબસે ન્યારા હય, પંડ વરભડ સે પાર
નિરંજન એ ચુનસે અગમ હે. સો બાચુન પુરૂષ કીરતા

1 રસ્તો.

**કાયમદીન, પંડ પંડ સબ કોઈ કહે, પણ પંડકા હોગા ઝાડ**
**પંડમે કબી જો વસ્તુ હોવે, તો વણુસે* નહી લગાર.**
**કાયમદીન, પડમે પ્રતિબીંબ હય, આપ પડસે ન્યારા**
**પંડ, વરભંડસે આગુ હય, એ વસ્તુ અલેક અપારા.**

**અર્થ**—ખુદા બધા કરતા ન્યારો છે, અને પીડ એટલે શરીર તથા વરભડ એટલે બ્રહમાડથી પણ જુદોજ છે બધા લોકો પડ, પડ કરી કહે છે પણ સમજતા નથી પડ એક ઝાડ મીસાલ છે અને એ પડમા કાઇ ખરી વસ્તુ નથી એટલે પડ તે કાઇ ખુદા નથી કારણ કે જો તે ખરી વસ્તુ હોત તો તે અવિનાશી રહેત તેનો વિનાશ થતે નહી પડમા ફકત ખુદાનો પ્રતિબીંબ એટલે છાયો છે, પણ પોતે તેનાથી ન્યારો છે બાકી ખુદા અથવા વસ્તુ જે કહો તે પડ અને બ્રહમાડ બન્નેથી આગળ છે

આ બધુ ગહન છે તથા હવે પછીનો કેટલોક ભાગ એકદમ સહેજમા સમજ પડી શકે એમ નથી તેનુ કારણ નીચે સમજાવવામા આવ્યુ છે તેમજ દીબાચામા અને ૨૫મા પ્રકરણમા સમજાવવાની કોશીશ કરી છે

**કાયમદીન વાણી હમારી ઉલટ હે, કાઇ જ્ઞાની ગોથે ખાવે**
**પહેલી બાતા પકડ રહે, પીછુકા ભેદ ન પાવે**
**કાયમદીન જબ લગ મીસરી ચખી નહી, તબ લગ ગુડકો બખાના**
**જબ મજાહ મીસરીકી પાયા, તબ ગુડસે મન નહી માના.**
**કાયમદીન જબ ચડે હસ્તી ઉપર, તબ ટટ્ટુ નઝર ન આયા,**
**યુ અલેક પુરૂષ કો જા મીલે, તબ જોત જાપ ના ભાયા**

**અર્થ**—હમારૂ લખાણુ એકદમ સમજ પડે એમ નથી, કાઇક જ્ઞાનીઓ પણ તેમા ગોથા કદાચ ખાઇ જાય કારણ કે તેઓ આગળના બોલો પકડી રાખે છે, એટલે પછવાડેનો ખરો ભેદ માલમ પડતો નથી જ્યા સુધી શાકર ચાખી નથી ત્યા સુધી ગોળના વખાણુ થાય છે પણ જ્યારે શાકરનો સ્વાદ ચાખીએ ત્યારે ગોળ પસદ પડનો નથી જયારે હાથીપર ચડીએ ત્યારે ટટ્ટુ નજરમા આવતો નથી તેમ જ્યારે ખુદાના દર્શન થાય અને તેમા મળી જવાય ત્યારે જોત, જપ તપ કાઇ પસદ પડતા નથી

---

* વણુસવુ=ખરાબ થઇ જવુ

## ૨૪-૧૮

સાખી હઝરતહુમ, દર મઆરેફત

વ ફી અન્ફોસેકુમ અફલા-તુબસેરૂન (કુરાને શરીફ.)

અર્થ—શું તમારી જાતમાં (અમારી કુદરત) નથી જોતા?

(હદીસ) મન અરફા નફસહુ ફકદ અરફા રબ્બહુ.

અર્થ—જેણે પોતાની જાતને ઓળખી તેણે ખુદાને ઓળખ્યો.

(હદીસ) અલ ઇન્સાનો સિર્રી-વ અના સિર્રોહુ તઆલા, અલ્હમદો લિલ્લાહે રબ્બુલ-આલમીન.

અર્થ—ઇન્સાન મારો ભેદ છે અને હું ખુદાનો ભેદ છું. સઘળી તારીફ ખુદાને માટે છે જે બંને દુનિયાનો પાળનાર વાળો છે.

કાયમદીન ખલકમીસાલ પશુ હે, કયા રંક ઔર રાના,
સતગુરૂકે ભેદ બીના, સો ભમી ભમી ભટકાના
કાયમદીન જીસ વાસ્તે ધરમ ધ્યાન કરે, સો જેસા જુસા[1] હેતા
ક્યા હીંદુ, ક્યા મુસલમાન, સબને ઉલટા મારગ લીતા.[2]

## ૨૪-૧૯

કુલ્લો શય્એઇન હાલેકુન, ઇલ્લા વજહા (કુરાને શરીફ.)

અર્થ—તમામ ચીજ નાશ થનારી છે પણ ખુદા અમર છે.

કાયમદીન સબ બાત કહાં કહીયે, ચૌદ લોક, વૈકુંઠ ધામ
નીજધામ નિરંજન અલેક હય, સોહી અમર મુકામ.
કાયમદીન, સોહી અમર ચીને બીના, આશા કછુ ન આવે
કુરાન, પુરાણ, બેદ, વાણી, સબી મીલ શાખ પુરાવે.

---

૧—જુસ્સ, શુદ્ધ ૨—હીંદુ મુસલમાન બંને જે કરવાનું છે તે કરે તો ખરે માર્ગે કહેવાય

અર્થ—બધી વાતો કયા કુહેવા બેસીયે, ચઉદ લોક અને વેકુઠ અથવા બેહેસ્તની કારણુ કે એ બધુ વિનાશી છે જયા નિરજન અલે કનો વાસો છે તેજ અમર મુકામ છે અને તે પારખ્યા સીવાય કાઇ બીજો ઇલાજ નથી કુરાન, પુરાન, વેદ, અને સાખીઓ સૌ એજ ગવાહી આપશે ખુદાના અમર મુકામને જાણ્યા સિવાય બધા ખરે રસ્તે પહોચેલા કહેવાયજ નહીં *



## આમાં પડ એટલે આ શરીરની રચના તથા બ્રહમાંડ એટલે કાયનાત—શ્રષ્ટિની રચના સમજાવી છે.

કાયમદીન આદમકા ખોજ કરો, શબ્દ શાસ્ત્ર બિચાર,
એક વેરાટ સરૂપ વરમડ હે, કુદરત બાજી સાર
કાયમદીન જૈસા પડ હોતા હે, વૈસા વરભડ હોતા હે માન
સુન મે સે મખ્ખી બરાબર હોતા, તામે છોટા પડ પીછાન
કાયમદીન કહે, ધામ ઇસ્કા શીર હય, ચદ્ર સુરજ અંખીયા જાન,
તારે સબી રૂવાવલી, ચૌદે તબક ઘાટા પીછાન.
કાયમદીન ખલકા મીસાલ સોજડ હે, ઘુંટીયા મેડક જાન,
સેસનાગ પાઉ ફેણુ હે, એડીયા મેરૂ પીછાન
કાયમદીન ઉસમે તમામ આલમ હે, કુદરત હઝદા હજાર
ઉસ આલમ તીન લોકમેં, માણુસ લોક હય સાર

અર્થ—કાયમદીન, આ માણુસની આકૃતિ શુ છે તે વિચાર કર એક વૈરાટ સ્વરૂપમા આખુ બ્રહમાડ સમાઇ ગયુ છે જેવુ પીડ છે એવુજ બ્રહમાડ છે અને પીંડમા એક નાનુ સુક્ષ્મ શરીર ઘાનુજ બારીક છે તેનુ રહેઠાણુ માથામા છે ચદ્ર અને સુરજ તેની આખ છે, તેના રૂવા બધા તારા છે, ધાટુ તે તેના ચઉદ તબક છે ઘુટીયો મેડક છે પગ શેશ નાગની ફેણુ છે તેની એડી મેરૂ પર્વત છે

* કેટલાક ભાઈઓ ફક્ત વાતો કરીનેજ પોતાને ખરા ધર્મવાળા માને છે પણુ વાતેથી કઇ વળવુ નથી અમલ કરનારા છે તેજ લોક ખરા છે અને તેજ પહોચી શકે છે

આ આકૃતિમા તમામ આલમ છે અને બધી શ્રષ્ટી તેમા છે. તે બધા લોકમા માણુસ જે છે તેજ શ્રેષ્ઠ છે

**સમજણઃ**—( જે લોકોનો આ મત છે તેમને સમજાવવા પીર સાહેબે આ વાત લખી છે ) આ વિષય ઘણો ગહન છે અને એકદમ સમજ પડી શકે એવો નથી છતા નીચે સમજાવવાની કોશીશ કરી છે.

જ્યારે જગત પ્રગટ થયુ ન હતુ ત્યારે કેવળ ચૈતન્ય રૂપે, ખુદા કહો કે ઇશ્વર કહો તે સઘળે બીરાજી રહેલો હતો તે સમયે સુર્ય ન હતો, ચદ્ર ન હતો, તારા ન હતા, અગ્નિ ન હતો, રાત ન હતી, દિવસ ન હતો, અજવાળુ ન હતુ, અધારૂ ન હતુ, કાઇજ ન હતુ.

જગત પ્રગટ કરવાની જયારે પ્રથમ ઇચ્છા થઇ ત્યારે મુખ્ય પાચ તત્વો જેને કહે છે તે ઉત્પન્ન થયા તેને મહાભૂત કહે છે તે આકાશ, વાયુ, તેજ, પાણી અને પૃથ્વી છે એ પાચ તત્વોથીજ આખી જગત્ અને જીવો અને વસ્તુઓ બનેલા છે એ પાચ તત્વના પાચ જુદા જુદા ગુણો છે આકાશનો ગુણ શબ્દ છે, એટલે આકાશ જો નહિ હોય તો આપણે બોલિએ. તે સભળાય નહી, વાયુનો ગુણ સ્પર્શ છે એટલે વાયુ નહીં હોય તો શરીરે ટાઢ, તડકો લાગે નહિ, તેજનો ગુણ રૂપ છે એટલે તેજ વડે જોઈ શકીયે છીયે પાણીનો ગુણ રસ છે એટલે સ્વાદ છે અને પૃથ્વીનો ગુણ ગધ છે પૃથ્વી નહી હોય તો ગધ મળેજ નહિ ( આ બાબદ દીબાચામા વધારે સમજાવેલી છે ) હવે એ પચીસ તત્વોમાથી તમામ શ્રષ્ટિ પેદા થઇ છે એટલે જો માણુસની આકૃતિ અથવા પીડ શુ છે તે સમજ પડે તો આખી બ્રહમાડમા શુ છે તે સમજ પડે

" જે જે કાઇ દેખાય છે ને સૃષ્ટિમા રહેલુ છે તે રૂપવાન અથવા આકાર વાળુ છે એ જુદી જુદી આકૃતિઓ ભલે હોય, પણ સર્વ રૂપના તત્વ શુ? તે શેના બધાયલા છે? એ સર્વ પચ માહાભૂતના પુતળા છે, પચમાભૂત વિનાની બીજી કોઇ વસ્તુ તેના બધારણમા સમાયલી નથી. માટીના વાસણ જુદા જુદા ઘાટના અને જુદા જુદા રગના ભલે જણાઓ પણ સર્વ માટી રૂપ છે જેવુ પિડે તેવુ બ્રહમાડે અને બ્રહમાડે તેવું પિડાડે—વ્યષ્ટિમા સમષ્ટિ અને સમષ્ટિમાં વ્યષ્ટિ—મોટા અગ્નિમા જે છે તેજ તેના એક તણખામા છે અને તણખામા છે તેજ મોટા અગ્નિમાં છે, તેમજ એક વૈરાટ સ્વરૂપમા સકળ વિશ્વ સમાઇ ગયુ છે, અને તે વિશ્વના જુદા જુદા અવયવ વૈરાટ સ્વરૂપથી જુદા નથી, એ પ્રત્યેક અવ-

ચવમાં વૈરાટ સ્વરૂપ વ્યાપી રહેલુ છે ” (રા૦ રા૦ મધુવચરામ હોરાનુ અધ્યાત્મિક માર્ગ પ્રકાશ. પાનુ ૨૩ ) ‡

હવે ઉપર જે શરીરના ભાગોનુ વર્ણન આપેલુ છે તેવીજ તરેહનુ વર્ણન ઉત્તર ગીતાના બીજા અધ્યાયમાં છે તેના યોગ પ્રકરણ પ્રારંભમાથી નીચલો ઉતારો સરખામણી સારૂ આ નીચે આપીશુ.

“ શરીરના દક્ષિણ ભાગમા એટલે શરીરની જમણી બાજુએ અગ્નિના જથાના જેવી અથવા સૂર્ય મંડળ જેવા પ્રકાશમાન પિંગળા નાડી છે, તે પુણ્યના કર્મને અનુસરવા વાળી છે અને તેને દેવયાન એટલે દેવતાનો માર્ગ અથવા રસ્તો કહે છે ૧૧

ડાબી બાજુએ ઈડા નામની નાડી છે, અને તે ચંદ્ર મંડળના જેવી પ્રકાશમાન છે તે ડાબા નસ્કોરાના શ્વાસમા રહેલી છે અને તેને પિતૃયાન એટલે પિતૃ-લોકનો રસ્તો જાણવો ૧૨

પાછલા ભાગમા મૂળાધારથી-બેસવાના ભાગના છેડાથી તે છેક માથા લગી, સિતારના લાકડાના ડાંડા જેવુ એક લાંબુ હાડકુ છે તેને બ્રહ્મદંડ કહે છે ૧૩

તેની અંદર એક ઘણોજ બારીક છેદ છે, તે છેદમા થઇને જે નાડી ઉપર લગી જાય છે તેને બ્રહ્મનાડી અથવા સુષુમ્ણા નાડી કહે છે જે કલ્યાણ કરનારી છે ૧૪

ઇડા અને પિંગળાની વચ્ચે સુષુમ્ણા નાડી બારીક રૂપથી રહેલી છે તેને વિશે સર્વવ્યાપક અને પરિપૂર્ણ એવા જે કોઇ શિવ છે તે રહેલા છે ૧૫

સૂર્ય, ચંદ્રમા, અગ્નિ, અને બીજા દેવતાઓ, પંચભૂત, ચૌદ લોક, (દશ) દિશા, જાત્રાની જગાઓ, સમુદ્રો, સઘળા પર્વતો, ખંડો, નદિયો, વેદ, શાસ્ત્ર, ચોવિસ અક્ષર, સ્વર, મંત્ર, પુરાણ, (ત્રણ) ગુણ, મહત સઘળા જીવોનુ જે બીજ તે જીવો, આત્મા, પ્રાણવાયુ, એ સઘળુ આખુ વિશ્વ, સુષુમ્ણા નાડીમા રહેલુ છે ૧૬

. . .

‡ આવી માન્યતા વાળા ભાઈઓને સમજાવવા સારૂ આ વર્ણન કરેલુ છે

ડાબી આખમા ઇશાન દિશાએ મનો-મની નામે શિવ લોક છે, અને મસ્ત કે બ્રહમપુરી છે, આખુ બ્રહમાડ શરીરમાં આશ્રય કરીને રહેલુ છે એમ જાણવુ. ૨૪

પ્રલયના વખતમા કાળ સરખો જે અગ્નિ થાય છે તેના સમાન જે અનત એટલે કાળાગ્નિ રૂપ શિવ છે તે પગને તળિયે છે, અને તેજ શુધ્ધ શિવ નીચે, ઉપર, વચલા ભાગમા, બહાર અને અદર મગળકારી અથવા સુખ આપનાર છે ૨૫

પગનો નીચલો ભાગ અથવા તળીયુ છે તેને અતલ કહે છે, ઉપલા ભાગને વિતલ કહે છે, તેની ઉપર ઘુટણુ લગીનો જે ભાગ તેને નિતલ, અને ઘુટણુને સુતલ કહે છે ૨૬

જાગનો નીચલો ભાગ મહાતલ, ઉપલો ભાગ રસાતલ, અને કેડને તલાતલ કહે છે એ રીતે સાત પાતાળ કહેલા છે ૨૭

પાતાળ જ્યા સાપો ગુછળા વળીને રહે છે ત્યા અને દુટીની નીચે, જોગીંદ્ર નામે જગા છે, જે કાળાગ્નિના જેવી અને ભયકર નરક સરખી છે, તેને મહા પાતાળ કહે છે, ત્યા અનત એટલે શિવ, જીવ નામ ધારણુ કરી શરીરમા કુડાળાના આકારમા વીંટલાઇ રહેલો છે ×

ઉપરનુ વર્ણન બધુ હટયોગને લગતુ છે, જે એકદમ સમજ પડી શકશે નહી પણ કાયમદીન બાવાના શિષ્યોના બનાવેલા ભજનો વાંચીયે અથવા તો બીજા મહાત્માઓના ચેલાઓના ભજન વાચીયે તો ઉપર લખેલાનો અર્થ ઘણે અશે સમજ પડે એમ છે

દાખલા તરીકે જેવુ પીડ છે તેવુ બ્રહમાડ છે અને અભરામ બાવા જે પીર કાયમુદીન બાવાના શિષ્ય હતા તે પોતાનો અનુભવ કહી ગયા તેમા કહ્યુ છે કે —

"ખેલ પ્રેમકા જો કોઇ ખેલે, અવલ આપા ખોવેરે;
પડમે વરભડ દીખાવે, પરગટ સાહેબ જોવેરે."

વળી શરીરમા બધી જાત્રાની જગો છે એમ ઉપર લખ્યું છે તેજ તરેહ એમના બીજા શિષ્ય બાઇ રતનબાઇ કહી ગયા છે કે —

મારા ઘટના ઉઘડીયા દુવાર, મે તો કીધારે અડસઠ તીરથ આગણે. એટલે મારા ઘટના બારણુા ઉઘડયા અને ત્યા મે અડસઠ તીરથ એટલે જાત્રાની જગા જોઇ

---

× હીદુ ભાઈઓને સમજણુ પાડવા માટે આ હકીકત આપવામા આવી છે

વળી ઉમર બાવા એક ભજનમા કહી ગયા કે —

સાત દ્વીપને સુખમણુ બારી, વદેહી વાત હમારી.
પેસી પતાલે કાલી નાગ નાથ્યો, ગોફણુ ગોલોરે મારી
પડને છોડી વરભડ ફોડી સુરતા સુનમે જોડી '

એમણે પોતાનો આખો અનુભવ નીચેના ગરબામા ગાયો છે —

સખી પોતાની પરતીજ, પહેલે કરીયે રે.
સખી સ્વપ્ને તજીયે ભોગ, જીવત મરીયે રે ટેક

સખી પ્રેમે આવે પાખ, ઉડી જઇએ રે,
સખી અગમ ઘરની વાત, અમો કહીએ રે સખી—૧

સખી નાભી કમળ ઘર મ્હાય, પ્રેમે ઉછાળો રે
સખી ચંદો ઝળકે મ્હાય, હસ હમારો રે સખી—૨

સખી નાભીથી નીચો દેશ, આગળ ચાલો રે,
સખી મછરીયા તે મ્હાય, તેને ઝાલો રે, સખી—૩

સખી વીછુનો વિકાર, લાગે કારી રે,
સખી નાથ્યો કાળી નાગ, નીશાનો મારી રે સખી—૪

સખી સાત દીપની મ્હાય, અગ્ની લાગે રે,
સખી આગળનો અવતાર, સરવે જાગે રે સખી—૫

સખી ઇગલા પીગલા સાર, સુખમણુ નાડી રે
સખી મન પખીને બ્હાર, જાય કાઢી રે સખી—૬

સખી ચદ્ર સુરજથી નુર, ઉતરે ન્યારૂ રે,
સખી તરવેણીની મ્હાય, લાગે પ્યારૂ રે સખી—૭

સખી અભય લીધો ગઢ, લાગી દોરી રે,
સખી સુરત સમેટી જાય, વરભડ ફોડી રે સખી—૮

સખી સાત દીપની મ્હાય, દરવાજા ખુલ્યા રે,
સખી દેહ તણા વિકાર, સરવે ભુલ્યા રે સખી—૯

સખી રગ રગ બોલે રામ, રટણા લાગી રે,
સખી મખીયા છુટે પડ, ભ્રમણા ભાગી રે સખી-૧૦

સખી અધર મેલી આસન, ગગન ગાજે રે,
સખી ચઉદ દરવાજે નિશાન, એક બીરાજે રે સખી-૧૧

સખી ૫દરમે પ્રગટયુ નુર, લાગી દોરી રે,
સખી દાસ ઉમરનું મન, લીધુ ધમધોરી રે * સખી-૧૨

---

કાયમદીન, મનખા જનમ બડી પદ્મી હે, જીસકો દેવતા ચાહે
કમાનેકી જગા એઈ હય, કાયકો જનમ અફળ ગુમાયે.
કાયમદીન, હરી મીલનકી જાગ, જનમ હે જાન,
મોટી દેવ પદ્મી હે, કીતી કમાઈ ખાઈ ફીર પીછાના પરમાન
કાયમદીન, રૂલનેકી જગા એજ હે, મન માને રૂલા કર
મન માને હરી ઓળખ, મન માને નરકમેં પડ

અર્થ—કાયમદીન માણુસના રૂપમા પેદા થવુ એ દુર્લભ છે અને દેવતાઓ પણ એ દેહ મેળવવા આતુર છે, કારણુ કે ખુદાના દીદાર મનુષ્ય દેહમાજ થઇ શકે છે, વાસ્તે જન્મારો શુ કામ ફોકટ કાઢે છે? આજ દેહમા દીદાર કમાવાનો વખત છે વાસ્તે ગમે તો ખુદાને ઓળખ અને ગમે તો નરકમા પડ

કાયમદીન, નરક આગ કારી બહોત હય, કોઈકજ વિરલા હરી ઓલખે જાન,
બડાઇ કે કારણુ મનખા પદાર્થ ગુમાવે માન
કાયમદીન, હીંદુ, મુસલમાન આબરૂકે વાસ્તે અટક રહે હે માન,
કોડીકે વાસ્તે બીગર સમજે રતન ગુમાવત જાન,
કાયમદીન કહે રતન મનખા જનમહે, તામે હરી તત્વ સાર,
સતગુરૂ કીલી ભેદકી, ઓળખાવે કીરતાર.
કીલી બીના કુલ ન ખુલે, સતગુરૂ બીના હરી ન પાય,
ઉચ, નીચ, અંતર નહી, પીછુ જુગત રહા ભરમાય.

અર્થ—નરકની આગ બહુજ કારી છે અને ખુદાને તો કોઇકજ વિરલો ઓળખી શકે છે માણુસો આ પોતાની દેહ, ખોટી બડાઇને લીધે ગુમાવે છે હીંદુ અને મુસલમાન બન્ને કોડીને વાસ્તે આ માણુસના દેહ રૂપી જે અમુલ્ય રતન ખુદાએ આપ્યું છે તે ગુમાવી નાખે છે એ દેહનો

---

* દાસ ઉપર (ઉમર બાવા)ના ભજનો પણ છપાએલા છે જે ઘણા જ્ઞાનથી ભરપુર છે

સાર એ છે જે હરી તત્વ શુ છે તે શોધી કાઢવુ અને તે તત્વ અથવા ખુદાના ભેદની કુચી સતગુરૂ વગર મળી શકતી નથી કુચી વગર તાળુ ખુલી શકતુ નથી તેમજ સદગુરૂ વિના ખુદાનુ ગ્નાન થઇ શકતુ નથી. ઉંચ અને નીચ ન્યાતી એ તો ફકત આ જગતની ભ્રમણા છે.

કાયમદીન હરી મતા કીસીકે બાપકી નહી જાન.
જીસે પાવે વોજ દોસ્ત હરીકા પીછાન
કાયમદીન, હીંદુ મુસલમાન જે બરણુમેં હરીજન હોવે જાન
જો કોઈ હરકો ઓળખાવે વાહ સતગુરૂ પીછાન.
કાયમદીન. જીને ઓળખા હોય, સોઇ ઓળખાવે
જાત ભાતકા કામ નહી જહા તહાં જીવ પાર પાવે.

**અર્થ**—કાયમદીન, હરી અથવા ખુદા તે કોઇ એક ચોકકસ પુરૂષની મતા છે એમ નથી જે ખુદાને મળ્યો તે ખુદાનો દોસ્ત થયો હીદુ કે મુસલમાન, કોઇ બી વર્ણમા જે ખુદાને ઓળખાવી શકતો હોય તેજ સદગુરૂ કહેવાય અને જેણે ઓળખ્યો હોય તેજ ઓળખાવે એમા જાત ભાતનુ કાંઇ કામ હોય નહીં જ્યા ત્યા મોક્ષ મેળવવાનુ છે

કાયમદીન, કીતીક નીચ જાતને હરી ઓળખા હોવે જાન,
વોહી સત ગુરૂ કર ખોજ લેવે માન.
કાયમદીન, મ્યાનસે કામ નહી, તેગેસે કામ રખ જાન,
તન સો મ્યાન હે, તેગા વસ્તુ પીછાન.
કાયમદીન, આખર મ્યાન બી એક હે જાન,
પાંચ તત્વસે સબ જગત બનાઇ હે માન.

**અર્થ**—કાયમદીન, જો કોઇ નીચ જાતીના માણુસે હરીને ઓળખ્યો હોય તો તેને પણુ સતગુરૂ કરી તેની પાસેથી ગ્નાન લેજે. કારણુ કે માણુસનુ શરીર તે મ્યાન રૂપે છે અને ખુદાઇ ગ્નાન તે તલવાર રૂપે છે. તો તારે તલવારથી કામ છે અને વળી મ્યાન બી એક પાચ તત્વની બનેલી ચીજ છે કે જે પાચ તત્વથી તમામ શ્રષ્ટીની ઉતપત્તી થઇ છે પાચ તત્વ તે પૃથ્વી પાણી, તેજ, વાયુ અને આકાશ. આ પાચ તત્વથી તમામ જગત પેદા થઇ છે તો તેમા નીચ અને ઉંચ શુ ?

કાયમદીન, ચીના આત્મા, વસ્તુ રૂપ એક હે જાન,
ક્યા નીચ, ક્યા ઉચ, ક્યા હીંદુ, ક્યા મુસલમાન.
કાયમદીન, મુસલમાન કુચ માટીકા નહી, હીંદુ સોનેકા
નહી માન,
જે વજે બનાયા વો વજે બના હે પીછાન
કાયમદીન, ભ્રમણા લગી હે મેરા તેરા જાન,
આપ આપકી મતસે, સમ ખેચા મુજે માન

અર્થ—કાયમદીને આત્માને ઓળખ્યો ત્યારે જોયુ કે વસ્તુ અથવા ખુદા એકજ છે અને તે સવે ઠેકાણેથી છે તો તેમા હીંદુ શુ અને મુસલમાન શુ? ઉચ શુ અને નીચ શુ? હીંદુ કાંઇ સોનાનો નથી અને મુસલમાન માટીનો નથી, જે રીતે ખુદાએ બનાવ્યો તે રીતે તે બન્યો છે. મારૂ અને તારૂ એ મનની ભ્રમણા એટલે ખોટો વિચાર છે, અને પોત પોતાના મતાવપણાને લીધે માણસ ફસાઇ રહેલો છે

કાયમદીન, વર્ણાવર્ણી ખુબ હે, ભ્રષ્ટાચાર હો જાવે માન,
ઉસ વાસ્તે અસલસે હદ બાંધી હે પીછાન.
કાયમદીન, કુળકી રીત હદમે રહી હે જાન,
શબ્દકી રીત અનહદમે હે પીછાન
કાયમદીન, શબ્દ કો ખોજ વટલતા નહી જાન,
તત્વ વસ્તુ ચીનલે, આત્મા ઓધરે માન

અર્થ—આ દુનિયામા જે જુદી જુદી વર્ણો નીકળી છે તે ઠીક છે નહી તો બધા ભેળસેળ થઇ જાત અને બિગાડો થાત કુળ અને વર્ણ વગેરેના વિચારો બધા હદમાના છે શબ્દની રીત છે તે અનહદની છે એટલે કે માણસ શબ્દોના વિચારથી કે ઉચ્ચારણથી ભ્રષ્ટ—નાપાક થતો નથી, કે વટલાતો નથી પણ જે તત્વ વસ્તુ છે તે શોધવાથી તો ઉલટો આત્મા પ્રફુલ્લીત થાય છે અને વધારે ખીલે છે

કાયમદીન, શબ્દ સતગુરૂસે ખોજકર જાન,
અગમ ઘરકી ગમ તબ આવે માન
કાયમદીન, સતગુરૂ ક્યું ઓળખા હોવે જાન
ઓ સત ગુરૂ પર ક્યુ પરતીત હોવે માન.

કાયમદીન, જહાં શબ્દ સુને, જ્હાં દાસ પહીંસે ભેદ હે જાન,
વો ભેદ દીલમેં બીચારે, ઉસકા વજન તોલ કરે માન.
કાયમદીન, અસલ ભકતોકી સાખી, વેદ, કુરાન માફક જાન,
બરાબર ઉતરે તો સત હે યું તેહકીક માન.
કાયમદીન, અસલવાલુને ઉસ વાસ્તે કહી હે જાન,
પીછલુંકો ઉસ પર સચ્ચી પરતીત આવે માન

અર્થ—સતગુરૂ જે શબ્દ આપે તે ઉપર વિચાર કરી ને જો કે તે અગમ ઘર તરફ લઇ જાય એમ છે કે નહી સતગુરૂ કેમ ઓળખાય અને તેની ઉપર ભરૂસો કેમ આવે? જે સતગુરૂ બોધ આપે તેનુ શ્રવણ અને મનન કરીને જોવાથી આવે છે બધા ધર્મો અને વાણીઓ, વેદ, કુરાન, વગેરેને બરાબર સમજાવી શકે તે સતગુરૂ આગળ લોકો વાણી કહી ગયા છે તે એટલાજ માટે કે પછવાડે વાળાઓને તેની ઉપર ભરૂસો આવે અને તેઓ ફાયદો મેળવે

કાયમદીન, કલજુગમેં પંથ પેદા હોંગે જાન,
સામી ખલકકો નરક કે અધીકારી કરેંગે માન.
કાયમદીન, સોના લેકર પીતલ દેવેગે જાન.
ઉસવાસ્તે, અસલકે મહા પુરૂષ કહે ગયે હે શબ્દ પીછાન.
કાયમદીન, બીજપથી નુરીવરત બતાવે જાન,
મતીયે નુર કહે, માટીકી ગોલી ઘોલ પીલાવે માન.
કાયમદીન, ઈસ મીસાલ પાખડ બ્હોત હયે જાન,
અસલ કે શબ્દ વજન કર, સતગુરૂ પકડ પીછાન.
કાયમદીન, શબ્દ માફક મીલે તો સતગુરૂ જાન,
નહી તો વો પથ યુ જાનકે પાખડી હે માન.
કાયમદીન, ભેદ, સાખી, દો એક હે જાન,
સાખી ખુલી હે, ભેદ પડદા હે માન.

અર્થ—કાયમદીન, આ કળીજુગમા બહુ પથ પેદા થશે અને લોકોને નરકના અધીકારી કરશે સોનુ લઇ, પીત્તળ આપશે, તેથીજ અસલના મહાપુરૂષો કહી ગયા છે કે "શબ્દ"નો રસ્તો પકડજો દાખલા તરીકે, બીજ પથીઓ વિર્યમાજ ખુદા અથવા શકિત આવી ગઇ એમ બતાવે છે

અને તેનો અમલ કરે છે એવા પાખડો દુનીયામા ઘણા ઉભા થશે, વાસ્તે આગળના સતગુરૂઓ "શબ્દ" આપીને ખુદાઇ રસ્તા દેખાડતા હતા તેમ જે ગુરૂઓ દેખાડે તેમને સતગુરૂ સમજવા વેદ, સાખીઓ જે શીક્ષણ આપે છે તે એકજ છે પણ વેદ અલકાર ભાષામા છે અને સાખીઓ ખુલ્લી ભાષામાં છે તેનો દાખલો નીચે આપે છે

કાયમદીન, વેદમે કહા, અગીયારસકા અપવાસ કરના જાન,
ઉસકા ભેદ ભીતર સાહેબકી સાથ એક દીશા રહેના માન.

કાયમદીન, અજપાસે સચ્ચી લહે રખના જાન,
શબ્દ કબત રૂપી, ના ખાના ના પીના, પીછાન.

કાયમદીન સાખીયું મે સબ પરગટ કહા હે જાન,
સોહમ સોહમ હોવે જાન, વેદમે મરમ મેં કહા પીછાન.

કાયમદીન, ઈસ માફક સબ મીસાલ હે જાન,
પુરાન, કુરાન, બેદ, સાખી શબ્દ સત હે માન.

કાયમદીન, સબમીલ શાખ પુરે, સો ભેદ સત હે માન,
ઉસકો ખોજ પકડ, સતગુરૂ થાપ, મુકરર કર પીછાન.

**અર્થ**—વેદમા કહ્યુ છે કે અગીયારસનો અપવાસ કરવો એનો ભેદ એ છે કે ખુદાની સાથે ( તે દીવસે ) એકાત થઇને બેસવુ, એટલે કે અજપા જાપ જપવો જે કવિતા રૂપ શબ્દ, સોહમ સોહમ છે તે જાપ જપવો એમ સાખીઓમાં કહેલુ છે, પણ વેદમા માર્મીક શબ્દોમાં કહેલું છે એનો અર્થ એમ નથી કે ખાવુ પીવુ નહી પુરાણ, કુરાન, સાખીઓ અને વેદ એ બધા શાસ્રોમાથી જેની ગવાહી મળે તે ભેદ સાચો સમજવો અને જે સતગુરૂ એ ભેદ બતાવે તેને મુકરર ગુરૂ તરીકે કબુલ કરવો.

કાયમદીન સત ગુરૂસે મત શરમા, ખોજ પકડ જાન,
બડાઇ નામકે વાસ્તે મત અટક રહે માન.
નામ આબરૂ કેતેક દીન, આખર તો જાયગી જાન.
કાયકો જનમ ખોવે કુછ પકડ શબ્દ સતગુરૂકા માન.
નામ, "વાહ વાહ" કો કયા તુ બીછાયગા જાન, ?
સાહેબકી પદ્મી ખોજ લે, કાલકે મુખસે બચે માન.

કાયમદીન, નામકો ચાહતા હય, આખર તો નામ નહી હે જાન,
ઉસી નામકી આશા કાયકો કરતા હે માન.
કાયમદીન, નામ ચાર દીન, યા પાચ પચાસ બરસ જાન,
ઈસ્સે બ્હોત તો દસ કુરસી માન,
ઉસ્સે બ્હોત દીન તો વરભ્રહ્મંડ રહેગા
તબ લગ નામ રહેગા જાન,
નબી કબીર, દસ્તગીર શ્રી કૃષ્ન મીસાલ જો હે માન
વરભ્રહ્મંડ ટુટ સુન હોયગા, તબ ઉનકા બી નામ જાયગા પીછાન

અર્થ—કાયમદીન, સતગુરૂથી અથવા સતગુરૂ કરવામા કાંઈ શરમાવાનુ નથી લોકો મોટાઇના ખોટા ખ્યાલોને લીધે જીદગી એળે ગુમાવે છે આખરૂ કેટલા દીવસની છે? આખર તો જીદગી જવાનીજ છે તો આ જન્મ શુ કામ ખોવો? વાહવાહ, અથવા કિર્તી કાંઇ કામ આવવાની નથી આત્મા શુ છે તે શોધી લે નામ તે કેટલા દીવસ રહેવાનુ છે? પાચ પચાસ વરસ કે બહુ તો દસ પેહેડી અરે, છેવટે એમ સમજો કે બ્રહ્માંડ રહે ત્યા સુધી પણ આખરે બ્રહ્માંડનો પણ પ્રલય—નાશ—થાય છે તે વખત પેગબરો, નબીઓના નામ પણ નથી રહેતા તો ફકત જુઠી વાખવાખી અને નકામી નામના સારૂ જન્મારો શુ કામ એળે ગુમાવો છો?

કાયમદીન, હે અબી વરભ્રહ્મંડ, આગે સુનકાર થા,
આગે વરભ્રહ્મંડ થા તબ જીનુકે નામ હોઇગે જાન,
એ વરભ્રહ્મંડ મે ઉનુકે નામ કહા ગયે પીછાન ?

અર્થ—હમણા શ્રષ્ટી છે તે પેદા થઇ તે આગળ સુનકાર હતુ અને એ સુનકાર આગળ જે શ્રષ્ટી હતી તેમા જે માણસો હતા તેમના નામ હમણા કોઇ જાણે છે?

કાયમદીન યુ આપકા બી નામ જાયગા જાન,
નામ કે ઉપર કયા મગરૂર હોતા હે, માન.
કાયમદીન નામ રહેગા નિરંજનકા અમર જાન,
ઔર સબકે નામકા નાશ હે, કયા વલી, નબી પાદશાહ પીછાન.
કાયમદીન નામકો કયા કરેગા, સાહેબ કો ખોજ પકડ જાન,
કાલ જીતા ખેલતા હય, સર પર તેરે પીછાન

**અર્થ**—એવીજ તરેહ, કાયમદીન, તારૂ પણ નામ જતુ રહેશે તો નામ ઉપર શુ મગરૂર થવાનુ છે ? એક નિરંજનનુ નામ અમર રહેશે બાકી જેનુ નામ તેનો નાશ છે, પછી વલી હો કે નબી હો કે પાદશાહ હો વાસ્તે નામને શુ કરવુ છે ? સાહેબનો વિચાર કરી તેને શોધ કારણકે કાળ અથવા મોતનો ફરિસ્તો, યમદુત તારા માથા ઉપર ઉભો છે

**કાયમદીન, કલ ફના હો જાયગા, કાળકી ચકકીમેં પીસાવેગા જાન,**
**કયુ તુ મગરૂર હુવા ફીરતા હે માન.**
**કાયમદીન, રાજાકા રાજ, પાદશાહકી પાદશાહી ધરી રહેગી જાન,**
**રા કા ઠમકા, મરદકા નામ, સબ જાયગા માન**
**કાયમદીન, કાલ શીર પર આયગા, રગ રગ ટુટેગી જાન,**
**તબ તેરા રાજ, ઠકરાઈ, ઠમકા ઘુમડ જાયગા માન**

અર્થ—કાયમદીન, કાલે ફના થઈ જવુ પડશે, અને કાળ ચકકીમા પીસી નાખશે તો શા વાસ્તે મગરૂર ફરે છે ? રાજાનુ ગજપાટ, પાદશાહની પાદશાહી, ઓરતનો ઠમકો અને મરદનુ નામ બધું એમને એમ રહી જશે, અને કાળ શીર ઉપર આવશે ત્યારે રગે રગ તુટી જશે

**કાયમદીન, ફના ભેદ હોને વાસ્તે, ખટ દર્શન ઔર બેદ શાસ્ત્ર બાંધે હે જાન**
**કાલકે મુખસે જીવ બચે, અમર સુખ પાવે માન.**
**કાયમદીન, ઉસ વાસ્તે સબ સીડીયા બાંધી હે જાન,**
**જયુ ત્યુ હર વજેહ પહોચે વો ઠિકાન**
**કાયમદીન, અલેક મીસાલ સમુદ્ર હે, સહેરા મીસાલ ખટ દર્શન જાન,**
**સુરત, ખંભાત, જીસ શહેરસે બેઠે વ્હાંસે જાવે ઠિકાન.**
**કાયમદીન, મુંબઈસે મીલકર જો જાવે, વ્હાંસે પોહોચે મકકે પીછાન.**
**યું, ખટ દર્શન કી મીસાલ સમજાઈ હે જાન**
**કાયમદીન, જીસ શેહરસે જહાજ ચઢે, તો મકકે જાવે જાન,**
**યું જીસ દર્શન મે ખુદાકો ઢુંઢે ઉસે મીલે પીછાન.**

**અર્થ**—ખટ દર્શન અને વેદ શાસ્ત્ર બધુ માણુસને કાળના મુખમાંથી છોડવવાને અને તેને અમર સુખ આપવાને માટે દેખાડયા છે એ બધી ખુદાને પોહોચવાની સીડીયો છે કે જેમ તેમ કોઇ બી રસ્તે માણુસ ખુદાને પોહોચે અલેક સમુદ્ર મીસાલ છે, ખટ દર્શન તે જગલો રૂપે છે હવે સમુદ્રમા વહાણુમા ગમે તે શેહરથી બેસે પણ મક્કે જવુ હોય તો જઇ શકે છે, સુરત, ખબાત, મુબાઇ ગમે ત્યાથી જાય, પણ મક્કે જવુ હોય તો જવાય છે તેમ જે દર્શનમા ખુદા ઢુડે તેને તે મળી શકે છે, પણ રસ્તો સાચો જોઇએ.

**સમજણ**.—હિંદુ ધર્મનુ બધારણ શ્રુતિ, સ્મૃતી, પુરાણ અને ઇતિહાસથી થયુ છે એટલુજ નહિ, પરતુ એ ધર્મમાથી શાસ્ત્ર તથા તત્વ દર્શન સબધી ઘણુ સાહિત્ય ઉતપન્ન થયુ છે તત્વ દર્શનના ૭ વિભાગ કરવામા આવ્યા છે તેને ખટ દર્શન એટલે ૭ રીતિ કહે છે તેના નામ ૧ ન્યાય ૨ વૈશેષિક ૩ સાખ્ય ૪ યોગ ૫ મીમાસા દર્શન ૬ વેદાત એ સર્વનો ઉદેશ એકજ છે કે જીવાત્માને પરમાત્મા સાથે એક રૂપ કરીને દુખનો અત આણુવો આ દર્શનો એકજ શહેર તરફ જવાના ૭ જુદા જુદા રસ્તાઓ છે એમ કહી શકાય

"જીસદર્શનમા ખુદા કો ઢુડે ઉસે મીલે પીછાન[1]" આ લીટી સાથે સરખાવો ભગવત ગીતા. ૪-૧૧

**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहं ।**
**मम वर्त्मानुवर्तते मनुष्याः पार्थ सर्वशः ॥**

હે પાર્થ ! મનુષ્યો મને જે જે પ્રકારે ભજે છે, તે તે પ્રકારે હું તેઓનો અનુગ્રહ કરૂ છુ, કારણ કે મને પામવા માટે જે જે માર્ગો મનુષ્યો લે છે તે સઘળા માર્ગો મારાજ છે

**यो यो यां यां तेनुं भक्तः श्रद्धया चितुमिच्छति ।**
**तस्य तस्या चलां श्रद्धां तामेप विद धाम्यहम् ॥**

જે કોઈ ભકત શ્રદ્ધાથી ઇશ્વરના કોઇ સ્વરૂપને ઉપાસવાની ઇચ્છા કરે છે તે ભકતની તે સ્વરૂપ ઉપરની શ્રધ્ધા હુ દ્રઢ કરૂ છુ

**કાયમદીન, માલી બાગ મેં ફુલ એક બાતકે બોવે, વોહ બાગ ખુબ ન લગે માન,**
**જબ બાત બાતકે ફુલ બોવે, તબ બાગ ખુબ લાગે જાન.**

---

[1] હીદુભાઇઓની સમજણ માટે આ આપવામા આવ્યુ છે

કાયમદીન, યું હક માલીને જુદી જુદી રીત ખલક સમજાઈ જાન,
આખેર એકકા એક હે, સીરર[1] ભેદ પીછાન,
કાયમદીન, આપસકે તેજકી રતી ધર, શ્રીકૃષ્ન કહે હે જાન,
વ્યાસજી કર હીંદી બોલી મેં ભાગવત સે ખલક સમજાઈ જાન.

અર્થ—માલી બાગમા જો એકજ જાતના ફુલ રોપે ને ઉગાડે તો તે બાગ સારો દેખાતો નથી, જાત જાતના ફુલ રોપે તોજ તે બાગ શોભે છે તેમજ ખુદાએ જગત શ્રષ્ટીની રચનામા જાત જાતના રસ્તા પેદા કરી તેને સમજાવવા જાત જાતના માણુસો મોકલ્યા છે તેવીજ રીતે ખુદાનાં તેજની રતીથી શ્રીકૃષ્ણુ આવ્યા હતા અને તેમનુ ભાગવત વ્યાસજીએ હીંદી બોલીમા સમજાવ્યુ છે



કુન્તો કન્ઝન્ મખફીયન્ (હદીસ)

અર્થ—હુ છુપો ખજાનો હતો

બ્રહમાકી ચાર વેદકી બોલીસે કેતનીક ખલક સમજાઈ જાન,
અરીહંત, પારસનાથ, કર શ્રાવક ધરમસેં કેતેક સમજાએ જાન.
કાયમદીન, આપસકે નુરમેંસેં મોહમદ કરકે, કુરાન ભેજ
મુસલમાન સમજાયે જાન,
યું, એકકા એક, ન્યારાકા ન્યારા, ખેલ ખેલતા હે માન.
કાયમદીન, મુસલમાનકી શરીઅત મેં કહાકે હીંદુકા છાંયા
પડે તો દોજખ મેં જાવે જાન.
હીંદુકે બેદમેં કહા કે મલેચ્છકા છાંયા પડે તો નરક મેં
જાવે માન
શરીયતકી હદ રખનેકો બાંધી મુઠી ખુદાકે રસુલને કહા માન.
કાયમદીન, વેદમેં કહા સો બીસચ, મન મલેચ્છ હે જાન,
માયાકે પડછાંયેસે વો નરક મેં જાવે માન.

---

૧ છુપો ભેદ

**કાયમદીન, સાહેબ કે કામીલોંને ભરમયેં ઉસ વાસ્તે કહા હે જાન,**
**કે હીદુ, મુસલમાનકી વર્ણાવર્ણી તુટ જાવે માન.**
**કાયમદીન, વર્ણાવર્ણી બગેર ભ્રષ્ટાચાર હો જાવે માન,**
**સું ઢોર મીસાલ સબ ખલક હો જાવે જાન**
**કાયમુદીન, સમજ સબી એક હે, કુરાન, પુરાન, હીદુ, મુસલમાન,**
**બીગર બુજ મુરશદકે સબ ખેચા ખુવે માન**

**અર્થ—**બ્રહમાએ ચાર વેદની બોલીથી એટલે ચાર વેદ મોકલીને ખલકના કેટલાક ભગતને ધર્મનુ શીક્ષણ આપ્યુ, તેમ શ્રાવક લોકને તેમના ધર્મની કીતાબ મોકલી જ્ઞાન આપ્યુ વળી મુસલમાનો સારૂ પોતાના નુરમાથી પેગબર મહમદ (સ) પેદા કરી તેમના મારફતે કુરાન મોકલ્યુ, એવી તરેહ ખુદા તો એકજ છે પણ ન્યારા ન્યારા ખેલ ખેલે છે મુસલમાનની શરીઅતમા કહ્યુ છે કે હીદુનો પડછાયો પડે તો મુસલમાન દોજખમા જાય હીદુના વેદમા લખ્યુ છે કે મલેચ્છ (કસાઇ)નો પડછાયો પડે તો હીદુ દોજખમા જાય હવે હીદુ એટલે શુ અને મલેચ્છ એટલે શુ ? નફસે અમ્મારા, એટલે ખુદી અથવા હુ પણુ એજ હીદુ મલેચ્છ ચીજ તે પાપી મન છે એ માયાના પડછાયામા પડી રહેવુ એટલે નરકમા રહેવુ વાસ્તે વેદમા કહ્યુ તે બી ખરૂ છે અને કુરાનમા કહ્યુ છે તે બી ખરૂ છે ખુદાને પોહોચેલા શખ્સોએ એ વાતો ભેદથી કહી છે, નહીતર વર્ણાવર્ણી ભાગી જાત વર્ણાવર્ણી તુટી જાય તો માણસો અને ઢોર વચ્ચે કાઇ તફાવત રહેતો નથી આચાર વિચાર બધા ભ્રષ્ટ થઇ જાય તેથી આ બધી હદ બાધવામા આવી છે બાકી, કુરાન, પુરાણ, અને હીદુ, મુસલમાન જોવા જતા બધુ એકજ નુરમાથી પેદા થયુ છે ગુરૂ વગર એ એકતાઇનુ જ્ઞાન થતુ નથી અને સૌ પોત પોતાનુ ખેચવા મથે છે



**અશશરીઅતો અકવાલી, અત્તનરીકતો અફઆલી,**
**વલ હકીકતો અહેવાલી, વલ મારેફતો રાસુલ મઆલી.**
**(હદીસ.)**

**અર્થ—**હુ બોલુ છુ તે "શરીઅત" છે, હુ જે કામ કરૂં

છુ તે "તરીકત" છે, હુ જે હાલમા રહુ છુ તે "હકીકત" છે અને મારો દરજો અથવા બુલદી એ "મારેફત" છે

આમા ચાર વેદોને, શરીઅત, તરીકત, હકીકત અને મારેફત સાથે સરખાવવામા આવ્યા છે

**ઈસ મીસાલ ચાર વેદ, રઘુવેદ, સામવેદ. યજુરવેદ, અથરવેદ જાન,**
**કાયમદીન, પ્હેલે વેદમે મેરા તેરા, દુજે વેદમે સબ ઘટ સાહેબ માન.**
**તીજે વેદ, સાહેબ હજુર હે, ચોથે વેદ નિરંજન એક પીછાન.**
**કાયમદીન શરીયતમે ઝઘડા, તરીકતમેં એક માન,**
**હકીકતમેં બી ઉસ્સે એક મારેફતમે બેચુન પીછાન**

અર્થ—આવીજ રીતના ચાર વેદ છે રઘુવેદ, શામવેદ, યાજુરવેદ અને અથર્વ વેદ

[હિંદુ ધર્મનુ મળ વેદ ધર્મ છે વેદ ચાર છે ઋગવેદ, યુજુર્વેદ, સામવેદ અને અથર્વ વેદ દરેક વેદના બે ભાગ છે, સહિતા અને બ્રાહમણ. વેદના સહિતા વિભાગમા દેવ સ્તુતી અને યજના મત્ર છે, બ્રાહમણ ભાગમા ઇતિહાસ, પુરાણ, સૂત્ર શ્લોક વગેરે છે]

હવે પહેલ્લા વેદમા અમથી દલીલો છે, બીજા વેદમા દરેક ઘટમાં ઇશ્વર વસે છે એમ માનવુ ત્રીજા વેદમા ઇશ્વર પાસે જવાનો રસ્તો અને ચોથા વેદમા ઇશ્વર નિરજન નિરાકાર છે એવુ પ્રત્યક્ષ જ્ઞાન થવાનુ સમજાવ્યુ છે તેવીજ તરેહ જાહેર શરીઅતમા પોતાને માનનારા કેટલાક ભાઇઓ ઝગડામા છે, તરીકતમા બધા એકજ ખુદાના અશ છે એવુ છે, હકીકતમા તેની સાથે એક થવાની વાત છે અને મારેફતમા તેની સાથે વસ્લ થવાની વાત છે

**સરખાવો**—"Now I will tell you my discovery. All of religion is contained in the Vedanta, that is in the three stages of the Vedanta philosophy the *Dvaita*, *Visishtadvaita* and *Advaita*, one comes after the other. These are the three stages of spiritual growth in man Each one is necessary. This is the essential of religion the Vedanta applied to the various ethnic customs and creeds of India,

is Hinduism The first stage, i e Dvaita, applied to the ideas of the ethnic groups of Europe, is Christianity; as applied to the Semitic groups, Mahommedanism The Advaita as applied in its Yoga—perception form, is Buddhism, etc Now by religion is meant the Vedanta, the applications must vary according to the different needs, surroundings and other circumstances of different nations. You will find that although the philosophy is the same, the Shâktas, Shaivas, etc, apply it, each, to their own special cult and *forms*" (Swami Vivekananda, Vol 5, P 66) આનો તરજુમો નીચે છે—

હવે મે જે શોધ કરી છે તે કહુ છુ સર્વ ધર્મ, વેદાંતમા એટલે વેદાંત ફિલસુફીની ત્રણ ક્રમિક દશાઓ, નામ દ્વૈત, વિશિષ્ટાદ્વૈત, અને અદ્વૈતમા સમાયેલો છે એક બીજા પછી એમ ઉત્તરોત્તર છે મનુષ્ય જેમ જેમ ધાર્મિક પ્રગતિ કરતો જાય છે તેમ તેમ તેને આ ત્રણે દશાઓ ઉત્તરોત્તર આવે છે આ ધર્મનુ રહસ્ય—તત્ત્વ છે વેદાંતને હિંદના ભિન્ન ભિન્ન મનુષ્ય જાત સબંધી રૂઢીઓ અને સપ્રદાયોની સાથે લાગુ પાડતા જે બને છે તે હિંદુ ધર્મ છે પ્રથમની અવસ્થા કે જે દ્વૈત છે, તેને યુરોપના ભિન્ન ભિન્ન સમાજોના વિચારો સાથે લાગુ પાડીએ તો ખ્રિસ્તી ધર્મ બને છે સેમેટીક પ્રજાઓને લાગુ પાડતા મુસલમાન ધર્મ પ્રાપ્ત થાય છે * અદ્વૈતને તેના યોગના સ્પષ્ટ સ્વરૂપ સાથે લાગુ પાડતા બૌદ્ધ ધર્મ આદિ નિપજે છે હવે ધર્મનો અર્થ વેદાંતથી સુચવાય છે, તે વેદાંતને લાગુ પાડવુ તે વિધ વિધ પ્રજાઓની જરૂરીઆતો, આસપાસની સ્થિતિઓ અને બીજા સજોગો ભિન્ન ભિન્ન હોવાથી ભિન્ન ભિન્ન થઇ શકે છે તમે જોઇ શકશો કે ફિલસુફી એકજ હોવા છતા શાક્તો, શૈવો આદી તેઓના ખાસ વિશિષ્ટ સપ્રદાયો અને મતોને જુદી જુદી રીતે તે ફિલસુફીને લાગુ પાડે છે ×

---

* સૂફીઝમ અને સુલહ વેદાંતથી કાંઇ પણ પ્રકારે ઉતરતા નથી

× આ વેદાંતીઓનો મત છે, અને સમજણની ખાતર આપવામા આવ્યો છે

કાયમદીન, યું એકકાએક, જુદા કા જુદા જાન,
કહેને માત્ર જુદા હય, મુરાદ એક પીછાન.
કાયમદીન. યું હદ બી ચલી જાવે જાન,
અનહદ કો બી કોઇ સમજેગા સહી પીછાન.
કાયમદીન, પહેલે માયા છોડનેકે, વાસ્હે લાલચ દેખલાઈ જાન, •
વૈકુંઠ કા શોખ બડા હે યુ સબ જાનતે હે માન.
કાયમદીન, હજાર સુખ પાદશાહી બરાબર, દુનીયાકા સુખ હોવે માન,
ઉસસે સરસ એક સાઅત સુખ વૈકુંઠ-બહીશ્તકા પીછાન

**અર્થ**— એવી રીને વેદના શીક્ષણ અને મુસલમાની મઝહબના શીક્ષણનો હેતુ એકજ છે પણ ખુદાની વાતો કહેવાની રૂઢીઓ જુદી છે. બધા મઝહબો એ હદ છે, પણ ખુદાઇ જ્ઞાન એ અનહદ છે અને હદ છુટી જાય તો અનહદમા પોહોચાય હવે માયાની હદ છોડવા પહેલા બ્હેસ્તના સુખની પીછાન આપવામા આવે છે કારણ કે માણસને સ્વભાવિક રીતે વૈકુંઠ અથવા બહેસ્તનો શોખ બહુ હોય છે દુનીયાની હજારો ગણી પાદશાહીમાં જે સુખ છે તેનેથી એક ઘડીનુ બેહસ્તનુ સુખ વધારે છે. જેથી બેહેસ્ત મેળવવાને ખાતર માણુસો નીતીથી ચાલે છે અને ખુદાની બંદગી કરે છે [આ લખાણુની મતલબ એ છે, જે માણુસને આસ્ને આસ્તે ખુદાઇ રાહ ઉપર મુકવાના જે પગથીયા બાંધેલા છે તેમા પહેલ્લુ એ કે સ્વર્ગ મેળવવાને ખાતર માણુસ ખુદાની બંદગી કરે તે છે]‡

કાયમદીન, સુખ લાલચ ના રખ, દોજખકી ભયસે દુનીયા છુટ
હદ કરમમે આવે જાન,
ઉસ વાસ્તે હદ સમજાઈ જાન
કાયમદીન, જબી વ્હા બીલગા તબી યુ સમજાયા, બહમન કા બેટા
ઉદર ભરને લાયા જાન,
યું તાના માર, બેહદ બતાયા માન.

**અર્થ**—પણ સુખની એટલે બેહેસ્તના સુખની લાલચ ના રાખ. હદ એટલે ધર્મ બાંધવાનુ કારણુ એ કે માણુસ દોજખની બ્હીકથી દુની-

---

‡ ખરી જન્નત અને ખરૂ સ્વર્ગ તો ખુદાના દીદાર થવા એજ છે બાકી બીજી જન્નત તો તેથી ઉતરતી છે એ આમા સમજાવવામા આવ્યુ છે

થાની લાલચો અને લોભમા લપટાઇ ગુનાહોમા મચ્યો રહે નહી હવે જ્યારે ધર્મમા રહી અને બહેસ્ત મેળવવાની ખાતર બંદગી કરે તો તેને તાના એટલે ઠપકા રૂપે "બ્રાહમણનો બેટો થઇને ફકત પેટ ભરવાજ અવતર્યો છે," એમ કહી આગળ ચલાવવાની કોશીશ કરી (અર્થ એ છે કે કાંઈ બી ખુદા પાસે મેળવવાની આશાએ તેની ભકતી કરીયે તો તે તો ખુદા સાથે એક જાતનો વેપાર થયો તેવીજ રીતે માણુસ જે "બ્રાહમણ' એટલે ઉંચો ગણાય છે તે ફકત બહેસ્તના સુખથીજ સંતોષ માની બેસી રહે એ તો જાણે રાજાનો બેટો થઇને એક ભીખારી તરીકે રહે એમ થયુ એમ કરીને બીજુ પગથીયુ ધર્મમા આગળ બાધવામા આવ્યુ છે કે લોકો ખુદા તરફ આગળ વધે *)

**કાયમદીન, વૈકુંઠ પેદાશ સાહેબકી, મીસાલ ધરની હે જાન,**
**આત્મા સાહેબ રૂપ બ્રાહમણ કા બેટા માન**
**કાયમદીન, કમખોળનેસે હદ છોડ, બેહદ કો બીલગે જાન,**
**તબ અનહદ અલેક કો પાવે પીછાન**
**કાયમદીન, સાહેબ કે પહોચને વાસ્તે, એ સીડીયા બનાઈ જાન.**
**જયુ ત્યુ જીવ દુ:ખ પાવતા રહે જો કોઇ એક પોહાચે અલેક મુકામ.**

અર્થ— કાયમદીન જેવી રીતે આ ધરતી ખુદાની પેદા કરેલી છે તેવીજ રીતે વૈકુંઠ અથવા બહેસ્ત પણ ખુદાનુ પેદા કરેલુ છે, અને આત્મા તે સાહેબ રૂપ, બ્રાહમણનો બેટો એટલે ઉંચ પંકતીનો છે, તે બેટો બેહસ્તથી ખુશી થઇ બેસી રહે એ કેટલુ હલકુ લાગે તેથી તેને એવી રીતે કમખોળવાથી એટલે મ્હેણુ મારવાથી હદ છોડી, બેહદમા જવાની કોશીશ કરે છે એટલે આત્મા શુ છે તે ચીનવાની કોશીશ કરે છે, અને પછી અનહદ મુકામે પોહોચે છે સાહેબને પોહોચવાની એ બધી સીડીઓ બાધી છે કે જ્યા ત્યાથી જીવ દુ:ખના બંધનમાથી મુકત થઇ અલેક મુકામે પોહોચે ×

**કાયમદીન મસજીદમે નમાઝ પઢે, દીલ ઓલખે જાન,**
**દીલ ઓલખેસે મુનસે લહે લગા, પહોચે દરગાહ રહેમાન**

---

* ધર્મ તથા શરીઅતમા જે કાઇ કહ્યુ છે તે તો ખરૂજ છે પણ ખરા જ્ઞાનીઓ જે આગળ વધવા માગે છે તેમણે એ પછી એક સીડી ચડવી જોઇએ તેથી આ કહેવામા આવ્યુ છે

× ઉંચી રૂહ માટે બ્રાહ્મણનો બેટો જે નામ આપ્યુ છે તે ફકત એક દાખલા તરીકે અને સમજાવવા માટેજ આપ્યુ છે કે ભાઇઓ સમજે

કાયમહીન, દેહરા પુજે પીંડ ઓળખે જાન,
જાય ઓળખ, સુનસેં લ્હે લગાવે, પહોચે અલેક મુકામ.
કાયમહીન, અપાસરા પુજેસેં પીંડ કો પીછાને જાન,
જાપ પીછાને સે, સુન લ્હે લગાવે, પહોચે અલેક મુકામ.
કાયમહીન, ઠાકોરદ્વારા પુજે, ઘટ પીછાને જાન,
જાપ પીછાન, સુનસે લ્હે લગાવે, પહોચે અલેક મુકામ.
બાહેર ભેખ ભભુત લગાવે, જાપ ભભુત લગાવે જાન,
સુન ભભુત લગાવે, પહોચે અસલ ઠીકાન.
બાહેર કી તુલસી તીલક લગાયે, અંતરકો ન પાવે જાન,
અંતર તીલક જાપ સુનસે લ્હે લગાવે. પહોચે નીશાન.
કાયમહીન, બાહેરકો અપવાસ કરસે, ભીતર અપવાસ કી ગમ
પાવે જાન,
માહી ગમસે પાવે અલેક મુકામ.

અર્થ[૧] મસજીદમા નમાઝ પડવાથી માણસ દીલ શુ છે તે જાણે અને પછી સુનથી લ્હે લગાડે તો ખુદાને પોહોચે તેવીજ તરેહ હીદુને દેહરા અથવા અપાસરા કે ઠાકોરજીના મંદીરમા પુજા કરવાથી પીડ અથવા શરીર, કે ઘટ શુ છે તેનો ખ્યાલ આવે અને તે આવતા આગળ વધી શુનથી લ્હે લગાડી પરમેશ્વરના દર્શન કરે તેમજ બહારનો ભેખ અને ભભુતી લગાડવા કરતા અંદરના દીલને ભભુત લગાડવાનો ખ્યાલ આવતા આગળ વધી તે પોતાની મઝીલે પોહોચે છે તેમજ બાહેર તુલસી ને તીલક લગાડવા કરતા અંદર તીલક લગાડવાનો વિચાર થતા, અંદરની જાપ કરી પોતાને ધામે પોહોચે છે તેવીજ રીતે, અપવાસ જે કરે છે તે બહારના અપવાસ ઉપરથી અંદરના અપવાસ કરવાનો તેને ખીયાલ થાય છે એટલે ઇંદ્રીયોને રોકવાનુ મન થાય છે અને તેમ કરી અલેક મુકામે પુગે છે અર્થાત ધર્મમા જે જે ક્રિયાઓ, બંદગી, ભજન વગેરે કરવા કહયા છે તે પહેલુ પગથીયુ છે તેનેથી જ્ઞાન મેળવવાની ઇચ્છા પેદા થાય છે અને તે રસ્તો શોધી કાઢી, ખુદાના દર્શન કરે છે ૬

---

૧ સર્વ ધર્મના માણસોને આથી ખરા ખુદા તરફ વળવાની ખાહેશ બતાવી છે કારણ કે આ કિતાબ તમામ પંથવાળાઓને સમજાવવા માટે લખવામાં આવી છે

કાયમદીન, હદ બી સાચી, બેહદ કો પાવે જાન,
રૂપીયેકા બેપાર કરે સો હજારોંકા બી કરે માન.
કાયમદીન. નહી સમજે તબ લગ હદ હે જાન,
જબ સમજા તબ બેહદ, અનહદ પીછાન.
કાયમદીન, મુલ્લા, બ્રહમન હદ સમજાવે, ગુરૂ–પીર બેહદ
અનહદ સમજાવે જાન,
જો સબ સમજાવે વો પીર સમજાવે તબ પીર કાયકા પીછાન.

અર્થ—કાયમદીન હદ (શરીઅત) બી સાચી છે, હદના નીયમો પાળ્યાથી બેહદને પોહોચાય છે જે માણુસ એક રૂ૦નો વેપાર કરે તે હજારોનો બી કરી શકે છે જ્યા સુધી પોતે ખરી ચીજ શુ છે તે સમજતો નથી ત્યા સુધી હદ છે, હદ સમજ્યા પછી માણુસ બેહદ અને અનહદ સમજવાની કોશીશ કરે છે, મુલ્લા અને બ્રાહમણો ફકત હદ સમજાવી શકે છે, સદગુરૂ અને પીરો બેહદ અને અનહદ સમજાવે છે જો બીજા બધા સમજાવે તેજ પીર સમજાવે તો પછી તે પીર કહેવાય નહી

કાયમદીન, દુનીયા અવલ ગંદી હે જાન,
વાસ્તે ધર્મ, પુન કરનેસે ઉસે ઓલખે પીછાન
કાયમદીન, ચાકરી કરે રૂપે કે વાસ્તે જાન,
વોહ રૂપીએ, સ્હેજ હાથ આવે, ઉસે ઠીકરે કર નાખ દેવે માન.
કાયમદીન અનહદ કે વાસ્તે હદ કરી હે જાન,
વો સેજમેં મીલે તો અનહદ કો ની દે માન.
કાયમદીન, સાહેબ કે પાવનેકે વાસ્તે પુજા ધર્મ કરે જાન,
વેહ સાહેબ સ્હેજે પાવે ઉસ્કો ન દે પીછાન.
કાયમદીન, એ સમજ તો બહોત દુર હે જાન,
સાહેબ મેહેર કરે ઉસે એ સમજ આવે માન.

અર્થ—આ દુનીયા ગદી છે એટલે કે માયાની જાળમા છે તેમાથી નીકળવા સારૂ પહેલ્લા ધર્મ પુન કરવાની જરૂર છે હવે એ ધર્મ કરવો એટલે શુ ? માણુસ પગાર સારૂ નોકરી કરે અને પગાર મળે તે પૈસા ખરચીને ઉડાવી દે તેવી હાલત એ ધર્મ કરવાની છે એનેથી કાઇ ખુદાની સાથે મેળાપ થતો નથી ખુદાની સાથે મેળાપ કરવાનુ પહેલ્લુ પગથીયુ અથવા હદ તે ધર્મના બાંધેલા કાયદા છે પણ એમ કરવાથી

ખુદા મળી જાય એમ કહેવું એ તો ખુદાની અથવા અનહદની હલકાઇ કરવા જેવુ થયુ એમ ન્હેજમા સાહેબ મળી જાય એમ સમજવુ એ તો તેની નીદા કરવા જેવુ છે એ વિશેનુ જ્ઞાન સમજવુ પણ ઘણુ મુશ્કેલ છે ખુદા જેની ઉપર મેહર કરે તેજ સમજી શકે છે

**કાયમદીન, પુર્વ જન્મકા સંચા હોવે,[1] તબ ભાવ આવે માન,**
**બીન સંચે શબ્દ માને મે ન આવે પીછાન.**
**કાયમદીન, એ ભેદ અગમકા સતગુરૂસે પાવે જાન,**
**"હુ" બહલેસે હરી મીલે, સો કોઇ એક બીરલા જાન.**
**કાયમદીન, એ જીવસેં ચાર વેદ, કુરાન હય જાન,**
**ભગત, અવલીયા, અવતાર, નબી. સબી ઈસ રાહસેં બને હે માન.**
**કાયમદીન, સાહેબકે ઓલખનેકો વેદ, પુરાન બનાયા,**
**ભગત, અવલીયા, સબી એ જીવસે મુરાતબ પાયા**

**અર્થ**—જેના સસ્કાર હોય તેનેજ આ વાત ઉપર ભાવ આવે નહીતર આ વાત સમજવામા કે માનવામા આવે નહિ આ ભેદ સતગુરૂજ બતાવી શકે "હુ" પણ જતુ રહે તો હરી મળે એટલે ખુદા મળે આ જીવને અથવા આત્માને સમજવાને ખાતરજ ચારે વેદ, કુરાન વગેરે લખાયલા છે અને એ આત્માને ઓળખવાથીજ ભકતો અને અવલીયા, અને નબીઓ જેવા મહાત્માઓ તે દરજજે પોહોચ્યા છે ×

---

[1] રોઝે અઝલથી જો ખુદાનો હુકમ થયા હોય તો પ્રેમ લાગે છે એ એનો અર્થ છે સરખાવો—

ફારસીમા કહયુ છે કે—

મન આ વક્ત કરદમ ખુદારા સુજૂદ
કે ઝાતો સિફાતે ખુદા હમ ન બૂદ

અર્થ—મે ખુદાને એ વખતે સિજદો કર્યો હતો કે જયારે ખુદાની ઝાત કે સિફાત કાઈ જાહેરમા આવ્યા નહોતા એટલે જયારે ખુદાની જાત અને તેની સિફાત (ગુણો) ખરી રીતે જાહેરમા આવ્યા નહોતા અને જે વખત તે ફકત પોતાની એકલી હસ્તીમા હતો ત્યારે મે તેને સિજદો કર્યો હતો (જુઓ શમાએમે ઈમદાદીયા" નામની ઉરદુ કિતાબ, પાનુ ૯૯ હવે આ કયો વખત હતો તે સમજવાનુ છે આ ખુદાના કદીમ—અનાદી હોવાની એક સાબિતી છે અને રૂહો પણ તે વખતે બનેલી હતી એ બતાવે છે)

× હીંદુ ભાઇઓને સમજણ પાડવા આ બાબત પણ લખી છે

કાયમદીન, સબી મંડાણ એ જીવકે વાસ્તે હે જાન,
સાહેબ તત્વ જો હે ઉસે સાહેબ પીછાન.
કાયમદીન. રામ સકળ રમ રહા વો જાન,
જો અલેક હે લેખેમે ન આય માન.
કાયમદીન, ખુદા આપો આપો આપ ખુદ હે જાન,
પારસનાથ, પારસ જેસે હે માન.
કાયમદન, નામ સાહેબકે સીફત ભુલાવે જાન,
વો બસ્તુ તો નનામી હે માન
કાયમદીન. નામકે ભેદકો કોઇજ વીરલા પાવે,
કબીર, દસ્તગીર, મોહમદ, કૃષ્ન જેસે ઇસ બસ્તુસે બડે કહેલાવે
કાયમદીન, ધામ હમારા દેશ હે, અલેક હમારા ગામ,
ફકર હમારા ભેખ હે, સો સેજ સુન બીસરામ.

અર્થ—બધા ધર્મની રચના જે થઇ છે તે આ આત્મા જ પર-માત્માનુ તત્ત્વ છે તેને જાણવાને સારૂ છે ખુદા જે ઘટ ઘટમા વ્યાપી રહયો છે, તેને ઓળખવા સારૂ છે ખુદા આપોઆપ ખુદ છે પારસ નાથ એતો પારસ જેવા છે પણ ખુદાની સીફાતો ભુલી જવાથી એટલે તે હદથી આગળ જવાથી તેની ઝાતને પુગાય છે અને એ ભેદ કોઇજ વિરલો પામી શકે છે પેગમ્બર હઝરત મોહમદ, પીર દસ્તગીર, કબીર, શ્રીકૃષ્ન જેવા ખુદાઇ મહેરબાનીને લીધજ મોટા કહેવાય છે હમારો દેશ પણ એજ ધામમા છે, અને અલેક હમારૂ ગામ છે, ફકીરી તે હમારો ભેખ છે અને સુનનુ મેદાન હમારૂ આરામ લેવાનુ ઠેકાણુ છે

ખુલાસો—" કાયમદીન, રામ સકળ રમ રહા વો જાન " હીદુભાઇઓની સમજ માટે એ શબ્દ ખુદા અથવા રહેમાન કે નિરંજન નિરાકાર માટે વાપરેલો છે જેવી રીતે "અલી' એ ખુદાના ૯૯ નામોમાનુ એક ખુદાનુ નામ છે તથા તેજ પ્રમાણે અલી એ ચોથા ખલીફાનુ નામ પણ છે, વળી જેવી રીતે " માલીક " ખુદાનુ નામ છે અને માલીક નામના ઇમામ પણ થઇ ગયા છે, જેવી રીતે કબીર ખુદાનુ નામ છે અને કબીર સાહેબનુ નામ પણ છે, તેવીજ રીતે રામ એ ખુદાનુ પણ નામ છે અને દશરથના બેટા રામનુ પણ નામ છે અહી દશરથના બેટા રામની વાત નથી પણ જેમ કહ્યુ છે કે —

એક રામ તો ઘટ ઘટ બોલે, એક રામ દશરથ ઘર ડોલે,
એક રામકા સકલ પસારા, એક રામ તો સબસે ન્યારા

આમ જે રામ સઉથી ન્યારો કહયો છે તે મુળ રૂપ પરમેશ્વર છે; તે આ સકળ વિશ્વથી ન્યારો છે એક રામ ઘટ ઘટમા બોલે છે તે આ સકળ પ્રાણીઓમા આત્મા રૂપે બોલે છે તે ન્યારો જે રામ કહયો તે રામનું પ્રતીબીબ પડેલુ તે પ્રતીબીબ પણ રામ કહેવાય છે એક રામ દશરથ ઘર ડોલે, એટલે રાજા દશરથને ઘર જન્મ ધારણ કર્યા તે રામને પણ રામ કહયા છે, અને આ સઘળા રામોથી જુદા છે એક રામકા સકલ પસારા તે મુળ સ્વરૂપ રામ તે રામની જાન ગતી આખા વિશ્વમા પસરી રહેલી છે તે ગતી ઉપર દ્રષ્ટી રાખીને સકલ પસારા કહ્યું છે એટલે જેમ 'અલી' 'માલિક" કબીર' ખુદાના નામ છે તેમ રામ પણ હીદુઓમા પરમેશ્વરનુ એક નામ છે આથી માણસનુ નામ સમજવાનુ નથી અ થી હીદુભાઈઓને ખરા ખુદાની વાતની સમજણ પાડી છે



## દર હકમે તોહીદ

કાયમદીન, માયાકે લબદમે સબ જુગ રહા હે મોહી,
અત વકત કયસી બનેગી, સોઇ જાનને હે ન કોઇ.
કાયમદીન, કહે એ ત્રાસ કાલકા, ઓર સીર પર ચકકર ખાય,
મુરખ મન સમજે નહી, જો ગયા દમ સો ઓછા થાય
કાયમદીન, ઝપટ કાલકી હય, બડી ચકકી સમાન,
આટા કર કર પીસેગી, જીવ તેરેકા માન
કાયમદીન, બહોત જોરાવર કઠણાઈસે, પ્રાણ કાઢે તોય
દેખ માયાકો મોહ રહા હય, અત પસ્તાવા હોય,
કાયમદીન, અંત વખત પસ્તાવા કીયા, કામ કછુ ન આયે.
ઘાટી કાલ જબ પકડેગા, મનમે હાય કરે કુટાય.

**અર્થ**—બધી દુનીયા માયા અથવા ખોટી મોહમા લપટાઇ રહી છે અને આખર વખતે શુ શુ વિપતીઓ ખમવી પડે છે તે તેને માલમ નથી કાળ અથવા યમદુત એટલે મોતનો ફિરસ્તો માથા ઉપર ભમ્યા

કરે છે અને મુરખ મન સમજતુ નથી કે આ જે શ્વાસ-દમ-આપણે લઇએ છીયે તે જીદગીમાથી ઓછો થાય છે મતલબ એ છે કે જેટલી ઘડી આપણે ખુદાની યાદ વગર કાઢીયે છીયે એટલી ફોકટ જાય છે કાળની ઝપટ બહુ જોરાવર છે અને બધાને પકડી પકડી ચકકીમા આટો કરી નાખે છે, વાસ્તે હે જીવ, તુ ચેત તુ માયામા ફસી રહયો છે પણ જ્યારે જમરાઇથી તને શરીરથી જુદો કરશે ત્યારે બહુ પસ્તાવો થશે તે વખતનો પસ્તાવો કાઇ કામ આવવાનો નથી ખાલી મનમા તે વખતે હાય કુટારો થશે

[ઘણા મહાત્માઓ આ સસારને ચકકી સાથે સરખામણી કરી ગય એ કબીર સાહેબ પણ કહી ગયા છે કે—

ચકકી ચલતી દેખકે મેરે નૈનન આયા રોય,
દો પટ ભીતર આયકે સાબુત ગયા ન કોય

એટલે આ સસારની ચકકી જોઇ મારી આખમા આસુ આવી ગયા, કે ધરતી અને આકાશ એ બે પટની વચ્ચે જે બી આવી ગયુ તે કાયમ રહયુ નહી]

**કાયમદીન, નરનારી યુ તને મનમેં, સદા હે ભોગ સંસાર,**
**સપના માતર ભોગ હે નહી રોગકા પાર**
**કાયમદીન, સ્રી, પુરૂષ, દોનો મોહ રહે લપટાય.**
**અંત વખ્તકા ડર નહિ, સો છોરૂ, માયા ભાય**
**કાયમદીન, એ સ્વાદ દો દીનકા, નીદાન દુંખ બહોત.**
**જીવ બે હો જાયગા, પડે જબ આકર મોત**
**કાયમદીન, હલક બધ હોય તુટે નાડો નાડ.**
**સ્વાદ તેરા તબ મીલે ધુલ, હીરદે કુચ બીચાર.**

**અર્થ**—આ દુનીયામા સ્રી, પુરૂષો સસારની માયામા લપટાઇ એમજ સમજે છે કે આમા સદાનુ સુખ છે, પણ આ સસારનુ સુખ સ્વપ્ના જેવુ છે, અને એ સુખ નથી પણ અપાર દુખ છે, કેમકે બન્ને સ્રી તેમજ પુરૂષ, છોકરા અને સસારી વૈભવની ચીજોમા મન લગાડી મુ છે પણ જાણુતા નથી કે આ દુનીયા થોડા દીવસની છે જ્યારે જીવ મોતના ડાચામા જઇ પડે છે જ્યારે હલક-ગળુ-રૂધાઇ જાય છે અને નાડ નાડ તુટે છે ત્યારે જે સસારના સુખનો સ્વાદ લીધેલો હોય છે તે બધો ધુળમા મળી જાય છે વાસ્તે વિચાર કરી સમજવુ જોઇએ.

કાયમદીન, મુલ્લાં કાજીકી બાતું પર ગાફેલ હે સંસાર
કયા હુવા મરેંગે, મરકર ઉઠેંગે દોનો નર ઔર નાર
કાયમદીન, કયામત આવેગી, ઔર કુટુંબ મીલ એક ઠાર,
બ્હોત સુખ પાવેગે બીચ બહેશ્ત દરબાર
કાયમદીન, સોને જેસી હવેલીયા, વ્હા રહેંગે સદા અમર,
મેવા ફુલ પુલ ખાઇંગે, બીચ બહેશ્ત કે મગર.
કાયમદીન, ઉસદીન સાહેબકા હોગા દરશન જાન,
સબી એકઠે મીલકર દેખેંગે, મુલ્લા કહેવે માન.
કાયમદીન, ઉસ દીલાસે પર સબ ખલક ભુલી હે જાન,
અબી તો સુખ કરો, ગોરમેં રહેંગે, કયામતમે દીદાર
પાવેંગે માન.
કાયમદીન, એ સબ ગપાટે, આંર ઝાંઝવેકા પાની
કુરાન ભીતર હકને કહા, સચકર તું પીછાની.

**અર્થ**—કાયમદીન, મુલ્લા અને કાજીઓ એમ સમજાવે છે કે તમામ માણસો, મરદો અને સ્ત્રીઓ મરી ગયા પછી તેમના બદનો–શરીરો–કબરમા રહેશે, અને પછી કયામત આવશે ત્યારે બધા પોત પોતાના સગા-વ્હાલાઓ સાથે એક ઠેકાણે મળશે અને બ્હેસ્તમા સોનાની હવેલીઓમા રહી સદા કાળ સુખ ભોગવશે અને ફળ ફુલનો ખોરાક ખાઈ મજાહ કરશે, તે વખતે તમામ લોકોને ખુદાના દીદાર થશે

એ મુલ્લા અને કાજીઓની શીખવણી ઉપર તમામ ખલક ઉલટુ સમજી રહી છે અને કહે છે કે હમણા તો મજાહ કરી લ્યો, પછી મરીને ઉઠીશુ ત્યારે કયામતમા ખુદાના દીદાર કરીશુ, પણ એ બધા ખીયાલો ગપાટા જેવા અને ઝાઝવાના પાણી જેવા છે જે કાઇ કુરાન શરીફમા કહ્યુ છે તેજ સાચુ છે અને તેનો ભેદ બરાબર સમજે તેજ સાચો છે. તે એકે આ દુનીયામા જ્ઞાન માર્ગમા આગળ વધીને ખુદાના દીદાર કરી લે જો આ દુનીયામા પોતાની અંદરની આખ ઉઘાડી ખુદાના દીદાર નહી કરે તો આવતી દુનીયામા પણ કાઇ પામવાનો નથી.

---



( આમાં માણુસનું મોત આવે ત્યારે ખાકી બદનનું શું થઇ જાય છે તે સમજાવ્યું છે, અને જીવનુ શું થાય છે તેનો ઈસારો કર્યો છે)

મનકાના ફી હાઝેહીઆમા, ફહોવા ફિલ આખેરતે આમા (કુરાને શરીફમાં ફરમાવ્યુ છે કે જે અહીં આંધળો છે તે ત્યાં આખેરતમાં પણ આંધળો છે )

કાયમદીન, દર્શન યહા હે, મુવે પીછે કુચ નાહી
મુરશદ કી સોહબત પકડ, ખોલ દેખાવ સાંઇ
કાયમદીન, યહા હે ઉનકો સદા હે અમર અગમ કા ઘર.
યહા નહી ઉનકો કભી નહી, દર્શન હોવે મગર.
કાયમદીન, વેદ કહે કાયા વણુસે જાન
જીવ, આટા મીટ્ટી હોયગા, તન છુટત હે માન
કાયમદીન, માટીમેં માટી જાયગી, પાનીમે પાની જાય
પવન મે પવન મીલ રહે, પીછુ અગ્ની સમાય.
કાયમદીન, તેજકી રતી, ઔર માયાકા ગોલા મીલા હે જાન.
ઉસ ગોલેકા નામ, જીવ, બદા, રખા હે પીછાન
કાયમદીન, ઇસ ગોલેકો કાલ પીસેગા, કઠનાઈસે જાન.
તબ મન પસ્તાયગા, જીવડા, તુ મનમે માન

અર્થ—આગળ સમજાવવામા આવ્યુ છે કે આ પીંડ અથવા શરીર પાચ તત્વોનુ બનેલુ છે જ્યારે કાયા જાનથી છુટી જાય છે ત્યારે જીવને બહુજ ગભરામણ (વ્યાકુળતા) થાય છે તેમા જે ભાગ પૃથ્વીનો હોય છે તે પ્રથ્વીમા મળી જાય છે, પવનનો ભાગ પવનમા મળી જાય છે અને અગ્નિનો ભાગ અગ્નિમા મળી જાય છે એ ચારે ચીજમા તેજની રતી અથવા જીવ આત્મા હતો તે બધુ મળી માણસ કહેવાતુ હતુ હવે કાળ અથવા યમદુત કે મલકુલ મોત આવીને તે આદમને પકડી કઠણાઇથી

પીસે છે ત્યારે તે બહુ પસ્તાય છે કે આખી જીંદગીમા ખુદાને પીછાનવાની તક હતી તેનો લાભ લીધો નહી તેથી તેને બહુજ રંજ થાય છે પેટ ભરી બંદગી કરી ખુદાના દીદાર અહી કરવા એજ સારૂ છે મુવા પછી ખુદાને જોશુ એ આશા ઉપર બેસી રહેવુ એ વખત ગુમાવવા જેવુ છે (વધુ ખુલાસા સારૂ જુવો દીબાચો)

(શમાએમે ઇમદાદીયા નામની કિતાબમા હાજી ઇમદાદુલ્લાહ સાહેબે ફરમાવ્યુ છે કે ખુદાના દીદાર આ દુનિયામા થઇ શકે છે કુરાન શરીફમા ફરમાવ્યુ છે કે લા તુદરેકો હુલ અબસાર વહોવા યુદરેકુલ અબસાર[1] (નજરથી તે દેખાતો નથી અને સઉ ચીજોને તે ઘેરી રહેલો છે એટલે સવાએલો છે) આનો અર્થ એ છે કે આ જાહેરની આખથી ખુદાના દીદાર થઇ શકતા નથી પણ જ્યારે અંદરની આખ ઉઘડે છે ત્યારે તે જાહેરની આખથી વધારે બળવાન થઇ જાય છે એટલે અંદરની આખથી ખુદાના દીદાર થઇ શકે છે"

**આ સાથે સરખાવો:**—Man, therefore, according to the *Vedanta* philosophy, is the greatest being that is in the universe, and this world of work the best place in it, because only herein is the greatest and the best chance for him to become perfect. (*Swami Vivekananda*, Vol 2, P 271)

**કાયમદીન, સારી ઉમર જીસપર હોવે મોહ સો ચાહ આવે જાન,**
**નીંદ મીસાલ જીવ સુન હોવેગા, તનસે છુટત માન**
**કાયમદીન, જીવ છુટત, સુરજ તલગ જાયગા જાન.**
**જીવ જાને, એ નુર હય ઈસ નુરમે મીલું માન.**
**જીવ જાને મે દુખ બ્હોત પાયા હે જાન.**
**તો અબ સાહેબ સે જાકર મીલુ માન.**
**કાયમદીન, સુરજકા ઘર અગન હે અગન મેં પવન હે જાન.**
**પવનસે પાની હે, સાધુ શબદ પીછાન.**

---

૧ ઉપલી આયત સુરએ અનઆમમા છે ૨ શમાએમે ઈમદાદીયા પાનું ૮૮

**ામદીન, પાણી બરસા આકાશસે. પ્રાણ ઉસમે આયા.**
**ી જીસકી હહે થી વૈસી જાગે ઉગાયા** [1]

**અર્થ**—આખી જીદગી જે ચીજ ઉપર વધુ મોહ હોય તે મરતી યાદ આવે છે, અને જીવ તનથી છુટયા પછી શુન્ય જેવો થઇ છે તે છુટયા પછી સુરજ સુધી દોડી જાય છે, એવા વિચારથી "કે ાજ છે તેમા મળી જાઉ મે બહુ દુ ખ જોયુ છે તો જઇને હવે ને મળુ ' પણ સુરજનુ ઘર અગ્નિછે અને અગ્નિમા પવન છે, પવ- પાણી છે એ તુ માનજે એટલે જીવનુ ઠેકાણે પડવુ મુશકેલ હોય આકાશથી પાણી વરસે અને જે જગાએ તે જવાને લાયક હોય ત્યા ાછો જાય છે

**સરખાવો.**—The dualist claims that the soul after ith passes on to the Solar sphere, thence to the nar sphere, thence to the Electric sphere. Thence is accompained by a Purusha to Brahmaloka. ıge 79, *Swami Vivekananda*, Vol V)

૩૦

**અન્નાસો મિનલ આમ્માલે બિલ્ ખવાતીમા.**

**અર્થ**—લોકોના કર્મનો આધાર તેમના અત વખતની હાલતપર છે

**મા માતૂ વમા કોતેલૂ, લેયજ અલહલાહો ઝાલેકા હસ-**
**ન ફી કોલૂબે હિમ.**

**અર્થ**—તેઓ મરી ગયા ન હોત અને તેઓને મારી નાખવામા ્યા ન હોત, આ બાબતને ખુદા તેઓના અત કરણમા હસ્રત–ઉદ્વેગનુ ણુ બનાવે

[આમા હિદુ લોકોની માન્યતા મુજબ પુનર્જન્મ અથવા માણસના ણુ પછી તે વારવાર જન્મ લે છે તે સમજાવ્યુ છે શરીરથી જીવ જુદો છે તે મરણ કહેવાય જુદો પડયા પછી કેટલાક સમયે તે જીવ શરીર ણ કરી પૃથ્વિ ઉપર પાછો આવે છે તેને પુનર્જન્મ કહે છે જેના પાપ

---

૧ હિદુભાઇઓને તેમના શાસ્ત્ર પ્રમાણે આમા સમજ પાડી છે

કર્મ ઘણાજ હોય છે તે જલ ઇત્યાદી સ્થાવર વર્ગમા અવતાર લે છે, પુણ્ય થોડુ અને પાપ વધારે તો પશુમા જન્મ થાય છે. જેણે વધારે પુણ્ય કરેલુ હોય છે તે માણુસમા અવતરે છે વાચનાર યાદ રાખશે કે જે મોટા મોટા ગુરૂઓ અને મહાત્માઓ થઇ ગયા છે તેઓએ કોઈ પણ ધર્મનુ ખડન કરવાની મતલબ રાખી નથી તેઓ હમેશા જ્ઞાન મેળવવા ઇચ્છા ધરાવનારને તેના ધર્મની રૂઢી અનુસાર જ્ઞાન સમજાવવાની કોશીશ કરે છે ઘણા આચાર્યો વિવિધ ધર્મનુ કારણ શોધી કાઢી તેટલાથી નહી ધરાતા અનેક ધર્મમા ઉડા ઉતરી તેમા સત્ય શુ છે તે શોધી કાઢતા હતા દાખલા તરીકે સ્વામી વિવેકાનદના ગુરૂદેવ શ્રી રામ કૃષ્ણ પરમહસે શિખ ધર્મનુ અને બીજા અનેક સપ્રદાયનુ રહસ્ય જાણ્યા પછી વિચાર્યું કે હિદુ અને મુસલમાન વચ્ચે શો ભેદ છે તેની પણ તપાસ કરવી જોઇયે અને મુસલમાન ધર્મની સાધના કર્યા પછી તેમણે જોયુ કે જે ઉદ્દેશથી હિદુઓ સાધના કરે છે તેજ ઉદ્દેશથી મુસલમાનો પણ સાધના કરે છે મુસલમાન ધર્મનો મર્મ જાણ્યા પછી ખ્રીસ્તી ધર્મની પણ સાધના કરી હતી એવી રીતે મહાન ધર્મગુરૂઓ સર્વ મઝહબનુ અધ્યાત્મીક જ્ઞાન મેળવે છે નુરે રોશન ઉપરથી માલમ પડે છે કે તેના કર્તા બાવા કાયમદીનને પણ અનેક ધર્મ અને અનેક પથોનુ બહોળુ જ્ઞાન હતુ અને એઓ કહી ગયા છે કે આચાર્ય અથવા ગુરૂ તેને કહેવો કે બધા ધર્મોનુ રહસ્ય પુરૂ સમજાવી શકે એમણે બનતા સુધી કોઇ બી ધર્મના પુરૂષનું દીલ દુખાય એવુ કશુ આ કીતાબમા નહી લખતા દરેક ધર્મના અનુયાયીઓને તેની માન્યતા મુજબ ધર્મ સમજાવી જે ખરી મેળવવાની વસ્તુ છે તેની તરફ વાળવાની કોશીશ કરી છે, માટે કોઇ પણ ધર્મવાળાઓએ તેમની વાણીનો ભળતો અર્થ કરવાનો નથી)

**કાયમદીન, મેવે ફળકા ધ્યાન હોવે તો દરખ્ત હોવે માન,**
**ઔર ચીઝકા ધ્યાન હોયે તો વૈસે બને પીછાન.**
**કાયમદીન, જો પશુકા ધ્યાન હોવે તો ચારા નીપજે માન,**
**આદમીકા ધ્યાન હોવે તો અન્ન હોવે માન**
**કાયમદીન, જેસી કમાઇ કીતી હોય વૈસી લ્હે અંત વખત સાહેબ દેવે જાન,**
**જેસા ધ્યાન આયા હોય એસી દેહી પકડે પીછાન.**

કાયમદીન, આદમી કહાંસે હોવે, ચુંજ કહેવાતા હે જાન,
સાહેબ જાને ઝાડ હોવે, યા ઘાસ હોવે, યા કીડા હોવે પીછાન.
કાયમદીન, કભી અન્ન હુવા, તો એક સાલમે ખાલી હુવા જાન.
અગર આદમ હુવા તો ફીર નનપણમે મુવા માન,
કાયમદીન, જીવા તો અજ્ઞાની હુવા, યા મત્ર ન આવે વહા હુવા,
યા નીચ હુવા જાન.
ઉચ હુવા તો ભી કયા વો શબ્દ ન માને પીછાન

**અર્થ**—મરતી વખતે જેવુ ધ્યાન હોય છે તેની તરેહનો પાછો જન્મ આવે છે એમ હીદુભાઇઓ માને છે જો મેવા કે ફળનુ ધ્યાન હોય તો ઝાડ રૂપે પાછો અવતાર લે છે, જો પશુ જેવુ ધ્યાન હોય તો ચારા રૂપે અવતરે છે અને આદમીનો ખ્યાલ તે વખતે હોય છે તો કાઇ અનાજના ઝાડ રૂપે અવતરે છે આખી જીદગીમા જેવા કર્મો કર્યા હોય અને તેનો બદલો જે રૂપે મળવાનો હોય તે રૂપનોજ ખ્યાલ ખુદા માણસને મરતી વખતે આપે છે અને તેથી તે ખ્યાલને અનુસરતી દેહ ધારણ કરે છે આદમી એટલે માણસ રૂપી અવતાર તો દુર્લભજ છે કોઇ ઝાડ, તો કોઇ ઘાસ તો કોઇ કીડા એ રૂપે અવતરે છે અનાજનુ ઝાડ હોય તો એકજ સાલમા જાણે તેની જીદગી ખતમ થઇ માણસ થયુ તો બચપણમા મરી ગયુ અને જીવ્યુ તો અજાની જીદગી ગુજારી અથવા એવે નીચ ઠેકાણે અવતાર મળ્યો કે જ્યા કોઇ ગુરૂ મત્ર મળી શકયો નહી અને જો ઉચ કુળમા જન્મ લીધો તો તેને મત્ર ઉપર માન્યતા ઉપજી નહી, એવે ઠેકાણે અવતર્યો એટલે એવા પ્રકારનુ અવતરવુ એ કષ્ટ છે

કાયમદીન, શબ્દ માને તો ગુરૂ ના મીલે, યા ગુરૂકી મેહર ન હોય,
યા ગુરૂ જોતીયા, પથીયા, હીરસીયા મીલા જન,
સારે સજોગ ભેલી હોના મુશકેલ પીછાન

**અર્થ**—અગર મત્ર ઉપર શ્રધ્ધા હોય તો ગુરૂ ન મળ્યો હોય, અથવા ગુરૂ મળ્યો હોય તો તેની પુરી કૃપા તેની ઉપર નહી ઉતરી હોય, અથવા ગુરૂ લોભી, લાલચુ હોય, અથવા અમુક પથનોજ માનના વાળો હોય જે સજોગોમા ખુદાઇ જ્ઞાન મળે છે તે બધા સજોગો એકી વખતે મળવા બહુજ મુશકેલ છે [1]

---

૧ આ હીદુભાઇઓને તેમના ખીયાલ પ્રમાણે સમજાવવા લખવામા આવ્યુ છે આનો બળતો અર્થ મુસલમાન ભાઇઓએ કરી બેસવાનો નથી ઇસ્લામમા તો ફકત એટલીજ વાત છે કે જે માણસ જેથી સાથે ચાહના રાખે છે તેની સાથે તે ઊઠશે (હદીસ અલ મરઓ મઆ મન અહબ્બ )

(સરખાવો આ સાથે વિવેક ચુડામણી નામના ગ્રંથનું વાકયઃ—ખરે-ખર, આ ત્રણ ચીજ બહુજ દુર્લભ છે માણસીક જન્મ, મોક્ષ મેળવવાની ઇચ્છા, અને મહા પુરૂષોનો સંગ ફકત દેવતાઓની મહેરબાનીથીજ આ ચીજો મળી શકે એમ છે ")

કાયમદીન, હોવે તો કીસ ખંડમે હોવે, સમુંદ્રમેં કે સમુદ્રપાર
હોવે જાન,
ફીર ફીર એસા અવસર નહી આવે, ગાફીલ જાગ, પીછાન.
કાયમદીન, કામીલગુરૂ, માણુસદેહી, જ્ઞાન બુધ્ધી, અગંમ ભેદ,
ઉત્તમ મીલે હે જાન,
અબ ના ચેતે તો ફીર કબ ચેતેગા માન.
કાયમદીન, મુલ્લાને શબ્દ કહા, મુવે પીછે યુ હોગા જાન,
વોહ શબ્દ સત હે, ઉસકા અર્થ જુદા હે માન.
કાયમદીન, ધરમ, ભજન, તપસા, ઉનસે અછા અવતાર પાવે
જાન,
પાલખી બેઠે, પલગ સોવે, યેહી બ્હેસ્ત પીછાન.
કાયમદીન, મુવા સો કયામત હે, પંડ સો ગોર હે જાન.
ચાબકે કી માર પડે બદીખાને, યેહી દોઝખ પીછાન.
કાયમદીન, કીડા હુવે યા ઝાડ હોવે યે હાવીયા દોઝખ જાન.
સુખકી જાગે પેદા હોવે યેહી બ્હેસ્ત પીછાન.[1]

અર્થ—કેટલીકવાર કાંઇ સારા સન્જોગો સાથે બીજા માઠા સન્જોગ ઉભા થાય છે અથવા તો તે સન્જોગો કાંઈ એવા ખડમા આવી જાય છે કે જ્યા અમલ બરાબર થઇ શકતો નથી, વાસ્તે ઓ ગાફીલ તુ જાગ, કારણકે માણુસ દેહ, કામીલગુરૂ, બુદ્ધી અને આત્મીક જ્ઞાન એ ઉત્તમમા ઉતમ ચીજો છે તેનો ઉપયોગ હમણા નહી કરશો તો કયારે કરશો? મુલ્લાઓ કહે છે કે મુવા પછી આમ આમ થશે. તે લોક જે શબ્દ બોલે છે તે ખરા છે પણ તેનો ભાવાર્થ જુદો છે ધર્મ, ભજન, તપ વિગેરેથી સારો અવતાર આવે છે એટલે તે જીદગીમા માણુસને દુનીયવી સુખ વધુ મળે છે મરી જવુ એજ કયામત છે. પીંડમા એટલે શરી-

૧ હીદુભાઇઓ તથા કેટલાક વિજ્ઞાન શાસ્ત્રીઓ (સાયન્સ વાળાઓ)નો આવો ખીયાલ હોવાથી તેમને આથી ચેતાવ્યા છે

રમા રહેવુ એ કબરમા રહેવા બરાબર છે અગર કોઇને કેદની શીક્ષા • અને ચાબકાની માર તેને પડે તે દોઝખ સમાન છે એમ સમજવુ ૪ રૂપે અવતરવુ એજ હાવીયા એટલે સાતમુ દોઝખ સમજવુ સારા સ' ગોમા એટલે સુખ મળે એવે ઠેકાણે અવતરવુ એજ બેહેસ્ત છે એમ માનવુ



કુલ્લો શએઈન હાલેકુન ઇલ્લા વજહહુ.

અર્થ—તમામ ચીજ નાશ થવાની છે ફકત ખુદા બાકી રહેવાનો

ગયા પ્રકરણની માફક આમાં પણ પુનર્જન્મ મા નારોની માન્યતા મુજબ તેમને સમજાવ્યા છે.

કાયમદીન, આખર સબ જાયગા સુખ, દુખ ઔર જાન.
અમરપુર એક અલેખ હય સોહી સત પીછાન
કાયમદીન, કિતનેક યું જાને, આસમાન, ઝમીન અધારા હો
તબ જહાકા તહા મીલેગા જા
યું કર, સબી અટક રહે દીલમે બાત પીછાન
કાયમદીન, યુ હોવે તો કોઈ ન ઢુંડે, આખર તો મીલેગા
પણ નહી મીલે, સુન સકતમે સમાવેંગે માન.

અર્થ—આખર, સુખ અને દુખ તેમજ જીંદગી બધુ જવાનુ પરમેશ્વર અથવા ખુદાજ રહેશે કેટલા લોક એમ સમજે છે કે આસમ જમીન, બધુ જ્યારે અંધકારમા મળી જશે ત્યારે જે ઠેકાણેથી જીવ નીક હતો ત્યા પાછો જશે, અને એ વિચારથી કાઇ પણ કોશીશ કરતા ન પણ જો એ ખરૂ હોય ત્યારે તો કોઇ માણુસ ખુદા અથવા સત્ય શુ છે શોધવાની કોશીશ કરે નહી આખર એમ જીવ મળતો નથી, પણ શુન નામનુ ધામ છે ત્યા રહે છે

કાયમદીન, જીતને જીવ પોંહોચે સો અમર હુવે જાન,
જીતને બાકી રહે સો સુન સકતમે સમાવેગે માન.

---

૧ કેટલાક ભાઇઓના આવા ખીયાલ છે તે સમજાવ્યા છે તેમને ખુદાની તઓહીદ ઊપર લાવવા પીરસાહેબે આગળ માર્ગ દેખાડ્યા છે

કાયમદીન, જીતને બરશ બસ્તી ઈતને બરસ સુન રહેગા જાન,
ફીર હુકમ હોયગા ઓ જીવ કે જીવ પેદા હોગે માન
કાયમદીન, જીવ અનાદી સુધી હે, ફીર નહી જાન,
"કુલિર રૂહો મિન અમ્રે રબ્બી," ઉસકા છેહ નહી પીછાન.
કાયમદીન અબ્બલ બી સુન, જીવ માયા, સાહેબ થા જાન,
ફીર જીવ, માયા સાહેબ રહેગા માન.
કાયમદીન, જીવકો ઉત્તમ ગ્યાનકી સમજ, યા જાપ યા જોત
યા પંડકી નીશાન,
વોહ એક દેહી, દો દેહી, ફીર સચા હોય તો પોંહોચે ઠિકાન,
કાયમદીન, ભેદ અગમકા જો કોઈ જાને જાન.
સોઈ તો એક દેહી બદલને મેં પહોચે ઠિકાન.

અર્થ—જેટલા જીવે આ જીંદગીમા ખુદાના દર્શન કર્યા તે અમર થયા, બાકીના જીવોને સુન પ્રદેશમા રહેવુ પડે છે એ સુન પ્રદેશ, જેટલા વરસ ધરતી ટકશે તેટલા વરસ રહેશે પછી તેજ જીવો પાછા અવતરશે. જીવ અનાદીકાળ સુધી છે પછી નથી કુરાન શરીફમા પેગમ્બર સાહેબને ખુદાએ ફરમાવ્યુ છે કે તમે કહી દો કે રૂહ છે તે મારા ખુદાનો હુકમ છે. જીવ, માયાના આવરણ સાથે પહેલ્લા પેદા થયો તેનીજ રીતે જો તે ખુદાને શોધવાની કોશીશ ન કરે તો એમજ અથડાશે જો તેને ઉત્તમ જ્ઞાન હોય, અથવા તે જોત જાપ કરતો હોય, અથવા પીડ તે શુ છે એ જાણવાની કાંઇ આતુરતા તેને થઇ હોય તો એક બે દેહ ધારણ કરી પછી સન્જોગો સુધરતાં ખુદાને જઇ મળશે, પણ જે અગમનો ભેદ કળી ચુકયો તે તો એકજ દેહમા પોતાને ધામ પોહોચી શકે છે

કાયમદીન, જબ લગ સુન મેં હે તબ લગ કચ્ચા જાન,
સુન છોડ વીરેહી હુવા, સો કામીલ હુવા પીછાન.
કાયમદીન, સુન હે સોબી સાધન હે જાન,
વીરેહ હોય તો તુરત પ્હોંચે પીછાન.
કાયમદીન, વીરેહ પ્રેમ પર જોત હે જાન,
જોતકી મારી ઓલખ આવે પીછાન.

**કાયમદીન, વીરેહ નહી ને ભેદ હે જાન,**
**સો તો કબુ એક પોહોચે ઠિકાન.**
**કાયમદીન, અવ્વલ પ્રેમ હુવા હોય પીછે મીટા હોય જાન,**
**સો કબુ એક ભી અમર ઘર પહોંચે પીછાન**
**કાયમદીન, ભેદ નહી, ઔર પ્રેમ ભી નહી સો તો કબી નહી પોહોચે જાન,**
**લખ વરભંડ હોવે તો ભી નહી પ્હોંચે પીછાન.**

અર્થ—કાયમદીન, જ્યા સુધી માણસ સુનના પ્રદેશમા છે ત્યા સુધી પણ તે કાચો છે અટલે કે ત્યા પણ માયાનુ બારીક આવરણુ છે જ્યારે સુન ધામ છોડી આગળ જાય છે ત્યારે તે પુરો થાય છે સુનમ રહેવુ એ પણ એક જાતની સાધના છે વિરેહ, એટલે ખુદાની જુદાઇથ જે પ્રેમ અગ્નિ દીલમા લાગે છે તે જો હોય તો તુરત પહોચાય કારણું એ પ્રેમથી જે જ્યોતી નૂરના દર્શન થાય છે તેનેથી આગળ વધતા ખુદાન ઓળખ ઉતપન્ન થાય છે, એટલે ખુદાઇ જ્ઞાન થાય છે આની મતલબ રે છે જે અત્યત પ્રેમ પુર્વક ભક્તિથી પણ ખુદાઇ જ્ઞાન ઉત્પન્ન થાય છે અગર પ્રેમ પુર્વ ભક્તિ નહી હોય અને તે ફકત સત્ય શુ છે તેજ ખોળતે હોય તો તેમાથી પણ કેટલાકો પોતાની શોધમા ફતેહ પામે છે પહેલા ત કોઇને વિરેહ અથવા પ્રેમ થયો હોય પછી પાછો સસારમા લુબ્ધ થઇ ગ હોય તો તે પણ કોઇ વાર અમર મુકામે પોહોચે છે એટલે એની પુ જન્મની ભક્તિ અથવા આ જન્મની ભક્તિ ફોકટ જતી નથી પણ જેનાર પ્રેમ અથવા ભક્તિ નથી કે જ્ઞાન જાણવાની જીજ્ઞાસા પણ નથી તે તો લા બ્રહ્માડ થશે તો બી અમર મુકામે પહોચવાનો નથી

**કાયમદીન, સુન મહાસુન કે બીચ રહેંગે સો દુજી વરભંડ રે કબીર, દસ્તગીર મીસાલ જનમ બોલીયા હોગે જા.**
**સોઈ તબ પુરે સાહેબ હો જાવેગે માન**
**કાયમદીન, મહાસુનકે પાર અલેક કો દેખતે હેં જાન,**
**સો, દુજે વરભંડ અવતરી શ્રીકૃષ્ન જૈસે હોવેગે માન.**
**કાયમદીન, તબકે રહેલે અબ પકે હેં જાન,**
**અબકે રહે હે વો તબ પકેગે પીછાન,**

**અર્થ**—જે લોક સુન મુકીને આગળ જાય છે પણ મહાસુનમા પુગતા નથી તે જ્યારે પાછુ બીજુ બ્રહ્માંડ એટલે સૃષ્ટી રચના થશે ત્યારે કબીર અથવા દસ્તગીર જેવા મોટા મહાત્મા થઇ અવતરશે અને તે અવતાર લઇ કમાલીયતે પુગશે જ્યારે મહાસુન મુકીને આગળ વધે છે ત્યારે ખુદાના દર્શન થાય છે, તે વખતે જીવો શ્રીકૃષ્ન જેને લોકો ઇશ્વરી અવતાર કહે છે તે રૂપે અવતરે છે જે જીવ આગલા બ્રહ્માંડ એટલે આગલી સૃષ્ટિની રચના વખતે પુખ્ન થઇ ખુદામા નહી મળ્યો તે બીજા બ્રહ્માંડ વખતે ખુદાને પુગે છે

**કાયમદીન, આપ સાહેબ હો જાના, દેખના, દેખાના ઇસમે ઇતના ફેર હે જાન.**

**દુજે વરભડ વખત એકવાર પેદા હોના પડે માન.**

**કાયમદીન, ઉસ પેદા હોનેમે કુથ દુખ નહી હે માન,**

**હે સુખ, પણ પેદા હોના પડે ઇતના નરસા પીછાન.**

**અર્થ**—ખુદ ખુદા સાથે વીસાલ થવો અથવા જોડાઇ જવુ અથવા "અહમ બ્રહ્મસ્મી"નો પ્રત્યક્ષ અનુભવ થવો, અને તે અનુભવ દેખાડવો એ એમા આટલો ફેર છે કે, જો એ અનુભવથીજ સતુષ્ટ થઇ બેગી રહેવુ હોય તો પાછો જન્મ લેવો પડતો નથી પણ જો બીજાઓને સાહેબ શુ છે તે જ્ઞાન કરાવવુ હોય તો બીજી વાર જન્મ લેવો પડે છે. તે જન્મ લેવામા કાઇ દુખ નથી તે જીદગી પણ સુખમાજ જાય છે, ફક્ત જન્મ લેવો પડે એટલુજ નરસુ તેને લાગે છે [ આનો અર્થ એ છે કે કેટલાક ફક્ત જીવન મુકત થઇ સતુષ્ટ થઇ બેસી રહે છે તેઓ જન્મ મરણના ફેરામાથી ટળે છે પણ કેટલાક જીવોને બીજા જીવોનો ઉધ્ધાર કરવા ગમે છે તે જીવો પાછો અવતાર તેમના કલ્યાણ માટે લે છે[1] (જુવો દીબાચો.) ]

**કાયમદીન, સાહેબ હો કર બાહેર નીકળના વોહ તો મનકી ભુજ હે જાન,**

**યા પેદા હોય, યા ના હોય, મન માને શોખ પીછાન.**

**કાયમદીન, જબ લગ દેખતાથા તબ લગી આપ આસક થા જાન,**

**સાહે મીલકર બાહેર નીકલા તબ સાહેબ ઉસી પર આશક હુવા માન.**

---

૧ આ હીદુભાઇઓની માન્યતા પ્રમાણે તેમને સમજાવવામા આવ્યુ છે.

**અર્થ**—સાહેબમા મળી જઇ ઉપર સમજાવ્યુ તેમ પાછું બહાર નીકળવુ અથવા જન્મ લેવો એ તો પોતાના મનની વાત છે ગમે પાછી જીદગી ધારણ કરો યા ન કરો તે સૌ તે વખતના શોખ ઉપર છે. કારણ કે જ્યા સુધી " જુદાપણુ " રહે છે એટલે પોતે અલગ રહી ખુદાના દર્શન કરે છે ત્યાસુધી ભકત પોતાના ખુદા ઉપર આશક રહે છે પણ જ્યારે એકવાર ખુદા સાથે મળી પછી પાછો બાહેર નીકળે છે ત્યારે ખુદા તેની ઉપર આશક થાય છે

**કાયમદીન કહે હવાલદાર, હાકમ, સુબા. પાદશાહકા અમલદાર જાન,**
**હાકમકો ડર પાદશાહકા, પાદશાહ હુવા તબ ઉસકો કીસીકા ડર નહી પીછાન.**

**કાયમદીન. હાકેમકા અમલ ફેર બદલ હોવે જાન,**
**સુબેકા બી ફેર બદલ હોવે, પાદશાહકા અમલ ન ફેર બદલ હોવે પીછાન.**

**કાયમદીન, લાહુત તલક અમલદાર જાન,**
**હાહુત મેં ગયા પાદશાહ હુવા પીછાન.**
**કાયમદીન. હોવે તો શાહઝાદે હોવે માન,**
**મન માને એસા લાડ લડાવે પીછાન.**

**અર્થ**—આમા ખુદાને પાદશાહ સાથે સરખાવ્યો છે, અને ખુદાઇ જ્ઞાનની ઇચ્છા ધરાવનારાઓને હવાલદાર, હાકેમ, સુબા સાથે સરખાવ્યા છે. હવાલદાર, હાકેમ, અને સુબા એ ત્રણે પાદશાહના અમલદાર છે, હાકેમને પણ પાદશાહનો ડર રહે છે, કારણ કે તે હાકેમની ફેરબદલી કરી શકે છે. સુબાની પણ ફેરબદલી કરી શકે છે ફકત પાદશાહનો અમલ રહે છે તેની ફેરબદલી થતી નથી હવે લાહુત મુકામે પોહોચે છે ત્યા સુધી તે અમલદાર રહે છે જ્યારે હાહુત મુકામ સુધી પોહોચે છે ત્યારે પાદશાહીને પોહોચે છે એટલે ખુદા સાથે મલી જાય છે કેટલીકવાર, ફકત શાહઝાદા પદે પુગે છે એટલે કે ત્રીજી મઝીલમા પોહોચી પડી રહે છે ત્યા ખુદા તેને મનમાનતો લાડ લડાવે છે એટલે કે તેનામા ઘણી શકતીઓ તે વખતે આવે છે જેમા તે બહુજ મગ્ન રહે છે

કાયમદીન, હુયત હુવા તબ સત લોકકુ જાવે જાન,
ઇશ્કકી અગનસે પાચ તત્વકા ભાગ ઉઠ ગયા, નુરકી દેહી
હુઈ પીછાન.

કાયમદીન, વૈસા તો કોઈ એક હોવે જાન,
અસલમે કબીર, દસ્તગીર, નીઝામુદ્દીન જેસે હુવે પીછાન.

અર્થ—જ્યારે હાહુત મુકામે પોહોચે છે ત્યારે સત લોકમા પોહોચાય છે જયા ઇશ્કની આગથી જે ખાકી બદનમા પાચ તત્વનો ભાગ છે તે તમામ બળી જઇ ફકત ખુદાઇ નુરનુ તેજ જે દેહમા છે તેજ રહે છે. આવી હાલત તો કોઇકનીજ થાય જેવા કે કબીર સાહેબ, અથવા હઝરત પીરાન પીર દસ્તગીર સાહેબ અથવા ખ્વાજા નીઝામુદ્દીન અવલીયા, મહેબુબે ઇલાહી.

કાયમદીન, વ્હેમ ગેર ખો, સુરત મુશાહેદા[1] લાયે,
રૂહ મુરાકેબા[2] કર ચલી, જહા હઝરત હક દીલ લગાય
કાયમદીન, બેહદ મેદાનમાહી હે મીજલસ એહમદ,
અનહદ નુર મેદાનમે ઝલમલ નુર અહદ
કાયમદીન, ફનાકી ખડગ લે, અહ કાર કા શીર કાટ,
પ્રેમ ધ્યાન બરછીસે માર માયાપે લાત
કાયમદીન, ચેતન ચોકીસે રાખો મનકો ઠામ
શબ્દ કે ભાલે સે માર ક્રોધ ઔર કામ,
કાયમદીન, સેજકી લકડીસે, અભીમાન કો લુદા કર.
સીતલ સુરત કો રંગ ચડાવ, લગાવ અ જાન કે પર,
કાયમદીન, બુટ્ટી પ્રેમકી લેકર, મન ભીતર ડાલ
હીરસ લોભ પાની મરજાવે, તો પરગટ હોવે લાલ.

અર્થ—[આમા કેવી રીતે ખુદાના દર્શન થાય છે તે સમજાવ્યું છે] ખુદા એક છે તે સીવાય બીજુ કોઇ નથી, એ સીવાયનો ખ્યાલ મન-માથી કાઢી નાખી, સુરતની દોર ખુદાથી લગાડવાથી રૂહ આગળ વધતી જાય છે, અને ખુદા તરફ દીલ લાગે છે જ્યારે બેહદ મેદાનમા રૂહ પુગે છે ત્યાં નબી (સ) ની મીજલસ જોવામા આવે છે અને જ્યારે અનુહદ મેદાનમા

---

૧ મુશાહેદા=Contemplation or vision of future, absent or invisible things

૨ મુરાકેબા=Meditation of God.

રૂહ પોહોચે છે ત્યા ઝલમલનુર (The fierce light that beats on the throne) દેખાય છે[3] ફનાની ખંજર લઇ અહંકારને મારવો જોઇયે એટલે મમત્વપણુ કાઢી નાખવુ જોઇયે પ્રેમ ધ્યાનની (meditation) બરછીથી માયા તજવીજ જોઇયે ચેતન ચોકી (વિવેક અથવા discrimination )થી મનને ઠેકાણે રાખવુ જોઇયે અને શબ્દ રૂપી જે ભાલો ( મંત્ર ) ગુરૂ આપે તેનાથી ક્રોધ અને કામ વશ કરવો જોઇયે સેજ (નમ્રતા)ની લાકડીથી અહંકારને માર મારી, "હુ છુ એવો ખ્યાલ મનમાથી કાઢી નાખવો, અને પછી નિરંજન ઉપર મન સીતન રાખી સુરત લગાડવી ખુદાઇ ઇશ્કની બુટ્ટી લઇને મનની અંદર નાખવી જેથી હીરસ, લોભ વગેરે મરી જાય અને ખુદા પ્રગટ થાય

કાયમદીન, મન કલ્લાઇ મે સે નાચ પચીસકા પાની ખોય.
દીદાર જોત ઝબક ઉઠે, જયુ બડ બીજસે હોય.
કાયમદીન, જયુ બીજમે બડ હે, યુ મનમે હે દીદાર,
પાચ પચીસકા પાની મરે તો નીકસે જોત અપાર
કાયમદીન, જયું ચકમકમે આગ હય, યુ સાઇ ભીતર મન
સતગુરૂ લોહા જો લગે, તો ઝરે દીદાર દરશન,
કાયમદીન જો કોઈ ખોવે આપકો, હોવે સફ્ર્મ સફા,
ઝલમલ નુર પરગટે ઓર પાવે દીદાર નફા

**અર્થ**—જો મન રૂપી કલ્લાઇમાથી પચીશ તત્વોરૂપી જે પાણી છે તે ખોઇ નાખે તો ત્યા એકદમ દીદારની જોત ઝમકી ઉઠે, દાખલા તરીકે બીજ અને ઝાડ જેવી રીતે બીજમા ઝાડ છુપાયલુ છે તેવીજ રીતે મનમા ખુદા સમાયલો છે, જેવી રીતે ચકમકમા આગ છે તેવીજ રીતે મનમા ખુદા છે જો ચકમકને લોઢુ મળી આવે તો ખુદાના દર્શન થાય તેમજ જો કોઇ પોતાપણુ ખોઇ નાખે, એટલે કે " આ દેહ છે તે " હુ છુ " એવુ અજ્ઞાન ટળી જાય, તો ખુદાના દીદાર થાય છે (પાચ પચીસ તત્વ સારૂ જુવો દીબાચો ) [શ્રીકૃષ્ણે પણ કહ્યુ છે કે "જીવ એ મારો પોતાનો અંશ છે' તે બ્રહ્મની શકિતઓ ધરાવે છે, તે બ્રહ્મજ છે, તથાપિ જેમ બીજ ઝાડથી ભિન્ન છે તેમ દેશ તથા કાળને લઇને જીવ બ્રહ્મથી ભિન્ન છે ઝાડ ઉપરથી બીજ જમીનપર પડે છે, પછી તે ધીમે ધીમે વધે છે, તેનામા

---

3 આગળ બધુ સમજાવી છેવટે રિસાલત અને વેહદાનિયત ઉપર લાવે છે

ગુપ્ત રહેલી શકિતઓ ખિલી નીકળે છે, અને છેવટે તે મૂળ ઝાડ જેવું થાય છે. તેમાંથી બીજુ કાંઇ થઇ શકે નહિ કારણકે મૂળ વ્રક્ષનો તથા તેનો ગુણ એકજ છે જીવ વિષે પણ એમજ સમજવુ બીજ પેઠે ખુદા તેને પ્રકૃતિ માયામા નાખે છે, તે ધીમે ધીમે વિકાસે છે, તેની ગુપ્ત રહેલી શક્તિ ખિલે છે અને છેવટે તે ઇશ્વર રૂપ થાય છે "[1] ]

કાયમદીન, દરીયાકી રેતમેં, શકર બીખરી જાય,
એસા ખેલહે દીદારકા, સો કેસે કહો દિખાય.
કાયમદીન, હસ્તી રૂપસેં તો મુખ મે કભી ન આવે,
કીડી મુખ જબ હોવે તો દરશન નુર દેખાવે.
કાયમદીન, જેસી બાહેરકી ખોજ હે, વો હસ્તી રૂપ કહેલાય,
હસ્તી રૂપ સે દરશન નુર, કછુ નજર ન આયે
કાયમદીન, જોગ, સ્લોક, માલા ભજન, પુરાન,
વિર્દ, વજીફા, પઢના સબ હસ્તી મુખ હે જાન.
કાયમદીન, આવેગા, દેખુ ગા, મુખસે કહો રહેમાન,
નાહ ધોકે પાક બેઠના સબ હસ્તી મુખ હે જાન
કાયમદીન, સબ મથન હે, શાસ્ત્ર જોગ શ્લોક, માલા, ભજન, પુરાન,
એકુ બાતુ સે સાહેબ નમીલે, યે શબ્દ સત કર જાન

અર્થ—[આમા જે ભેદ કહયો છે તે વાતરૂપે વધારે સારી રીતે સમજ પડશે, એક માણસ ખાડ લઇને જતો હતો ત્યા રસ્તામા તની ખાડ રેતીમા ફુટી પડીને વેરાઇ ગઇ. પછી તે રસ્તે એક હાથી જતો હતો તેણે ખાડ દીઠી, તેથી તે ખાવા માટે પોતાની સૂઢ વડે તે ખાડ ઉચકવા ગયો, પણ બહુ જાડી સૂઢથી તે પકડી શકયો નહી, ને ખાડ રેતીમા ભેળાઇ ગઇ. પછી ઘણીક કીડીઓ એકઠી મળીને તે ખાડ ખાઇ ગઇ એ વાતનો સાર એ કે હાથીની સૂઢની પેઠેના જાડા વિચારથી આત્મ સ્વરૂપ ઓળખાતુ નથી. પણ કીડીની પેઠે સુક્ષ્મ વિચારથી તે પ્રાપ્ત થાય છે ]

એવી તરેહ દરીયાની રેતીમા ખુદાઇ જ્ઞાન રૂપી ખાડ વીખરાઇ ગયલી છે તે કેમ દેખાય હાથી રૂપ થઇ મોઢામા લેવા જઇએ તો નહી આવે. કીડી રૂપેજ દર્શન થાય હવે આપણે બહારના રસ્તાઓથી ઢુંઢીયે તે બધા ઉપાયો હાથી રૂપ છે તેથી દર્શન થાય નહી. જોગ, શ્લોક, માળા, ભજન,

૧ આ હાદુભાઇઓની માન્યતા પ્રમાણે આપવામા આવ્યુ છે

વિર્દ,[1] વજીફો,[2] બધુ હાથી રૂપ છે ખુદા આવશે ને હુ જોઇશ, એવા વિચારથી નાહી ધોઇને બેસી રહેવુ એ પણ હાથી રૂપ છે ઉપલી કોઇબી બાબતથી ખુદા મળી શકતો નથી એ નક્કી જાણવુ

કાયમદીન, કયા સાહેબ ભેસ યા બલદ હે જો ઇસ બાતુસેં દિખાય,

જૈસી વસ્તુ અપાર હે, ચીના હો દેખાય

કાયમદીન, સાહેબ તો સકલ ઘટ ભરપુર હે, ઇસી તરેહ ભીતર મન,

જૈસી ભરી ગાગર મે, પડે સુરજકી કિરન.

કાયમદીન, ખ્યાલ સુરતકા સો કીડી મુખ કહેલાય,

મન હસ્તી કો વશ કરે તો સુરત ગગન ચડાય

કાયમદીન, સુરત કીડીપર પ્રેમ કી લ્હે લગાય,

આપસ જાન, અજાન હો રહે, એક પલક મે ઘર જાય

**અર્થ**—ખુદા શુ ભેસ યા બળદ છે જે એવી બાબતોથી દેખાય? જેવી એ અપાર વસ્તુ છે તેવી સૂક્ષ્મ રીતે જોવાની કોશીશ કરવી જોઇયે સાહેબ તો દરેકે દરેક ઘટમા છે જેવી રીતે પાણીની ભરેલી ગાગર અથવા ઘડા જેટલા તડકે મુકયા હોય તે બધામા સુરજ દેખાય છે, તેવી રીતે ખુદા દરેક ઘટમા છે સુરતનો ખ્યાલ તે કીડી રૂપ છે અને મન હાથી રૂપ છે જો એ મનરૂપી હાથીને વશ કરો તો સુરત ગગન ઉપર ચઢી જાય તમે પોતે પોતાને ભુલી જાવ, તો એક પલમા દીદાર થાય [આની મતલબ એ છે કે પોતાનુ સ્વરૂપ જાણવાનીજ જ્ઞાન ઉત્પન્ન થાય છે હુ પ્રત્યેક આત્મા છુ પણ આ દેહ, ઇંદ્રીયો, મન અને બુધ્ધી એ હુ નથી, એમ જાણવાથીજ મોક્ષ મળે છે ]

કાયમદીન, બ્હેસ્ત ભામા હે, તીન છતીસમે હોય,

ચાય તો ઘડી પળમે, નહી તો દુખ પાયે

કાયમદીન, જોગ કસોટી વોહ હસ્તી રૂપ કહેલાય,

સારી ઉમર બેઠા તપ કરે, પીયુ કબુ ન પાય

કાયમદીન, ભુખે મરેસે મન ચોદમ ભટકાય,

ખા, પી ભરપુર જો અદ્વૈતકે ઘર આય

---

૧ વિર્દ નમાઝ પઢયા પછી એક નામ ચોક્કસ વખત પઢવુ તે દાર કરવી ૨ નિત્ય પાઠ

કાયમદીન, ખલકકી બાતુ પર કહી જોગ કમાય,
પીયા મિલનકા ભેદ હે ન્યારા, ખલક નાહક તન જલાય,
કાયમદીન, ખલક બાતા કરે, ફુલાનેને જોગ કમાયા.
એસી કસોટી જબ કીયા, તબ દર્શન પાયા,
કાયમદીન, ખલક યુ સમજે, કે યું પાવે સાઇ,
નહી પાયા ભેદ, મરમ બુજે નહી સો બાતા બડી બનાઇ.

**અર્થ**—બેહેસ્ત છે તે તો મનને સમજાવવાનુ છે કેટલીકવાર જલદી મળી જાય છે અને કેટલીકવાર મળતુ નથી જેથી દુ ખ થાય છે. જોગ કસોટી છે તે પણ હાથી રૂપજ છે સારી ઉમર તપ કર્યા કરવાથી કાઇ પીયુ મળતો નથી, કારણ કે ભુખા રહેવાથી મન ચોતરફ ભટકે આનો મન ખા, પી મગ્ન થઇ પછી તૈહીદ-અદ્વૈત સ્થાને પોહોચે છે કેટલાક લોકો, દુનીયાની વાત ઉપર ભુલી જઇ જોગ લે છે, અને કહે છે કે જોગમા આટલુ દુ ખ પડયુ અને આટલી કસોટી થઇ ત્યારે ખુદાના દર્શન થયા, પણ એ બધું કહેવાનુ છે તેઓ ખરો ભેદ જોતા નથી અને ખોટી ખોટી વાતો કરે છે [1]

કાયમદીન, સીતલ ગુણ કો પહેલે ઘટમે લાય,
આપસ જાન અજાન હો સુરત ઉલટી ચલાય
કાયમદીન, તન તકીયે, ભીતર સુરત ઉલટી ચલાય,
જા પોહોચે ઉસ મેદાનમે, જહા ઝલમલ નુર દિખાય.
કાયમદીન કહે, સેવો સતગુરૂકો, દીદાર સાહેબકા પાય,
જો ના બુજે મહા પડીત વો પીર પરગટ બતાય
કાયમદીન, કહે માફીક ચલે, ઔર ઉપદેશ સતગુરૂકા લાય,
લ્હેર પ્રેમકી ઉલટે, સો દીદાર પરગટ પાય

**અર્થ**—પહેલા મનને સ્થિર કરી હૃદયમા ધારણ કરે, એટલે મનની ચપળતા તજી દઇ મનને એકાગ્ર કરે પછી સુરતને ઉલટી ચલાવવાની કોશીશ કરવી ( આ બાબદ ગુરૂ વગર સ્હેલાઇથી સમજ પડે એમ નથી સુરત એટલે જીવાત્માની ધારનુ મૂળસ્થાન પિડમા બે નેત્રોની વચમા જ્યાં અદરની તરફ મધ્યમા તિલ છે, તે સ્થાનમા છે અને ત્યાથી તમામ પિડમા

---

૧ આમા તપ, જોગ, વિગેરેની વાતો બતાવી ઉપરે ખુદાના ખરા રસ્તા ઉપર આવવાની વાત બતાવી છે

ફેલાયલી છે જાગ્રત અવસ્થાની વખતે તે બન્ને આખોમા રહે છે જ્યારે સુરતની ધાર અદર અને ઉપરની તરફ ખેચાઇ જાય છે, ત્યારે દેહ અને ઇંદ્રિયો જડવત ક્રિયા રહિત થઇ જાય છે અને શરીરનો તમામ વ્યવહાર બધ થઈ જાય છે જ્યારે આખોની પુતળી ખેચાઇ જાય છે ત્યારે તેજ વખતે માણસ બેહોશ થઇ જાય છે અને પુતળાયો ઉલટી જાય છે ત્યારે તે મરી જાય છે હવે જે માણુસની ખુશી હોય તે મરણના સમય પહેલા સદગુરૂ બતાવે તે ક્રિયાથી પોતાની સુરતને આખોના સ્થાનથી અદર અને ઉપરની તરફ જેટલે દરજજે જરૂરી સમજે તેટલે દરજજે ખેચી જાય તો સસારના સુખ દુ ખની પીડાથી બચે )

એવી રીતે બદન સ્થીર કરી અને સુરતને ઉલટી ચલાવે તો જે મેદાનમાં નુર ઝગમગ હોય છે ત્યા જઇ પોહોચે સતગુરૂની સેવા કરો, અને સતગુરૂ જે ઉપદેશ આપે તે માફક વર્તો તો પ્રેમની લ્હેર આવે અને તે લ્હેરમા ખુદાના દર્શન થાય જે ચીજને મહા પડીતો સમજી શકતા નથી તે પીર પ્રગટ દેખાડી શકે છે.[૧]

કાયમદીન ઉમર ટુંકી હોય યા પ્રવૃતી હોવે જાન,
તો કહાસે વૈસા મુકામ હાથ આવે માન
કાયમદીન, સાસા ન કીજીયે, જો આયા સો ભલા, ખ્હોત કર જાન,
જન્મ મરણુકા ભે ભાગે, રૂહ અમર હોવે પીછાન,
કાયમદીન, અટક ન રહીયે, ઉમર ટુકી હોવે જાન.
ઓજીયે, કબી ઉમર પહોચે, મુવે તલક પહોચાવે માન
કાયમદીન, ઇંસમે નહી તેરા કુચ જાયગા, કર તું સહી જાન,
પાયા તો પાયા નહી તો જેસા આયા વૈસાહી પીછાન

અર્થ—હવે જો ઉમર ટુકી હોય અથવા પ્રવૃતિ કર્મ કર્યા હોય તો એવો મુકામ હાથ આવે નહી ( વેદમા બે પ્રકારના કર્મો કહેલા છે પ્રવૃત્ત અને નિવૃત્ત તે કરવાથી આનદ પ્રાપ્ત થાય છે, અથવા જેનાથી બીજુ વધારે મોટુ સુખ નથી એવુ (સુખ) પ્રાપ્ત થાય છે આ લોક અને પરલોકમા કામ્ય કર્મો કરવામા આવે તે પ્રવૃત્ત કર્મો છે, જ્ઞાન પુર્વક નિષ્કામ વૃતિથી કર્મો કરવા તે નિવૃત્ત કર્મો છે પ્રવૃત્ત કર્મો કરવાથી માણુસ વધી વધીને દેવ પદે પહોચે છે, નિવૃત્ત કર્મો કરવાથી પચભૂતની

૧ આમા યોગના હિસાબે સુરત ચલાવવાની હકીકત બતાવી છે.

પણ પાર પહોચે છે) જે મળ્યુ તે ભલુ સમજી, દીલ કરવી નહી, અગર જન્મ મરણનો ભય ભાગ્યો તોબી ઠીક રૂહ અમર થયો એટલેથીજ સંતોષ માનવો અટકી રહેવુ નહી, પણ પ્રયત્ન જારી રાખવો કદાચ ઉમર પોહોચે ત્યા સુધીમા મોક્ષ મળી જાય તો મળી જાય એમા તારૂ કાઇ જતુ નથી. જો મોક્ષ મળ્યો તો તેમ નહી તો જીવન મુકત તો થઇ જશે એટલુ તો થશે.[૬]

કાયમદીન, આળસુ ન હોઇયે, વીરેહ રખીયે જાન,
પીછું હોતે હોવે સો સહી એમા પીછાન.
કાયમદીન, તીન થાનક જીવકી હે જાન,
તીનમે સારી જગત પડી રહી હે માન
કાયમદીન, તીન તલક કાલ હે, દુખ હે, ચોર હે જાન,
તીન છોડ આગે ચલા, સો પુરા કામીલ હુવા માન
કાયમદીન, મુરશદકી સોહુબત પકડ, ઔર પ્રેમ રખો જાન,
સાસા છોડ, ધ્યાન રખો, કરો ખીદમત ગુરૂકી માન.
કાયમદીન, ચો તરફ મન લબદા રહે, ઉસે એક જાગ લાવે જાન
સુનમુખ કે સનમુખ રહો પીછાન,

**અર્થ**—વાસ્તે આળસુ ન થવુ પણ વીરેહ એટલે પ્રેમ રાખવો પછી જે થવાનુ હોય તે થાય ત્રણ મઝીલ અથવા દેહ જીવની છે તેમા સારી દુનિયા પડી રહી છે એ થાનક ના ત્રણ અર્થ થાય એકતો એકે સ્થુળ, સુક્ષ્મ અને કારણ એ ત્રણ દેહમા માણસ પડી રહયા છે, અથવા સત્વ, રાજસ અને તામસ એ ત્રણ ગુણોમા માણસ લબદાઇ રહેલુ છે: અથવા શરીયત, તરીકત ને હકીકત એ ત્રણ મઝીલમા માણસ આનંદ લઇ બેસી રહ્યુ છે એ ત્રણે ઠેકાણેથી અગળ ચાલે તોજ પુરો કામીલ થાય કામીલ થવા સારૂ ગુરૂની સોહબત પકડીને ગુરૂ ઉપર પુરો પ્રેમ રાખવો જોઇયે મનમા કોઇ રીતનો વ્હેમ નહી રાખતા ગુરૂની ખીદમત કરવી જે એ ચાર ઠેકાણે મન રમી રહયુ હોય તેને એક ઠેકાણે લાવી પીર મુરશીદની અથવા સુન્ય ( મઝીલનુ નામ છે ) ની સામે ને સામે રહેવુ

કાયમદીન, સમજ નહી ઉસે ડેરા, મસજીદ, રોજે, નીમાઝ જાન,
જો સમજા ઉસે, યે રોજે નીમાઝ હે માન.

---

૧ આ પણ હીંદુભાઇઓની માન્યતા પ્રમાણે સમજાવ્યુ છે

કાયમદીન, નમાઝ, રોઝેકા માયના યે હે જાન,
ઉસે યે બંદગી ભીતરકી સાઇ હુજુર પીછાન.
કાયમદીન, શરીયત તો માસુમકી, સમજનેકો બડા હોવે તબ
તરીકત પીછાન.
મુલ્લા સમજાવે સો શરીયત, પીર સમજાવે તરીકત, હકીકત,
મારેફત જાન,

પીરકા સમજાના અગમ સે હો જાન,
સબ સમજાવે વોહ પીર સમજાવે તબ પીર કાયકા પીછાન,
કાયમદીન, પીર તો ઉસે કહીયે, જો ભીતર અગમ બતાય,
પ્રીત સાહેબસે કરાકે, સનમુખ ઉસકે લાવે
કાયમદીન, ઉસકો પીર કહીયે, દુજા ધુતારા જાન,
પેટકે વાસ્તે દુનીયાકો ભુલી પાડે જાન
કાયમદીન, મુરીદ તો ઉસે કહીયે કે દાવા ન લાવે જાન,
પીરસે હમેશા બા હયા ઓર બા અદબ રહેવે માન
કાયમદીન, વીશ્વાસ પકડ કર ખીદમત બજાવે,
બતાવે ઉમપર હજુર રહેવે, કુરબાન મુરશદ પર હો જાવે
કાયમદીન, ખુદાસે અંબીક કર જાને, સો દરશન પાવે જાન,
જો પાયા, શુકરાના કરે, સોહી મુરીદ ગઢ જા ચઢે પીછાન

**અર્થ**—જેને ખુદાનુ બરાબર જ્ઞાન નથી થયુ તેને માટે ડેરા, મસજીદ, રોઝા, નમાઝ વગેરે છે પણ જેને જ્ઞાન થયુ છે તેને તો એજ રોજા, નમાઝ છે એ નમાઝ, રોઝાનો અર્થ એ છે જે બાતીનમા ખુદાથી ધ્યાન લગાડી મુકવુ શરીયતના જે રીવાજ છે તે મેહનત કરી આગળ જવા માટે છે જ્યારે માણસ આગળ જઇ પહોચે છે ત્યારે તરીકતનો માર્ગ તેને માટે છે જે મુલ્લાઓ સમજાવે છે તે શરીયત છે અને જે જ્ઞાન પીર આપે છે તે અગમનુ છે અથવા તો ધર્મની કીતાબના બાતીનના મર્મનુ છે જે બધા સમજાવે તેજ પીર સમજાવતા હોય તો પીર અને તેમની વચ્ચે તફાવત શુ ? પીર તો તેજ કહેવાય જે મુરીદના દીલમા ખુદા દેખાડે, સાહેબથી પ્રીત લગડાવી, સાહેબની રૂબરૂ તેને લાવે. એવાનેજ પીર કહેવા બીજા તો ધુતારા સમજવા જે પેટને સારૂ દુનીયાને અવળે રસ્તે દોરે છે મુરીદ તો તેજ કહેવાય કે જે કોઇ રીતનો મુકાબલો કે કશી તરેહનો

દાવો પોતાના પીરથી કરે નહી અદબ અને લેહાઝથી પોતાના પીર સાથે ચાલે, દ્રઢ વીશ્વાસથી પીરની ખીદમત કરે, જે રાહ દેખાડે તે રાહ ઉપર ચાલે, તે પોતાની જીદગી મુરશીદ પર ફના કરે, ખુદા કરતા ગુરૂને વધુ જાણે તોજ ખુદાના દર્શન કરે જે ન્યામત પોતાના પીર તરફથી મળે તે ઉપર શુકરાના કરે તો પોતાની મુરાદે પોહોચે [ મઉલાના રૂમી સાહેબ પણું લખી ગયા છે કે —

ચુકે કરદી ઝાતે મુરશદ રા કુબુલ,
હમ ખુદા દર ઝાતશ આમદ હમ રસુલ

એટલે જ્યારે તે એક મુરશદને તારા પીર તરીકે કબુલ કર્યો તો તારે સમજવુ કે તેની જાતમા ખુદા પણુ છે અને રસુલ પણુ છે ]



## દર મારેફતે હકતઆલા.

આમા પણુ ગયા પ્રકરણુમા જે બીનાનુ વર્ણન છે તેનો વધુ ખુલાસો છે.

કાયમદીન ખલકકો કયા કહીયે, કરે ન ખોજ બીચાર,
કીસ કારનકો અવતરે, બીચ મનખ સસાર
કાયમદીન, ઇસ જનમમે આયકે પાયા નહી કીરતાર,
આયા ચુ પીછા ફીરા, કબુ ન પાયા પાર
કાયમદીન, જો હુય સો અબી હે, આગુ કુછ ન જાની,
મુવે પીછુ કા વાયદા જયસા ઝાઝવેકા પાની

અર્થ—કાયમદીન, માણુસને શુ કહેવુ ? મનુષ્ય થઇને શા કારણુ આવ્યો તેનો વિચાર બીલકુલ તેઓ કરતા નથી, જે મનુષ્ય દેહ લઇ મોક્ષની ઇચ્છા રાખતા નથી તે પોતાનો જન્મ ફોકટમા ગુમાવે છે જે જ્ઞાન આ દેહમા મેળવવાનુ છે તે તેઓ મેળવતા નથી, અને મરવા પછીના વાયદાપર બેસી રહે છે, પણુ મુવા પછીનો વાયદો તો ઝાઝવાના પાણી જેવો છે

[ કુરાન શરીફમા કહ્યુ છે "કે મનકાનાફી હાજેહીઆમા ' જે અહીયા આધળા છે તે ત્યા (આવતી દુનીયામા) પણુ આધળા રહેશે ]

યમદીન, ઘાટ મનકે ભાગ ગયે, ઔર પીછા એક જા હુવા,
યમદીન, સચ કર જાનીયો, સોહી જીવત મુવા
યમદીન, માહેકી નીશાન પર ખીલે સુરત લાગી,
ક, બદ, મોહ, વાસના, સબ દીલસે હોવે ત્યાગી
ાયમદીન, સુરત ખીલે ઠરે, તબ ઉતરે અગમસે નુર,
ાજર પીયાલા પ્રેમકા, કેફ ચડે ભરપુર
ાયમદીન, ઔર ખ્યાલ સબ ઉઠ ગયે, સરી બુજ ઔર આશ,
ામ પ્યાલા અગમસે, ઉતરા ઘટ પ્રકાશ

**અર્થ**—જેણે પોતાનુ મન વશ કરી લીધુ અને મનને એક કાણે એટલે ખુદાની યાદમા રોકી દીધુ તે જીવતા મરી ગયો એમ સમ-તુ નેક, બદ, મોહ વાસના બધુ દીલથી તજી સુરત એક ખીલા ઉપર ગાડે તો અદર રોશની જાગે છે અને ખુદા તેનામા એટલો પ્રેમ જગાડે ા કે તે તેજ પ્રેમમા મસ્ત રહે છે ખુદાના ખ્યાલ વગર દુનીયાના તમામ ખ્યાલ તેના દીલમાથી ઉઠી જાય છે કોઇ જાતની આશા તેના ઘટમાં હેતી નથી પછી તેનુ દીલ ખુદાઇ નુરથી પ્રકાશવા માંડે છે અને તેને ામની ખુમારી ચડે છે

ાયમદીન, વ્હેમ ગેર સબ ઉઠ ગયે, સેજે અગમ ધુન લાગી,
ામ રોમ મસ્ત ભયે, ઔર દીલસે હુવે ત્યાગી
ાયમદીન, વ્હેમ થા સો જીવપણા, વો પ્રેમ કેફસે મુવા,
ેમ કેફસે સેવે વસ્તુ, સો નકકી સેવક હુવા
ાયમદીન, પ્રેમ કેફને જોર કર મોહ વાસના છોડાઇ,
ુર વાસના સગત હુઇ સુરત ગગન ચઢાઇ
ાયમદીન, સબ શુધ તો ભાગ ગઇ, ઔર મુવા આપ પણા,
ઢ અગોચર, શુધ રહા, તાકા નામ જીવપણા

**અર્થ**—તે પ્રેમની ખુમારી એટલી જોરાવર છે કે તે પ્રેમના પાત્ર ખુદા) સીવાય બીજો કાઇ ખ્યાલ તેને રહેતો નથી તેનુ હરેક રોમ રૂવાડુ) ખુદા ખુદા કરે છે, અને તેને ખરો વૈરાગ ઉત્પન્ન થાય છે. ' હુ પણુ " અથવા " આ દેહ તે હુ છુ " અથવા " આ મન તે હુ છુ " એ ખ્યાલ તેજ જીવપણુ અને તે આ કેફથી મરી જાય છે એ

કેફથી મોહ માયાનું બંધન તુટે છે અને ખુદાઇ નુરની સાથેજ તેની સુરત ઉપર આકાશ તરફ જાય છે આ દુનીયાની શુધ્ધ જતી રહે છે, પોતા પણુ જતુ રહે છે અને અગોચર મુકામે પોહોચના જે દીલમા શુધ્ધી આવે છે તેનુજ નામ જીવ અથવા આત્મા કહેવાય છે ×

કાયમદીન, મરકર જીતા હુવા તબ પાયા કીરતાર, *
મોત દો બાર કબુલ કરે, સો દેખે દીદાર
કાયમદીન, વ્હેમ કુબુધ્ધ સબ ભુલના, યે મરના એકવાર,
કાયમદીન ભુલના બદનકા, સો મરના દુજી વાર
કાયમદીન, ઇધરકી શુધ્ધ ભુલ, ઉધર હુવા હુશીઆર,
સાધુ સત કરકે જાનીયે, મર જીવા એક વાર
કાયમદીન, મહાસુન ચઢકે, ફીર ભુલા શુધ ખબર,
બે ખબર હો ફીર ખબર હુઇ, વોહ જીવ રહા અમર

**અર્થ**—આવી રીતે મરીને જીવતો થાય તેજ કીરતાર મળે આમ જે બે વખત મરવા કબુલ કરે તેનેજ ખુદાના દર્શન થાય. એક મરણ વ્હેમ, કુબુધ્ધી વિગેરે ભુલી જવુ બીજી વખત મરવુ તે તમામ બદનની શુધ્ધ ભુલી જવી. આ દુનીયાની શુધ્ધ બુધ્ધ ખોઇ બીજી દુનીયા તરફ હુશીયારી રાખવી એજ સાચું સતોની જીદગી છે મહાસુન ચઢીને એકવાર શુધ્ધીમા આવવુ એટલે આ જહાનથી બેખબર રહી તે જહાનની ખબર રાખે તેજ જીવ અમર કહેવાય "

કાયમદીન, એકવાર મરજીવા હુવા, ફીર મરજીવતા હુવા જો,
નિરાકાર દર્શન દેખાવે, સતજન અમર હુવા સો
કાયમદીન, " હુ " હાથસે ખોયા, ઓર જહાકા તા મીલ ગયા,
જીસકા જો વો અસલ થા ઉસ તરફ જા મીલ રહા
કાયમદીન, જો કોઇ મરજીતા હુવા, સો કબી ન મરણ આય,
અમર વસ્તુ અલેક હય, સો દેખ નીરોગી હો જાય.
કાયમદીન, આત્મા જો જીવ થા અલેકમે મીલ ગયા,
પીછુ માટી, પાણી, પવન આકાશકા ભાગ રહા

× રૂહ અથવા આત્માને પાકો બનાવવાના આ રસ્તા છે

* આ મુકામે પહોચેલા મહાત્માઓ પોતાના પ્રાણને શરીરમાથી બહાર કહાડી નાખે છે અને પાછો લાવે છે આ દમ ચડાવવાનો હિસાબ છે

કાયમદીન, ઇન ચારૂકી ઉતપત્તી જહા કી તહા સમાઇ,
વોહ પુરૂષકો ફીર કભી જનમ મરણ ના આઇ

**અર્થ**—(મરજીવ યોગીને કહે છે તેને મરવા જીવવાનો ભય રહેતો નથી) એકવાર એવી તરેહ મરવા જીવવાનો ભય મુકીને જે જ્ઞાન મેળવે છે અથવા જે જીવતાજ કોઇ રીતની આશા કે લાલસા (ખુદાના દીદાર શીવાય) રાખતાજ નથી, જેની ઉપર દુનીયાના સુખ દુખની કાઇ અસર થતી નથી અને ખરેખરા એવી તરેહ મરીને જીદગી ગુજારે છે તેજ સતજન અથવા અમર થઇ ગયા છે જ્યારે "હુ પણુ" અથવા અભિમાન કે અહકાર જતો રહે ત્યારે તેને મરણુ ફરી રહેતુ નથી કારણ કે આત્મા તો અલેકમા મળી જાય છે અને તેનુ શરીર માટી, પાણી, પવન, અને આકાશમા મળી જાય છે (જુવો આગળ દીબાચામા) જ્યારે આની રીતે ચારે તત્વોની ઉત્પત્તી જેમાથી થઇ હોય તેમા સમાય છે અને આત્મા આત્મામા સમાય છે ત્યારે તે પુરૂષ પાછો આવતો નથી ‡

[કબીર સાહેબ કહી ગયા છે કે—

માનુષ હોકે ના મુઆ, મુઆ સો ડાગર ઢોર,
એકો જીવ ઠોર ન લગા, ભયા સો હાથી ઘોર

એટલે માણુસનુ રૂપ લઇ જીવ પેદા થયો પણ માણુસના તત્વ અથવા લક્ષણુ ગ્રહણુ નહી કર્યા તો તે ડાગર ઢોરના જેવોજ છે માણુસના તત્વ અને લક્ષણુ તે દયા, ક્ષમા, સત, ધીરજ, વિચાર, વિવેક, વૈરાગ્ય અને ગુરૂ ભકિત છે જો આ ગુણુ ધારણુ કર્યા વગર મરે તો પાછો ઢોર, હાથી કે ઘોડાની યોનીમા અવતરશે

માનુષ જન્મ નર પાય કે, ચુકે અબકી ઘાત,
જાય પડે ભવ ચક્રમે, સહે ઘનેરી લાત

માણુસ જન્મ લઇ જેણે સત્સગ નથી કર્યો અને પોતાને ઓળખવાની કોશીશ નથી કરી ને પાછો ચોરાસી લાખ યોનીના ચક્રમા પડી બહુ દુખ ખમશે વાસ્તે,

રત્નકો જતન કરી માટીકા સિગાર,
આયા કમીરા ફિર ગયા ઝુઠા હૈ હકાર.

---

‡ આ હીદુશાસ્ત્રોને તેમના અવાગમનની માન્યતા પ્રમાણે સમજાવ્યુ છે

માણુસ અવતાર એ રત્ન રૂપ છે તેને જતન કર મિથ્યા ધોકામા અને માટીના શણગારમા ના પડ કોઇ પણ જાતનો અહંકાર જુઠો છે અને તે વારેવારે જન્મ મરણમા લાવશે ]

કાયમદીન, બીન પાયે જો જીવ હે, ચોદસ ઉનકા પ્રાણ,
પડ પ્રાણ છુટત વેળા જો આવે કછુ ધ્યાન
કાયમદીન મરતી વેલા જેસી લેહે, એસે કીતે હોવે જાન,
બીન દેખે એ જીવ કહા જાય, કાયમદીન કહે સો માન
કાયમદીન કહે જહા તક દેખા હોય, વ્હા તક બઢતા જાય,
જો કુછ દીનકો દેખા હોય સો નીદ્રા ભીતર આય
કાયમદીન, ખલક સબ જમરા કહે, સો જમરા નહી હે માન,
તાપ, તીરીયા, બાઘ બીજલી, સબ એ જમરા હે જાન
કાયમદીન નીંદ મોતકા દાખલા, પ્હેલે કુચ લ્હે આય,
નીંદ મીસાલ સુન બેહોશ યુ પ્રાણ છુટત પાય

**અર્થ**—જે બ્રહ્મજ્ઞાન મેળવ્યા વગર માણુસ મરે છે, એટલે કે દુનીયા ખોટી છે અને ખુદા એજખરો છે એ ખ્યાલ તેને બરાબર મરણ વખતે થયલો હોતો નથી અને તેનો જીવ બીજી ચીજોમા ભરાયલો રહે છે તો મરતી વખતે જેમા જીવ વધારે લાગેલો હોય તેવે રૂપે તે પાછો અથડાય છે જેવી રીતે માણુસે જાગ્રત અવસ્થામા જે વિષય દીઠા હોય અથવા સાભળ્યા હોય તેના જે સસ્કાર અતકરણમા રહયા હોય તેને નિદ્રામા સ્વપ્ના રૂપે જુવે છે તેવી રીતે મરતી વખતે પણ માણુસનુ દીલ જેની ઉપર લાગી રહયુ હોય છે તેજ ચીજો તેની નજર આગળ આવે છે

ખલક બધી એમ કહે કે યમદુત આવી મરતા માણુસનો જીવ લઇ ગયો પણ તેવુ કાઇ નથી જો તે તાવથી મરી ગયો કે વાઘ કે જનાવર, તેને ખાઇ ગયુ તો તાવ એજ જમ, અથવા વાઘ એજ જમ મોત જે છે તે નીંદના જેવુજ છે પ્હેલે ઉંઘની માફક લ્હે આવે છે, પછી બેહોશી થાય છે અને પછી પ્રાણ શરીરને છોડી જાય છે *

કાયમદીન, પ્રાણ છુટે પડસે, સો જાવે સુરજ તલક,
મોહ, માયાકી સગમે રહેવે વ્હા અટક

* જેમની આવી માન્યતા છે તેમને આ સમજાવવા કોશીશ કરી છે

કાયમદીન, સુરજ ઘર અગનકા, અગન મે પવન હે જાન,
પવનસે પાણી હે, સાધુ ભાઇ પીછાન
કાયમદીન, પાણી બરસા આકાશસે. પ્રાણ ઉસમેં આયા,
જીસે જયસી હ્હે થી, સો ઉસી જાગા ઉગાયા
• કાયમદીન જો પશુકા ધ્યાન હોવે તો ચારા નીપજે જાન,
મેવા ફળકા ધ્યાન હોવે, તો ઝાડ દરખ્ત હોવે માન
કાયમદીન, આદમીકી હ્હે હોવે તો અન્ન નીપજે જાન,
ઔર ચીઝકા ધ્યાન હોવે તો, વેસી દેહ પકડે પીછાન
કાયમદીન, વે અન્નમે પાચ ભાગ રહે હય જાન,
માટી, પાણી, પવન, અગ્ની, આકાશ પીછાન
કાયમદીન માટીમે ઉગ ઉઠે, પાણીમે પેદા હોય જાન,
પવનસે પાકે, સુરજસે લીઝઝત પકડે માન
કાયમદીન, આકાશસે પાણી આયા, હય ભાગ ઉસ્કા દરમ્યાન.
પાચ મેલે અન્ન ઉપજા, સાધુ વિચાર જ્ઞાન
કાયમદીન, વે અન્નકો આદમીને ખાયા જબી, •
બીજ ઉસીકા નીપજા તન કાયામે તબી
કાયમદીન, શીવ શકતીકા મેળાપ હુવા જબી,
માતાકે પેટમેં વે બીજ પડા તબી
કાયમદીન, વોહી બીજકા પુતલા બનકે બાહેર આયા,
લખ ચોરાસી ફેરા સાધુ એહી કહેલાયા

**અર્થ**—પ્રાણ જ્યારે પીડમાથી નીકળે છે ત્યારે સુરજ સુધી જાય, મોહ માયામા લપેટાયલો હોવાથી ત્યા અટકી રહે છે સુરજ આગ અથવા અગ્નિનુ ઘર છે, અને તેમા પવન છે પવનથી પાણી ઉતરે છે પાણી આકાશથી ઉતરે તેમાં પ્રાણ પણ ઉતરે છે અને જેવી રહે તે પ્રાણમા મરતી વખતે હતી તે હ્હેને અનુસાર જગાએ અને દેહમા આવે છે જો પશુનુ ધ્યાન હોય તો ચાર રૂપે, મેવાનુ હોય તો ઝાડ રૂપે, અને જો આદમીનુ ધ્યાન હોય તો અનાજ રૂપે અવતરે જે ચીજનુ ધ્યાન હોય તે ચીજને અનુસરતી દેહ પકડે જો અન્ન રૂપે ઉતરે તો અન્નમા પાચ ભાગ છે માટી એટલે પ્રથ્વીથી ઉગે છે, પાણીથી પેદા થાય છે, પવનથી પાકે છે અને સુરજ (તેજ અથવા અગ્નિ)થી તેમા લેઝત એટલે સ્વાદ પેદા

થાય છે આકાશમાંથી પાણી આવ્યુ એટલે પાચે તત્વથી અનાજની ઉત્પત્તી થઇ એ અનાજ માણુસ ખાધુ તેથી ખાનાર માણુસના શરીરમા તેનુ બીજ-વીર્ય પેદા થયુ પછી જ્યારે શીવ અને શક્તિનો મેળાપ થયો ત્યારે તે બીજ માતાના પેટમા પડ્યુ અને તેજ બીજ પુતળા રૂપે બાહેર અવતર્યું આનુ નામ લખ ચોરાસી છે*

કાયમદીન, સુખકી જગે જો પૈદા હોવે એહી બેહેશ્ત વૈકુંઠ પીછાન,
દુખકી જગે જો અવતરે ચેહી દોજખ, નરક માન
કાયમદીન, મુવા સોહી કયામત, દુખ દરદ સોહી અઝાબ,
ચાબકેકી માર પડે, સોહી ગુઝરે હીસાબ
કાયમદીન, વોહુ કીયામત આસમાન ઝમીનકી, મોત કયામત ઇનસાન
વેહુ ગોર હે મુરદેકી, પડ ગોર હે પ્રાણ

અર્થ—સુખની જગાએ પેદા થવુ એજ બેહસ્ત અને વકુંઠ, અને દુખની જગાએ અવતાર લેવો એજ દોઝખ અથવા નરક માણુસ મરી જાય એજ કયામત, અને આ દુનીયામા દુખ દરદ વેઠવુ પડે તેજ આઝાબ આ દુનીયામા જે કેટલી વખત ચાબકાનો માર પડે તેજ જેને આપણે સાધારણ રીત પુણ્ય પાપનો હીસાબ કહીયે છે તે છે સાધારણ રીતે જે આપણુને કયામતનો વિચાર છે તે કયામત તો આસમાન ને ધરતીની કયામત છે, પણ માણુસની કયામત તો મોત છે જે કબર બનાવીયે છીયે તે તો મુડદાની છે બાકી જન્મની કબર તે તો આ પીડ અથવા શરીર છે કારણ કે જીવ છે તેનુ અસલ વતન અલેક છે અને તેને પીડમા આપણે ગણી મુકીયે છીયે

કાયમદીન, આત્મ પ્રાણકા અસલ વતન ચેહી અલખ,
ઘણુ મારે, ચગાર ગીરે, યુ અલકસે હોવે ખલક
કાયમદીન, અલેક પાયા, નહી તબ લગ આવર કુટ,
ઔર દુખકા પાર નહી જનમ મરણ અબહુત
કાયમદીન, ધરમ, ભજન તપસા, ઉનસે પાવે સુખકી જાગા,
આખર તો દુખકા દુખ હે, તુટે જબ પડ તાકા

* લખચોરાસીને માનનારાઓને આ સમજાવી ખરા માર્ગ ઉપર લાવવા આ કહેવામા આવ્યુ છે

કાયમદીન. નરક સરગ કો નાશહે, અલેક હુય અવિનાશી,
સતગુરૂકી જીને સગત કી. ઉને દેખા તમાશા

**અર્થ**—આત્મા અથવા પ્રાણનુ અસલ વતન અલેખ છે, અને
ન લુહાર લોઢાને ઘણ તપાવેલા લોઢા પર મારે ને ચણગારીઓ ઉડે છે
અલેકમાથી સારી ખલક ચણગારી રૂપે પેદા થઇ છે હવે એ ચણ
રીઓ પાછી અલેકમા જઇ મળતી નથી ત્યા સુધી દુખ ને આવરકુટો
કળ રહે છે તેમજ જન્મ મરણ ટળતુ નથી ધરમ, ભજન ને તપ કર
રી સુખની જગા મળે પણ આખર દુખનુ દુખ રહે છે કારણ કે
ા સુધી પીંડ અથવા શરીર રહે છે ત્યા સુધી દુખ રહે છે નરક
થવા સ્વર્ગ પણ એક દીવસ નાશ થવાના છે, ફકત અલેક હમેશા અમર
છે અને એ તમાશો જેણે સતગુરૂનો સગ કીધો તેજ જોઇ શકે છે

કાયમદીન, વે અલેક કી બસ્તુ હે આત્મ પ્રાણ,
તામે પીછે ગયે તબ અમર હોવે પીછાન
કાયમદીન, એસે પુરૂષકા જનમ મરણ સબ ભાગા,
ઝલમલ અલેક દીદારમે, સુરત મીલે એક જાગા
કાયમદીન, અલેક દરશનકા સુખ હે અપરમપાર,
કરોડમે હીસ્સેકી બાત, ન આવે સમજ બીચાર
કાયમદીન, ખલક જાને સુખ કરે હો મરદ, ઓરત સગ
ફના સુખ કીસ ગીનતીમે, સો જુઠા ગદા રગ
કાયમદીન, અમર સુખ હે ઉસકા, કીતનેક કો હે જોગ,
ચોદ લોકમે ઉસ બરાબર ઔર નહી દુજા ભોગ

અર્થ—એ, અલેકની વસ્તુમાથી આત્મા અથવા પ્રાણ જે નીકળ્યો
ત્યાજ જ્યારે તે પાછો મળે ત્યારેજ અમર થયો કહેવાય એજ પુરૂષ
ન્મ મરણના ફેરામાથી ટળ્યો સુરત જ્યારે ઝળમળ નુર દીદારનુ જે છે
ના મળે ત્યારે એમ થયુ કહેવાય એ અલેકના દર્શનનુ સુખ ઘણુજ
એનો કરોડમો હીસ્સો પણ ખ્યાલમા આવી શકતો નથી સાધારણ રીતે
યારે મરદ ઓરત સોહબત કરે છે ત્યારે લોકો એમ સમજે છે કે તે
કને સુખ મળે છે પણ એવુ જુઠુ ગદુ સુખ જે ફના થવાનુ છે તે
મર સુખ આગળ કાઇજ બીસાદમા નથી દુનીયામા એવા પણ કેટલાક
ાણસો છે જે એ અમર સુખ મેળવવાનોજ જોગ લઇને બેઠેલા છે અને
સુખ જે છે તેનુ ચઉદ લોકમા બીજુ કાઇ સુખ નથી

કાયમદીન, માયા કે પીંડમે લાખો હીસ્સે દુખ કે જાન,
ચીંતા ફીકર ઉસમેં દરીયા સમાન માન
કાયમદીન, જુઠે સુખકો દીલસે દુર કરો,
અમર સુખ અલેક કી ખોજ કર, સતગુરૂ સંગત પકડો
કાયમદીન, જીને ખોજ કીયા મીલા સતગુરૂ સાર,
અલેક જેના ધણી મીલા, વોહ સુખ અપરમપાર
કાયમદીન, પુર્વ જન્મકા સચા હોવે તો એસી દીશા ખુલે,
આપ ઇશ્ક સતગુરૂસે, સંજોગ સારા મીલે
કાયમદીન, ઇસ બાતકી કુચ ખોજ હોવે તો સચા હેગા જાન,
શબ્દ દીલસે ખોજલો, સતગુરૂ સંગી માન
કાયમદીન, ઇશ્ક ગખે તો બી ખોજ ભલા,
તબીતો અબીસે જેસા સચા મીલા

અર્થ—આ માયાના પીંડ અથવા શરીરમા લાખો ગણુ દુખ છે જ્યારે અલેક જેવો ધણી મળે તોજ અપરંપાર સુખ મળ્યુ કહેવાય અને જ્યા સુધી પુર્વ જન્મના સસ્કાર અથવા કર્મો હોતા નથી ત્યા સુધી એ દીશા તરફ માણસનુ ધ્યાન વળતુ નથી એ તરફ ધ્યાન વળ્યા પછી જો સતગુરૂ મળે અને તેને પોતાનો પ્રેમ અર્પે તો સારા સજોગ મળેલા કહેવાય અલેક વસ્તુ શુ છે એવુ શોધવાનો જેનો વિચાર થયો તેજ પુર્વ જન્મનો સચો છે એમ સમજવુ હવે તેણે સતગુરૂનો સગ કરી શબ્દ શોધવાનો રહયો તેમ કરી જો વળી તેનામા ઇશ્ક અથવા પ્રેમ પેદા થયો તો તો જાણે તેના સજોગ ઘણા સારા થયા અથવા તેને ખુદા મેળવવાનો સચો હાથ લાગ્યો કહેવાય

કાયમદીન, સતગુરૂ એસે જોરાવર બીન સચે પહોચાય,
શુડ ડાળકો છોડકે, ટોચે દેવે ચઢાય
કાયમદીન, દરશન દિખલાદે, પલકમે ગગન ચઢા,
સતગુરૂકી જબ મેહર હોવે તો, સચા રહેવે ધરા *

* પુર્વ જન્મના સચાના ખીયાલને કહાડી નાખી મુરશદ—ગુરૂ તરફ મન ચોઢાડવાની વાત અહી બતાવી છે

મદીન, બીન સચે ન નીપજે. શબ્દ સચા હે જાન,
ગુરૂકી મેહેરમે સચા ખોજ, એહી કરણી કરમ ગત પીછાન.
મદીન, દેખ જીનસ સબહે, સોબી ચલન બીના નરહેવે જાન,
પી[1] ઉત્તમ પ્રાણ હે, સો બીન બરતન કયુ રહેવે માન
મદીન, જહાંસે આયા તામે મીલા, તબ બાસણ બદલતા રહા,
નાશી અલેકમે મીલ, એકાએક હો ગયા

**અર્થ**—સતગુરૂઓ એવા જોરાવર હોય છે કે કેટલાકને તે લોકના જન્મના સચા વગર અલેકમા પોહોચાડી દે છે તે લોક, થડ, ડાળ છોડી એક દમ કોઇને ટોચે પોહોચાડી દે છે જો સતગુરૂની એકદમ થાય છે તો સચાનુ કાંઇ કામ પડતુ નથી પણ સાધારણ રીતે સચા-ર-વીના કાંઇ થતુ નથી અને શબ્દ અથવા મંત્ર શોધવુ જોઇયે, એની ખોજ અથવા શોધ કરવી એજ કરણી તે સારૂ કર્મ લેખાય[1] ામા જે ચીજો છે તે પણ આગળ વધે છે, (ખનીજમાથી વનસ્પતિમા છે વનસ્પતિમાથી જાનવર રૂપમા આવે છે જાનવરમાથી માણસમા છે) તો પ્રાણ જેવી અરૂપી ઉત્તમ જણસ એ કેવી રીતે વાસણ વગર એટલે કે પ્રાણ જ્યાથી નીકળ્યો ત્યા પાછો જવાની હમેશા ઇચ્છા છે અને તે ઇચ્છા અલેક અવિનાશી ખુદામા મળી જવાની છે તે ા પુરી પાડવા સારૂ તે લાયક પડતા વાસણો એટલે દેહો ધારણ કયા છે પછી જયારે અવિનાશી અલેકમા મળી ગયે તેટલે તેને એવી ઇચ્છા રહેતી નથી

મદીન, અમર પદ નામ અલેકકા, દુજા ભામા સારા,
વેદ, પુરાણ સે હેગા એ ભેદ ન્યારા ૨
મદીન, નામ ઇસ ન્યારે ભેદકા હેગા અનહદ જાન,
ા, વિષ્નુ, મહેશ, ઉનકો નહી એ ગમ માન

---

૧ અહી તકદીર પર હાથ દઇ બેસી નહીં રહેતા તદબીર કરવાની કરી છે

અહીં એ તમામ માન્યતાઓને બાજુ ઉપર મુકી ફક્ત એક ખુદાનોજ લ રાખવા સમજાવવામા આવ્યુ છે કારણ કે તેજ ચીજ ખરી છે બીજો ભુલાવો છે

કાયમદીન, હદમેં તો સબ જગત હય, સાધુ બેહદ માન,
અનહદ અગમ અલેકમેં કોઇ વીરલા પ્હોચે જાન
કાયમદીન, હદકા નામ શરીઅત, બેહદ નામ તરીકત, હકીકત,
અનહદકા નામ હેગા અલેક મારેફત

**અર્થ**—અમરપદ અલેક ખુદાનુજ નામ છે બીજુ બધુ ભુલાવી ખવાડવાનુ છે એ ભેદ છે તે ચારે વેદ અને પુરાણોથી પણ ન્યારો છે. એ ભેદનુ નામ અનહદ છે બ્રહમા, વિષ્નુ, મહેશ એ બધા અનહદથી અથવા અલેકથી નીચે છે * આખી જગત હદમા છે, બેહદમા સાધુ લોક છે અનહદમા તો કોઇ વિરલા શખસજ પોહોચી શકે છે હદનુ નામ શરીયત, બેહદનુ નામ તરીકત, હકીકત, અને અનહદનુ નામ મારેફત છે.

કાયમદીન, તરવેણીકા નામ "મુકામ મહેમુદા", સુખમણાકા
નામ "નસીરા" પીછાન,
ઓહમકા નામ "કુન ફ્રય કૂન", સોહમ કા નામ "અલ્લાહ"
પીછાન
કાયમદીન, ઇલમકા નામ બુજે, એહી સતગુરૂ મુરશદકા નામ,
ચાર વેદકા નામ ચેહી, નાસુત, મલકુત, જબરૂત, લાહુત, મુકામ.
કાયમદીન, તુર બાજેકા નામ "હાહુત" હે પીછાન,
કામીલકા નામ પુગ હે, નાકીસ કચ્ચા પીછાન
કાયમદીન, અજપા જાપકા નામ લુખ લુબએ દીલ, નાભી
કમળકા નામ "બેતુલ મામૂર" જાન.
ઉપદેશકા નામ ઇરશાદ હય, સાધુ શબ્દ પીછાન,
કાયમદીન, પૃવર્તીકા નામ નફસ અમ્મારા જાન,
નીવૃતીકા નામ "નફસ મુતમઇન્ના" પીછાન
કાયમદીન, થોડી સી નીવૃતી, બ્હોતસી પ્રવૃતી જાન,
ઉસકા નામ "નફસ લવ્વામા", સાધુ શબ્દ પીછાન,
કાયમદીન, બ્હોતસી નીવૃતી, ઔર થોડીસી પ્રવૃતી જાન,
મુલ્હીમા ઉસકા નામ હે ખોજ જાન પીછાન

**અર્થ**—આમા કેટલાક ધર્મને લગતા બોલોના અર્થ હીદીમા સમજ્યાછે, અને કહ્યુ છે કે જુદા જુદા ધર્મના બોલો અને ભેદ બરાબર સમજી શકે તેજ સદગુરૂ કહેવાય

| હીંદી. | ઇસ્લામી. |
|---|---|
| તરવેણી | મુકામે મેહમુદા |
| સુખમણા | નસીરા |
| ઓહમ | કુન ફ્ય કુન |
| સોહમ | અલ્લાહુ |
| સતગુરૂ | મુરશદ |
| અનહદ તુર (બાજા) | હાહુત |
| પુરો | કામીલ |
| કચ્ચા | નાકીસ |
| અજપા જાપ | લુખલુખએ દીલ |
| નાભીકમળ | બેતુલ મામુર |
| ઉપદેશ | ઇરશાદ |
| પ્રવૃત્તિ | નફસે અમ્મારા |
| નીવૃતિ | નફસે મુતમઇના |
| થોડી નીવૃતિ અને ઘણી પ્રવૃતિ | નફસે લવ્વામે |
| ઘણી નીવૃતિ થોડી પ્રવૃતિ | નફસે મુલહીમા |

કાયમદીન, બહાવરેકી રાહસે મરના યે હે જાન,
વ્હેમ દીલસે ઉઠ ગયા યેહી મરના પીછાન
કાયમદીન, આપસ કી શુધ ભુલ ગયે યેહી કયામત જાન,
સુન મે ચેતન હો જાગા, યે ફીર જીવા માન
કાયમદીન, સુનમે સુરત અટકી એ ખોડ હે જાન,
ઇશ્કકા નામ સુરજ ગરમી, ધ્યાન દીલ મુન્તકીમ પીછાન
કાયમદીન, પાચ પચીસ દોઝખકા નામ હે જાન,
વ્હાસે પીર છોડાવે, નબી સીફાત મીલાવે અઝ રહેમાન
કાયમદીન, મન ઠેર રખતે હય પુલ સગત, મુનકર નકીર,
આપપણા સો દુનીયા હે, કેહે, સતગુરૂ પીર

**અર્થ**—એક માણુસ મરી જાય છે ત્યારે મોત આવ્યું એમ લોક કહે છે એ મોત તો ઘેલા અથવા બ્હાવરા માણસાનું મોત છે, કારણકે મોતનો અર્થ તેઓ સમજતા નથી ખુદા સીવાય કોઇ ચીજ ઉપર ધ્યાન લાગે નહી તેનું નામ તે ખરે ખરૂ મોત, અને આપપણું (અહમ-

મતા) ભુલી જઈએ છે તે કયામત એ આપપણુ શુન ધામ ઉપર ભુલી જઈ પાછા હુશીયારીમા આવવુ, એ કયામત પછી પાછુ ઉઠવાનુ જો સુન ધામ ઉપર સુરત અટકી રહે તો તે ભુલ છે ઇશ્ક જે છે તે સુરજની ગરમી મીસાલ છે, અને "ધ્યાન"નો અર્થ મુસ્તકીમ દીલ, એટલે બધી મનની વૃતીઓને એક ઠેકાણે લાવવુ તે પાચ પચીસ કરી કહીએ છીએ તે આપણી દુનીયવી ખાસીયતો પચીસ તત્વોને લીધે છે અને જે આપણને દુનીયાની મોહ અને જાલમા સપડાવી રાખે છે એ વ્રત્તિઓ પીર છોડાવી શકે અને નબી અથવા પેગબરની સીફતોની સમજ પાડી આખરે ખુદાની ઓલખાણ કરાવી શકે[1]

"પુલેસિરાત" છે તે મનને એક ખીલે બાધવા માટે છે "મુનકર અને નકીર' એજ માટે છે આપપણુ એ દુનીયા છે અને ઇશ્કની કેફ તો સદગુરૂ પીરને લીધે આવે છે

[ "સિરાત"નો ખરો અર્થ રસ્તો થાય છે, અને કુરાન શરીફમા તે બોલ સાથે મુસ્તકીમ બોલ જોડેલો છે "સિરાતુલ મુસ્તકીમ એટલે સીધો રસ્તો અથવા ખરો રસ્તો પણ હદીસમા લખ્યુ છે કે દોઝખ ઉપર એક પુલ છે જે બાલથી બારીક છે અને તલવારની ધાર કરતા તેજ છે અને જેની દરેક બાજુએ કાટાઓ અને ઝાખરાઓ છે ખરો ધર્મ નો રસ્તો બાલથી બારીક છે જે રસ્તે ચાલનારથીજ ખુદાના દીદાર છે, અને તે રાહની આજુ બાજુ કાટા છે તે દુનીયાની લોભ લાલચોને લીધે પેદા થએલા છે, અને તેથીજ તે રસ્તે ચાલતા મુસીબતો પડે છે

[મુનકર અને નકીર હદીસમા ફરમાવ્યુ છે કે એક માણસ મરી જાય છે અને તેને કબરમા દફન કરે છે તે પછી બે ફરેસ્તાઓ તે કબરમાં જાય છે અને તેને ખુદા વિશે અને આ જહાનમા જે જીદગી ગુજારી તે વિષે સવાલો પુછે છે તે ફરેસ્તાઓના નામ મુનકર અને નકીર]

કાયમદીન, બાહેર કી બાત શરીયત, અદરકી બાત મારેફત જાન,
હદકા નામ શરીયત, મારેફત અનહદ પીછાન
કાયમદીન, શરીયત મે મુસલમાન, તકીકતમે મોમીન જાન,
હકીકતમે આરેફ, મારેફતમે આશક પીછાન

---

[1] આમા રિસાલત અને વેહદાનિયત ઉપર આવવા કહેવામા આવ્યુ છે, અને એજ ખરો માર્ગ છે

કાયમદીન, કબુદ્ધિ કુફરાના, સબુદ્ધી મુસલમાન,
એક કર બુજા સોહી કલમેકા ઇશારા હે પીછાન [1]

**અર્થ**—બહારની જાહેર વાતો એટલે કે નમાઝ, રોઝા, વગેરે છે તે શરીયતછે, પણુ તે હદમા છે મારેફત અનહદમા છે શરીયતમા પુરો હોય તે મુસલમાન કહેવાય, તરીકતમા પોહોચે ત્યારે તે મોમીન કહેવાય, હકીકતમા પોહોચે ત્યારે આરેફ એટલે ભેદનો જાણુનાર કહેવાય અને મારેફતમા પોહોચે ત્યારે ખુદાનો આશક કહેવાય કુબુધ્ધીએ ચાલવુ એટલે કે આપણ આપણા હવસોને તાબે થવુ એજ કાફર પણુ અને સુબુધ્ધીએ ચાલવુ એટલે કે આપણી નફસાનીયતને કાબુમા રાખવી એજ મુસલમાનપણુ છે કલમામા અલ્લાહ એકજ છે કરી કહ્યુ તેની મતલબ એજ છે

કાયમદીન, દેખ દીદારકો આપા ભુલ ગયા સો ફકીર હુવા જાન,
ભુલકે માહી મીલ ગયા સો અલ્લાહ હુવા પીછાન
કાયમદીન, ઇસ તોહીદ ઇલ્મકો જો કીમીને જાના,
આપા ગયા ઔર ખુદા હીરદે જ્ઞાના

**અર્થ**—જેને ખુદાના દર્શન થયા અને જેમાથી પોતાપણુ નીકળી ગયુ તે ફકીર થયો કહેવાય અને જે પોતાપણુ ભુલી ખુદા સાથે મળી ગયો તે તો અલ્લાહ થયો કહેવાય [2] જેણે એ એકતાનુ જ્ઞાન મેળવ્યુ તેમાથી પોતાપણુ નીકળી જાય છે અને તેના હૃદયમા જ્ઞાન આપો આપ ઉતપન્ન થાય છે [ આ દેહમા હુ તથા મારૂ, આવો જે ખોટો દુરાગ્રહ મનમા પેસી ગયો છે તે દુર થએથીજ જ્ઞાન, વૈરાગ્ય અને ભકિત ઉંતપન્ન થાય છે અને ત્યારેજ ખુદાના દર્શન થઇ શકે છે ]

કાયમદીન, એક રાહસે જ્યુ શરીયત, તરીકત, હકીકત, મારેફત જાન,
યુ રઘુવેદ, સામવેદ, યજુર્વેદ, અથર્વવેદ પીછાન

---

૧ બધુ કહ્યા પછી એકજ ખુદાને માનવાની અને કલેમાની સમજણ પાડી છે

૨ અલ્લા, અલ્લા કરતા માણસ અલ્લા થઈ જાય છે એવુ મનસ્વી તારીફમા પણ કહેલુ છે એનો અર્થ એ છે કે ખુદામા મળી જઇ વાસિલ થવુ

કાયમદીન, જયુ હઝરત મોહમદ યુ બ્રહ્મા હે જાન,
બ્રહ્મા પેગબર, ઔર વીષ્નુ ફીરસ્તે પીછાન [1]
કાયમદીન, બ્રહ્માને ચાર વેદ કીયે જાન,
પેગબરને ચાર મઝીલકી હે પીછાન
માટી, પાણી, પવન, અગ્નિ ચાર મુખસે બ્રહ્મા બોલે જાન;
હઝરતને ચાર ખસલત સે ચાર મઝીલ કીહે જાન
કાયમદીન, શરીયત માટીસે, તરીકત પાનીસે પકી જાન,
હકીકત પવનસે, મારેફ્ત અગનસે પીછાન
કાયમદીન, માટીકા રંગ પીલા, પાનીકા ઉજલા જાન,
પવનકા લીલા, અગનકા લાલ, આકાશકા શ્યામ પીછાન.
કાયમદીન, સુનકા નામ સીયાહી હે, મીયાહી જાત અલ્લાહુ જાન,
ઇશ્કકી અગન સે સબકો જલા દેવે માન
કાયમદીન, સતગુરૂકી મેહેરસે ભેદ અગમકા ખોલા,
અગમ અગોચર અલેકમે આત્મા પ્રાણ બોલા
કાયમદીન, કાયમ મોરચા ગાડા હે બીચ મેદાન,
અમર, અલેક ઘર પાયા, ઓ ઝલમલ નુર નીશાન

અર્થ—જેમ એક રાહથી એટલે ઇસલામમા શરીયત, તરીકત, હકીકત, મારેફત, એમ ચાર મુકામ કર્યા છે તેમ હીંદુ ધર્મમા રગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વ વેદ કરેલા છે એટલે હીંદુઓ જેને બ્રહ્મા કહે છે તે તેમના પેગમ્બર તરીકે વેદ લાવનાર છે વિષ્નુ છે તે તેમનામા ફરેસ્તા તરીકે છે જેવી રીતે બ્રહ્મા પોતાના મોઢામાથી ચાર વેદ લાવ્યા એમ કહેવાય છે તેમ હઝરત પેગબરે ચાર ખસલત અથવા ચાર તત્વોથી ચાર મઝીલો નક્કી કરી શરીયતની ખાસીયત માટીની છે તરીકતની પાણીની છે, હકીકતની પવનની છે, અને મારેફતની આગની છે માટીનો રંગ પીળો છે, પાણીનો સફેદ છે, પવનનો લીલો છે, અગ્નીનો રાતો છે અને આકાશનો કાળો છે સુનનુ નામ "સીયાહી" અથવા કાળાશ છે, અને તે અલ્લાહની જગા છે ઇશ્કની આગથી સઘળા તત્વો કે ખસલતો બળી જાય

1 બ્રહ્મા, વિષ્નુ વિગેર પરમેશ્વર નહોતા એ બાબા સમજાવવામા આવ્યુ છે

છે ત્યારે ફકત અલ્લાહ ર્હે છે જ્યારે ગુરૂની મહેરથી અગમનો ભેદ ખુલી ગયો ત્યારે આત્મા અગમ અગોચર દેશમા પોહોચ્યો અને મેદાનમા પોતાનો ઝંડો દાટીને, કાયમદીન જ્યા ઝલમલ નુર વરસે છે ત્યા અલેકના ઘરમા પોહોચી બેઠો છે



**વનહન્ નફ્સા અનિલ હવા, ફઈન્નલ્ જન્નતા હેયલ માઅવા.**

**અર્થ**—( જેણે ) પોતાના મનને ખાહેશોથી રોકયુ તેનુ ઠેકાણું જન્નત છે

**ફઈન્ના ખએરઝ આદિત્તકવા** ( કુરાન શરીફ )

**અર્થ**—બેહતર તોશો-ભાથુ-તકવો (પરહેજગારી) છે

**કિયામતુલ મરએ અલા કદ્દે હિમ્મતેહી**

**અર્થ**—માણસની હીમત પ્રમાણે તેની કયામત છે

[આમા કાયમુદ્દીન બાવા સાહેબ પોતાની સુરતની ધારને જુદી જુદી ચીજો સાથે સરખાવે છે, જે ન્હેલાઈથી સમજ પડે એમ છે]

કાયમદીન, સુરત હમારી સુરમી,* ઉડ ચલે અવિનાશ×
તુર ઘટકા શોર હે,† જહ' અલેક નુર પ્રકાશ
કાયમદીન, સુન ધુન મે, શબ્દ કરે ઝણુકાર[1],
આગે અગોચર બસ્તુ[2] હે, સોહી સુરતકા ઠાર[3]
કાયમદીન, સુરતા હમારી સુરમી, ઔર જેસા છુટત બાણ,
ઉલટી હો, અધર ઉડે, સો જાકર લગે નીશાન
કાયમદીન, સુરત હમારી તાતી[4] હે, જેસી અસલી તરવાર,
અગમ અગોચર કાટકે જા દેખે કીરતાર
કાયમદીન, સુરત હમારી બ્હોત ગરમ, જેસી કોઇ લુહાર,
પ્રેમ અગ્ની પ્રકટ કરે, સો એસે આશક યાર

---

* હીમતવાલી × જેનો નાશ થતો નથી તે વસ્તુ=ખુદા † અવાજ
૧ ઝણઝણ જેવો અવાજ ૨ વસ્તુ ૩ ઠેકાણુ ૪ તીર ૫ ધારવાળી

કાયમદીન, સુરત હમારી યું જીપલાય, જ્યું દીપક[૭] પર પતંગ,
સાઇ મીલન પર સુર હે, ન મરોડે ટુક અંગ[૮].
કાયમદીન, સુરત હમારી કારમી[૯], જેસી નાલ[૧૦] બંદુક,
કરે ભડાકા પ્રેમકા, સો તોડે ગઢ અચુક.
કાયમદીન, સુરત હમારી નાવ[૧૧] હે, સુનમુખ સીધી જાય,
કોઇ મીલે માલમી[૧૨] સુરમા, પેલે પાર પોહોચાય
કાયમદીન, સુરત હમારી યુ લડે, જ્યુ શેરૂકા[૧૩] જંગ,
મારદીયે મેહેવાસ[૧૪] કો જો જીતા ગઢ ગગન
કાયમદીન, સુરત હમારી બારૂત[૧૫] હે, ઔર તોડે કોટી કરમ,
અકર્મી કરે આપકો ઔર બેઠ જાય સબ ભ્રમ[૧૬]
કાપમદીન, સુરત હમારી મજનુન[૧૭] હય, ઔર લયલી હય સુબહાન,
સુખ સરોવર ઉપજે દેખે જબ રહેમાન
કાયમદીન, સુરત હમારી શીરીન હય, ઔર ખુશરૂ હય કીરતાર,
બીના પરસે[૧૮] દોડ જાવે, ઐસે આશક યાર
કાયમદીન, સુરત હમારી ચકોર હે, ઔર ચંદા હેગા નુર,*
પલ નજર છોડે નહી, એસી રહે હજુર
કાયમદીન, સુરત હમારી મેહકુમ[૧] હય, ઔર જૈસા રાક્ષસકા હાડ
શેતાન ડગમગ બહોત કરે, પણ રતી ન તુટે તાર

૭ દીવા ઉપર પતંગીયુ ઝંપલાવે તેવી તરેહ ૮ જરાપણ અંગને મરોડતી નથી ૯ કારી જખમ કરવા વાળી ૧૦ નળી ૧૧ હોડી ૧૨ માલમ અથવા કપટન, ૧૩ વાઘો અથવા સીહાની લડાઈ ૧૪ ચોર મનના ચોરને મારીને આસમાનના ગઢ જીતી લીધો ૧૫ તોપ ૧૬ કરોડ કર્મ કાપી નાખી તમુને અકર્મી એટલે કરમ વગરના રહેવા દીય, એ હાદતમા મનની બધી ભ્રમણા ભાગી જાય છે ૧૭ મજનુન એટલે ઘેલો, આ શખસ જે લયલી ઉપર દીવાનો હતો તે ૧૮ વગર પાખથી.

* ચકોર એક પક્ષીનુ નામ છે જે હમેશા ચંદ્ર તરફ જુવે છે અને એક ક્ષણ પણ ત્યાથી પોતાની નજર ખસાડતુ નથી.

૧ કહયામા

કાયમદીન, સુરત હમારી ડરામણી, જેસા કાલા નાગ,
પ્રેમ ફેણુ પસારતે, ચોર ગયે સબ ભાગ
કાયમદીન સુરત હમારી ચામચીડી,* ઔર અધર ઉડે અવિનાશ,
લાલચ જીવકી ન કરે, એસી આશક દાસ



આમા ઇશ્કનો અથવા જ્ઞાનનો રસ્તો કોને દેખાડવો અને કોને નહિ દેખાડવો તે સમજાવેલુ છે

કાયમદીન, પ્યાલા પ્રેમકા, ઔર ચઢા રહે ચકચુર,
એક જરા ઉતરે નહી, નીશા રહે ભરપુર
કાયમદીન, પ્યાલા પ્રેમકા, ઓર રૂમ રૂમ ચઢજાય,
સુરતા પ્હોચી અગમકો, જહા ઝલમલ નુર દેખાય.
કાયમદીન, પ્યાલા અજરકા, ઔર હે કારી જાન,
હજમ કરે તો સાઇ મીલે[1], ભગ હોય મસ્તાન[2]
કાયમદીન, પ્યાલા પ્રેમકા, મનસુરને પીયા થા જાન,
હજમ ઉનુસે નાહુવા, તબ શીશ ગુમાયા માન[3]

---

* વણવાગળુ ચામાચીડીયુ

૧ ખુદા ૨ મસ્ત એટલે મજ્ઝુબ, ખુદાના ઇશ્કમા દીવાનો ૩ મનસુર-મનસુરે હલ્લાજ નામના એક મ્હાન સુફી બગદાદમા થઈ ગયા છે જ્યારે તે મારેફતમા પહોચ્યા ત્યારે "અનલહક" (હુ ખુદા છુ) એમ કહેવા લાગ્યા આ બોલવુ, કાઈ અભીમાન કે અહકાર રૂપ નહી હતુ પણ જે જ્ઞાન તેમને થયુ હતુ તે જ્ઞાનનુ પરીણામ હતુ આ તેમના બોલવા ઉપરથી બગદાદના ખલીફાએ તેમને કેદખાનામા પુર્યા એક દિવસ ખલીફા તેમને કેદખાનામા જોવા ગયા તો મનસુર તેમને જણાયા નહિ, બીજે દીવસે તેમને કેદખાનુ, કેદી કે કોઇ પણ જણાયુ નહિ, ત્રીજે દીવસે ખલીફા ગયા ત્યારે ત્યા મનસુર હતા ખલીફાએ આના ખુલાસો પુછતા મનસુરે કહ્યુ કે "પહેલા દીવસે હુ ખુદાને મળવા ગયા હતો તેથી હુ કેદખાનામા નહોતો બીજે દીવસે ખુદા મને મળવા આવ્યા એટલે સર્વ વસ્તુ સુન હતી, આજે હુ ખુદા પાસે ગયો નથી જેથી અહીયાજ છુ" આ જવાબથી ખલીફાએ ગુસ્સે થઇ મનસુરને શુળી ઉપર ચઢાવવા હુકમ કર્યા શુળી ઉપર ચઢતી વખતે પણ મનસુર 'અનલહક," હુ હક છું, એમ બોલ્યા કરતા હતા પહેલા તેમના હાથ, પગ કાપી નાખ્યા, તેમાથી લોહી જે વહેતુ હતુ તે જમીન ઉપર પડતા તે "અનલ હક " એવા અક્ષર થઈ જતા હતા

કાયમદીન, પ્યાલા પ્રેમકા ઓર કચેકો મત દે,
જ્યું ત્યુ બકવા બ્હોત કરે, ઔર દાવા તુજસે લે.
કાયમદીન, પ્યાલા પ્રેમકા, કચે બાસન મત ભરાય,
ભ્હેકે તો બેશક જુદાઇ પડે, ઠરે તો જમ જાય
કાયમદીન, પ્યાલા પ્રેમકા, તુરત મતદે છલા,
સાલ, દોસાલ તપાસ કર, પીછુ દસમા હીસ્સા પીલા
કાયમદીન, આકડે ધતુરે કો, પાની ભર મત સીચ,
સતગુરૂસે ખુદીયા કરે, વો ઓછા બાસણુ નીચ
કાયમદીન, થોડા થોડા દીજીયે, તો બુજે ગુણુ મીઠાશ,
એકીજ વારી દીજીયે, તો જેસી પીયે ખટાશ
કાયમદીન, પુરણુ ભુખમે થોડા ખાના દે,
લીઝત, મીઠાશ માલુમ હો, તમામ ઉમર યાદ રહે

**સાર**—આની મતલબ એ છે જે, વાસણુ એટલે અભ્યાસી-તાલિબ અથવા પાત્ર તૈયાર કરી પછી તેને એ રસ્તો દેખાડવાનો છે જો પાત્ર તૈયાર નહીં હોય અથવા આકડા ધતુરા જેવો હોય તો તે એ ગ્નાન જેરવી શકતો નથી એટલુજ નહિ પણુ ગુરૂથી વિમુખ પણુ થઇ જાય છે, અને પછી સામો પણુ થાય છે અભ્યાસીમા ઇશ્ક બરાબર પેદા થાય પછી તેને થોડો થોડો રસ્તો દેખાડવો એવી ભલામણુ છે




આમા શરીરની રચનાને એક ઝાડ સાથે સરખાવી છે એક ઉખાણા રૂપે આ સાખી લખી છે

કાયમદીન, સમુદ્ર સારા સમાણા, એક બુદ કે માહી,
ખુદ દેખા યે હાલ, જયસે બીજમે પેડ સમાઇ
કાયમદીન, બુદ સમાની સમુદ્રમે, જ્યુ ગોલે બીચ પાની,
દીદાર વો સમુદ્ર હય હે, સુરત બુદ પીછાની

**અર્થ**—એક બુદ એટલે ટીપામા સારો સમુદ સમાઇ ગયો છે,

જેવી તરેહ બીજમા ઝાડ સમાઇ જાયુ છે જેવી રીતે એક ગોળામાં પાણી છે તેવીજ રીતે એ બુંદમાં સમુદ્ર સમાયો છે સમુદ્ર તે ખુદાના દીદાર રૂપી જ્ઞાન છે સુરત એટલે જીવ તે બુંદ છે

[ કબીર સાહેબ પણ એમજ કહી ગયા છેઃ—

બુદ જો પડા સમુદ્રમે સો જાનત સબ કોઇ,
સમુદ્ર સમાના બુદ મે, સો જાનત બિરલા કોઇ

વળી આની સાથે સરખાવો "ગુલશને રાઝ'માની લીટીઓ —

અગર યક કતરા રા દીલ બર શીગાફી,
બીરૂ આયદ અઝ ઉ, સદ બહેરે સાફી

એટલે, પાણીના એક બુદ અથવા ટીપાનુ જો તમે પ્રથક્કરણ કરી શકો તો તેમાથી સો મહા સાગર નીકળશે ]

કાયમદીન, એક ઝાડ હુય, ઉસ પર ખીલે પુલ પાચ,
સો નહી ઉગા ધરતીપર, ઔર નહી ઉગા આકાશ
કાયમદીન, સો ઝાડમે માલા હે, તામે પખી રહે,
સો ઉડ ઉડ બેઠે પાચ પુલપર, બાસ સુગધી લે
કાયમદીન, વો પખી કે પેટમે, એક બસે સ્ત્રી ખુબ,
સો તીન ભોજનકા આહાર કરે, ઉસે નહી શીકલ ઔર રૂપ
કાયમદીન, વોહુ સ્ત્રી કો બીન ભોગ રહે ઓધાન,
પુત્ર જણે કોઇ સુરમા, સો ઉડ ચલે વમાન
કાયમદીન, સો પુત્ર ઢુડ કાઢે ફીર પિતા,
માતા ઉનસે ભોગ કરે, તબ તનકો હોવે શાતા

અર્થ—શરીર એક ઝાડ રૂપ છે તેની ઉપર પાચ ફુલ છે પ્રથ્વી, પાણી, અગ્નિ, વાયુ, અને આકાશ ( પાચ મહા ભૂતો જેનુ તે શરીર બનેલુ છે ) તે ઝાડમા માળો છે તેમા એક પખી છે તે પખી તે આત્મા અથવા જીવ તે પાચે ફુલ ઉપર બેસીને તેનો વાસ લે છે

એ જીવરૂપી પખીના પેટમા એક સ્ત્રી છે તે સ્ત્રી તે ઇચ્છા તે ઇચ્છા, ત્રણ પ્રકારનો ખોરાક ખાય છે. તે ખોરાક, ત્રણ ગુણ, સત્વ, રાજસ અને તામસ, એટલે કેટલીવાર તે કામ ક્રોધ, શોક, મોહ, ભયમા, કેટલીવા ભકિતમા એવી રીતે પોતાનો વખત ગાળે છે તે સ્ત્રીને ભોગ કર્યા વગ

ઓધાન (ગર્ભ) રહે છે તે ગર્ભમાથી કોઇ વિરલો પુરૂષ ઉતપન્ન થઇ આસમાન તરફ ઉડવા માંડે છે વિરલો પુરૂષ તે જ્ઞાન જ્યારે ઇચ્છા જ્ઞાન મેળવવાની થાય છે ત્યારે તે પુત્ર અથવા જ્ઞાન પોતાના પિતાની શોધમાં જાય છે અને ખુદાને શોધી કાઢે છે જ્યારે પિતાને શોધી લાવે છે ત્યારે તેની મા "ઇચ્છા" હમેશા પિતાની સાથે રહે છે, એટલે તેને બીજી કોઇ ઇચ્છા રહેતી નથી ફકત ખુદાની સગનનીજ ઇચ્છા રહે છે અને તેથી તનને શાતા થાય છે [૧]

કાયમદીન, જો પાયા હોવે અલેક કો તો શબ્દકા નીવેડા કર,
અર્થ ના કીયા જીસને, સો નહી પાયા હે ઘર,
કાયમદીન, સતગુરૂ મીલા હોય, સો કરે સબકા નીવેડા,
એક અલેક દેખે નહી, જો હોય નેનો ઢેરા
કાયમદીન, કહે સો અર્થ કર, નહી તો સતગુરૂ કર,
કથની, મથની છોડ દો, ઇધર ઉધરકી જીકર
તુ પાયા તો સમજ રહે, હમ પાયા યુ સમઝા,
ઉઠ તુ તેરી રાહ પકડ, કથની કજીયા કયા
ઇશ્ક રહેણી મે રહે, ઔર પ્રેમ પ્રીતમસે આન,
દીદાર તુજકો ન મીલે તો કાયમદીન ચીશ્તી ઝમાન

**અર્થ**—જો અલેક મુકામે પોહોચેલો હોય તો ઉપલા શબ્દનો ખુલાસો કર જેણે આનો અર્થ કર્યો નથી તે તે ઘેર ગયો નથી જો સતગુરૂ માથે કરેલો હોય તો આ બધો ખુલાસો કરી શકે જેની આખો બાડી હોય તેનેજ ખુદા એક ન દેખાય આ ઉપલા ઉખાણાનો અર્થ કર, નહીતર સતગુરૂ કર કથની, મથની, ને લાબી ટુકી વાત છોડી દે તુને જો ખુદા મળ્યો હોય તો તેનો ગમે તે અર્થ કર, અને હુ મને ગમશે તે અર્થ કરીશ ઇશ્ક રાખીને ખુદા તરફ લ્હે લગાડ, પછી ખુદા નહિ મળે તો હું તેનો જામીન છુ

---

૧ કાજી અનવર સાહેબના ઘણા ખરા કલામ આ નુરે રોશન સાથે સબધ રાખનારા જણાયા છે જેવા કે 'સાધુ શબદ સુનો મેરા, સમજ કર સફલ કરો ફેરા " વિગેરે.



• હદીસ—મન અરફા નફસહુ ફકદ અરફા રબ્બહુ

અર્થ—જેણે પોતાના નફસને પીછાન્યો તેણે ખુદાને પીછાન્યો

કાયમદીન, હઝરત હદીસ કહી, જો ભેદ નફસકા જાને,
સહી કરે રબ્બુલ જલીલકો, સોહી આશક પીછાને
કાયમદીન, ખલક ભેદ બીના બોલતે કો દુનીયા કહેવે,
બોલતા તો નુર પુરૂષ હે, દુનીયા ઘટમે રહેવે
કાયમદીન, બોલતે કો બુજે નહી ઔર મીથ્યા જનમ ગુમાવે,
અન વહેદત દરીયા કા, મરમ કોઈ ન પાવે

અર્થ—પેગમબર સલ્લમ કહી ગયા છે કે જેણે નફસ તે શુ તે પીછાન્યુ તેણે ખુદાને સહી કીધો, અને તેમ ખુદાના આશકો (ભકતોજ) કરી શકે છે લોકો સાધારણ રીતે માણસને દુનીયા કરી બોલાવે છે, પણ જે અંદરમા બોલે છે તે તો નુર પુરૂષ છે, અને દુનીયા તો પાચ પચીસ ચોરો જે ઘટમા વસે તે છે સાધારણ માણસ આ ભેદ કળતા નથી અને ફોકટ જનમ ગુમાવે છે વેહદાનીયત એટલે અદ્વૈતનો મર્મ કોઇ સમજતા નથી

કાયમદીન, પીયુને આપસમે સે પેદા કીયા નુર નબી,
હઝરત નબીકે નુરસે બનાયા આલમ સબી
કાયમદીન, આપ બીખરકર પીયુને ભેખ બનાએ જુવે,
જીસને ભેખ પડદા ખીસા દીયા, સો એકાએક હુવે
કાયમદીન, આપ દરીયાવને પાની બીખર દીયા જુવા,
જો પાણી આયા, પાલ ભાન ગયા સો પીછા દરીયા હુવા
કાયમદીન, આપ રહેમાનને નુર બીખેર કર, કીયા બંદા જુવા,[૧]
જો બંદા આપ બંધન ખો ગયા, સો પીછા રહેમાન હુવા

અર્થ—પ્રથમ ખુદા તઆલાએ પોતાનામાથી "નુરે નબી"[૨] એટલે પેગબરનુ નુર પ્રગટ કર્યું અને પછી તેમાથી તમામ સૃષ્ટી રચી એટલે

૧ જુદા ૨ નબીના નૂરની અહી સમજણ પાડી તેનો ભેદ બતાવ્યા છે

કે પોતે એ નુર રૂપે વીખેરાઇ બીજા જુદા જુદા રૂપ બનાવ્યા, જો એ વેશનો પડદો નજર આગળથી ખમી જાય તો પાછુ બધુ એકજ દેખાય જેવી તરેહ એક દરીયાનુ પાણી વીખેરાઇને જુદુ થઇ જાય અને પછી તે પાણી પાછુ આવે અને જે જે પાળો બધાઇ ગઇ હોય તે તે તે પાણી તોડી નાખે અને પાણી સાથે મળે તો અગાઉ દરીયો હતો તેમજ લાગે. તેવી તરેહ ખુદા તઆલાએ પોતાનામાથી એક જાતનુ નુર વીખેરીને એક બદીયત ( કશામા પુરી રાખવુ તે )ના બધનમા શ્રષ્ટિ રચી હવે જે માણુસ એ બધન ખોઇ નાખે છે તે પાછુ ખુદાને મળે છે

કાયમદીન, આપ બધન ખોવે જો, તો પરગટ પીયુ પાવે,
બોલતા પુરૂષ છોડ કર, કાયકો જગલમે જાવે

કાયમદીન, જાનવર જગલમે ઉડે ઔર પાત ખાવે,
જગલમે રહે નફા હોવે, તો ઉનકો સાઇ પાવે

કાયમદીન, ઘટકે જગલમે જોગ નફા કમાવે,
ઉસ જોગસે કારજ હોવે, ઔર પરગટ પ્રીતમ પાવે

કાયમદીન, બોલતા પુરૂષ છોડ કર, ઔર બધા જગલ જાય,
તપ તપ કર બ્હોત કાયા ગલે, સો હાથ કછુ ન આય

કાયમદીન, જો દુનીયા છોડનેકી હે, સો દુનીયા હે પાસ,
પાચ પચીસ હોતે ઘટકો, ઉનુકા ઘટમાહી બાસ

**અર્થ**—પોતાનુ બધન ખોઇ દે તો ખુદા પ્રગટ થાય જે બોલતો પુરૂષ અદર છે તેને મુકીને જગલમા જવાનુ કામ શુ છે[૧] જાનવર જગલમા ઉડે છે અને પાનરા ખઇને દીવસ કાઢે છે એમ કરવામા નફો થતો હોય તો તેમને ખુદા મળી શકે જે શખ્સ ઘટના જગલમા ફરી જોગ રૂપી નફો કમાય તેજ જોગથી કાર્ય સરે છે અને ખુદા પ્રગટ થાય છે જે હૈયાના અપગો હોય છે તેજ જગલમા જઇને બેસે છે, તપની મેહનત કરીને ફોગટ કાયા ગાળે છે અને કાઇ પણ ફાયદો મેળવતા નથી જે દુનીયા છોડવાની છે તે દુનીયા તો અદર પોતાની સાથેને સાથેજ છે, અને તે

૧ જગલમા બેસી તપ કરવાથી કાઈ કામ સરતુ નથી, તેથી બોલતા પુરૂષ ચઇતન્યને પકડવાની વાત સમજાવી છે

ઘટમા વસ્તા પચીસ ચોરો છે ( પાચ પચીસ ચોર સારૂ જુવો દીબાચો). માટે તેને દુર કરો તો ફાયદો થાય

કાયમદીન, ઘટકે મેહેવાસ છોડેસે, પરગટ પ્રીતમ પાય,
બોલતા પુરૂષ છોડે સે, હાથ કછુ ન આય
કાયમદીન, બોલતા નુરહે, ઘટમે પાચ પચીસકા મેહેવાસ,
પાકિ નૈન તક મેહેવાસ હે, તાસે આગુ પીયાકા બાસ.
કાયમદીન કહે, હલક તલગ દોજખ હય, હલકસે બ્હેસ્ત હય જાન,
તાસે આગુ બસ્ત હે, સો આપ એન રહેમાન

**અર્થ**—ઘટમા વસ્તા ચોરો જો છોડીયે તોજ ખુદાના દર્શન થાય બાકી આત્મા છોડી જગલમા જવાથી કાઇ વળતુ નથી જે બોલે છે તેજ નુરી ચીજ છે, બાકી ઘટમા પચીશ તત્વો જે છે તે ચોર રૂપી છે પગથી તે નૈન (આખ) તલક એ તત્વોનુ જોર છે શરીરમા ગળા સુધી દોજખ છે. ગળાથી ઉપર બહેસ્ત છે અને જે વસ્તુ મેળવવાની છે તે એનાથી ઉપર છે તેજ વસ્તુ તે ઐન રહેમાન એટલે ખુદા છે

કાયમદીન, ઘટમે મેહેવાસ બ્હોત હે, નેન હલક બીચ સિફાત,
તાસે આગુ ચીનલે, ઐન વહેદત ઝાત
કાયમદીન, ઘટમે રહેસે, પાચ પચીસ ખાયે ફાડ,
નૈન હલક બીચ લીઝત હય, પણ ના પાવે દીદાર
કાયમદીન ચેતન ચોકી હે, તબલગ સુખ પાવે,
જબ ખીસે ચેતન ચોકી, તબ ચોર માર તુરત ગીરાવે
કાચમદીન, હદ ઘટમે મેહેવાસ હે, બેહદ નેન હલક બીચ જાન,
અનહદ, અગમ મેદાન હે, સો અમર એન રહેમાન,
કાયમદીન, અનહદ, અગમ મેદાન હે, દેખ તમાસા ધામ,
હદ ઘરકે મેહેવાસી સો હોવે નફર ગુલામ,
કાયમદીન, હદ બેહદ છોડકે, અનહદ સુરત ચલાય,
હદ કે ઘરકે મેહેવાસી, પલમે સબી છુપ જાય

**સમજણઃ**—[ હદ, બેહદ, અને અનહદ એ સત લોક મુજબ ત્રણ મોટા ક્ષેત્ર કહો કે મેદાન કહો તે છે બ્રહમાડની રચના છે તે શરી-

રમા પણ છે (Man is a Microcosm of the Universe) [ જુવો દીબાચો ] આ શરીરમા ૭ ચક્ર છે [1] તે ઉપર યોગીઓ ધ્યાન દે છે હવે નેન હલક કરી એક તાળવામા નાનુ છીદ્ર છે તે ચક્ર ઉપર ધ્યાન દઇ તે જીતવાથી કામિલ સીધ્ધ પુરૂષ એટલે પુરો સાધુ થવાય છે તે છોડી આગળ જવાથી વહેદાનીયત એટલે અધ્વૈતને પુગાય છે ].

અર્થ—ઘટમા મેહેવાસ એટલે ચોરોનો જથ્થો બહુ છે, અને સીફાત એટલે ગુણોનો જથ્થો નૈન હલક ( તાળુની આખ )મા છે તે ચક્ર જીતી આગળ જાય તો ખુદા સાથે એકતા થાય ઘટ સુધીના ચક્રો જીતવાથી પાચ પચીસ ચોરો જે છે તે ત્યા છુપાઇ જાય છે પણ ચેતન ચોકી ( વિવેક અથવા discrimination ) જો ખસી જાય તો તે ચોરો પાછો હુમલો કરે છે આ બધુ હદ અને બેહદમા રહેવાથી થાય છે એક વખત બન્ને હદ મુકી અનહદ મેદાનમા પુગ્યા કે ત્યા હદ ઘરના જે કાઇ ચોરો હોય તે બધા છુપી જાય છે, અને ગુલામ મીસાલ તેમની હાલત થઇ જાય છે એટલે કે તે પાછો હુમલો કરે એવી હાલત તેમની રહેતી નથી

*કાયમદીન, મારે સે કેતેક મરે, ઘટકે ચોર અનેક,
એક મારે તો અનેક જાગે, એકજ રેહણી દેખ
કાયમદીન, એન રાજા હો પહોચા અનહદ તખત,
હદ ઘરકે મેહુવાસ સો, હોવે સબ રઇયત
કાયમદીન, રઇયત હે સો રાજાકો કભી ન લુટે,
ફીર અનહદ જો હુવા, સો ફોડા કેસે ફુટે
કાયમદીન, સેવો સતગુરૂકો, પલમા દિખાવે ધામ,
દેખ નુર દીદારકો, સાહાવે અમર આરામ
કાયમદીન, મુરશદ કામીલકી મેહેરસે, ચીના અનહદ તુર,
શાહ કાયમદીન મગન ભયે, દેખ તમાશા નુર

અર્થ—ઘટમા અનેક ચોરો છે તે મારવાથી કેટલા મરે ? એક મરે તો બીજો જાગે વાસ્તે એકજ રહેણીએ રહી અનહદ તખત પાસે પોહોચવુ કે પછી ઘટના ચોરો જે હદમા છે તે સર્વે રઇયત રૂપ થઇ જાય છે અને રઇયત રાજાને કદી લુટી શકતી નથી, તેમજ જે વાસણ તૈયાર થઇ

---

૧. આ ચક્રને ઇસ્લામમા લતીફા-લતાએફ કહે છે

અનહદમા પહોચ્યુ તે પુછી શકતુ નથી જો સતગુરૂ કરો તો તમને એ સર્વે ધામો દેખાડે અને દીદારના દર્શન અપાવી અમર આરામ આપે કાયમદીન પોતે કામીલ મુર્શીદની મહેરથી અનહદ મેદાનમા જઇ પોહોચ્યો જેથી તે નુરનો તમાશો જોઇ બહુ ખુશીમા છે

## ૩૮

## દર આરેફતે હક તઆલા

---

**કલમા:—લા એલાહા ઈલલ્લાહો મોહમદુર રસુલુલ્લાહ.**

**અર્થ**—ખુદા સિવાય બીજો અલ્લાહ નથી, અને હઝરત મોહમ્મદ ( સ૦ અ૦ ) ખુદાના રસુલ છે

કાયમદીન, માયની "લા" કે ખુદ પણા ફના કર,
એ ખુદ હોકે દેખે અલ્લાહ. કહા ભેદ ખોલ કર
કાયમદીન, વ્હેમ ગેરકો ખાકે, સુરત મુશાહેદા લાય.
રૂહ મુરાકેબા કર ચલે, જહા હઝરત હક દેખાય
કાયમદીન, બીના ઉપદેશ, પીયુ કબુ ન પાયે,
જબ મેહેર કરે સતગુરૂ, સુરત ધામકો જાયે
કાયમદીન. યે રાહ હય, દુજી કુચ રાહ નહી,
સુરત તાકી ખુચી હે, બીન પરસે કયુ ઉડા જાય
કાયમદીન, જબ મેહર કરે સતગુરૂ, તબ પ્રેમ વ્હે આય,
સુરત પ્રેમકે જોરસે, પલમે ધામ કો જાય
કાયમદીન, એક બાત બાકી રહી, વોહ અબ તત્વ તીરાય,
જા પુછો સતગુરૂકો, સોબી ખોલ બતાય
કાયમદીન, વો જાને ઇસ ભેદકો, ઓર ન જાને કોઇ,
દુજા ભેદ સો જાને, જીને નફસ ખોજા હોય
સતગુરૂકી મેહેરસે, ભાગી સબી ભ્રાત,
શાહ કાયમદીન ચીન લીયા, સો અજમ દેશકા ઘાટ

**અર્થ**—હલ્મામા "લા" શબ્દ છે તેની મતલબ એ છે કે ખુદ-પણુ ફના કરવુ જયારે "બેખુદ" થાવ ત્યારે અલ્લાહ ને જુવો જયારે ખુદા સીવાય દુનીયામા બીજુ કાઇ નથી એવો ખ્યાલ મજબુતાઇથી બેઠા પછી સુરતની દોર લાગે કે રૂહ ઉડવા માડ અને રસુલુલ્લાહ-પેગમ્બર દેખાય ગુરૂના ઉપદેશ વગર ખુદા મળતો નથી ગુરૂ મહેર કરે તોજ પોહો-ચાય છે અને એજ રસ્તો છે બીજો રસ્તો નથી ગુરૂની મહેર તે પક્ષીની ઉડવાની પાખ જેવી છે જે વગર સુરત ખુચી રહે છે. જયારે ગુરૂ મેહર કરે કે પ્રેમની ધુન આવે અને તે વખતે સુરત તુરત ધામે પોહોચી જાય છે એક કહેવાની વાત છે તે બાકી રાખી છે જેનાથી બધા તત્વોનુ તારણુ થાય છે તે કોઇ સતગુરૂને પુછજે, જે તને બનાવશે કાયમદીન, એ ભેદ જાણે છે, અને જેણે પોતાનો નફ્સ પીછાન્યો હશે તે એ ભેદ જાણશે. બીજા કોઇને માલમ હશે નહી કાયમદીનના તો સતગુરૂની મહેરથી બધા વ્હેમ ભાગી ગયા છે અને અગમ ધદ પર તે તો ચઢી ગયો છે



**ફતહના જિહાદિલ અસગરે, વ રજાઅના જિહાદિલ અકબરે.**

**અર્થ**—હમે નાની જીહાદમા ફતેહ મેળવી છે અને હવે મોટી જીહાદ[1] તરફ રજુવાત કરી છે

**ઘટના ચોરો મારવા વીશે**

કાયમદીન, લડાઇ બાહેરકી તો સબ કોઇ કરે,
ભીતર મન મેહેવાસમે કોઇ સુરા હીમત ધરે
કાયમદીન, હઝરત હદીસ કેહી, લડાઇ બાહેરકી છોટી.
ભીતર મન મેહવાસકી કઠણુ લડાઇ મોટી
કાયમદીન, પાચ પચીસ દેત બસ્તે હે મન માહી,
સુરેકા મેદાન હય, કાયરકા કામ નાહી

**અર્થ**—બહારની લડાઇ તો સર્વ માણુસ કરે છે પણુ મન સાથે જે લડાઇ કરવી પડે છે તે કોઇ શુરા માણુસજ કરી શકે છે પેગબર

૧ જીહાદ એટલે ધર્મ માટેની લડાઈ

સલ્લમે કહ્યુ છે કે બાહેરની લડાઇ નાની છે પણ મનના ચોરો સાથે જે મારામારી કરવી પડે છે તે ઘણી કઠણ લડાઇ છે દીલની અંદર પાચ પચીશ દૈત્ય રૂપી ચોરો છે તેને મારવાનુ શુરાનુ કામ છે જે માણસો રહેજમા કાયર થઇ જાય છે તેવાનુ એ કામ નથી

કાયમદીન, ઘાટા મહેવાસ હય, ભીતર મન મેદાન,
તરકશ છુટે શબ્દકા, સો કીલી પ્રેમ કમાન

કાયમદીન, મન મેહેવાસીને લુટ લીયે કાઇ નર,
કોઇ સુરા માર મેહેવાસ કો ચઢ જાય અગમ ઘઢ

કાયમદીન, જો મહોરા દીયા લડાઇકા, સો કભી ન દેવે પીઠ
સો નર તોડ મહેવાસકો લીયા અગમ ઘઢ જીત

કાયમદીન, તરકશ શબ્દકા ઓર કીલી પ્રેમ કમાન
કોઇ સતગુરૂકા બાળકા, સો લડે બીચ મેદાન

અર્થ—મનના મેદાનની અંદર ચોરોનો જથ્થો છે તેને શબ્દ રૂપી બાણ (મંત્ર) પ્રેમના કામઠામાથી છોડીને હરાવવાના છે એ મનના ચોરોએ કાઇક નરોને લુટી લીધા છે એટલે કે એ કામ, ક્રોધ રૂપી વિકારોએ કાઇકને તોડી પડયા છે, કોઇજ શુરો શખ્સ અગમ ગઢ ઉપર ચઢી શકયા છે લડાઇમા સામુ મોઢુ કીધુ હોય તો કદી પીઠ ન આપવી એવીજ પ્રકૃતીના માણસો મનને વશ કરી અગમ ગઢ જીતી શકે છે પ્રેમની કમાન અને શબ્દના તીરથી કોઇ વીરલો સતગુરૂનો બાળક, એ મનના મેદાનમા ઉભા રહી લડી શકે છે

કાયમદીન, મન મેહવાસકા જીન્તે તોડા ફાદા,
સોહી આશક મરદ હય, દુજી હય સબ રાડા

કાયમદીન, તોડે મેહેવાસકો, સુરત ગઢ પર ચઢ જાય,
બંધન કર્મકે ટુટ જાય, સો પ્રગટ નુર દેખાય

કાયમદીન, જો ઝીતા મન મેહવાસકો, સો હુવા જાત પીયુ,
જબ લગ ઝીતા નહી ભીતર, તબલગ હેગા જીવ

કાયમદીન, જબલગ જોત પ્રકાશ નહી, તબલગ જીવ હે જાન,
જાકી સુરતા ચઢી ઘઢ પર, સો હુવા જાત રહેમાન

કાયમદીન, ફના ફીલ્લા હોના આસાન હય, ઔર બદા હુવા ન
જાય,

શેખીકા કુવા ઉંડા બ્હોત બ્હાસે કણુ નીકલને ન પાય

કાયમદીન, બદગી કરે તો બદા હોય, નહી તો હોય શેતાન,
જગત સારા અધેરેમે, નહી બદા નહીં રહેમાન

કાયમદીન, બંદા હુવે તો બ્હેસ્ત કો પાવે, અલ્લાહ હો તો
અલ્લાહમે સમાવે,

જગત સારી અધેરે મે હય સો બ્હોત દુખ પાવે

કાયમદીન, મોહરા તોડા મેહવાસકા, પ્રગટ પ્રીતમ પાયા,
શાહ કાયમદીન, અગમ ઘઢ જીત, ઉપર નીશાન બ્ચઢાયા

**અર્થ**—મનના ચોરોએ જે કાદો નાખેલો છે તે જેણે તોડયો તેજ ખરેખરો મરદ છે, બાકીના તો ઓરત જેવા નામરદ છે જયારે એ મનના ચોરો હાર ખાય છે ત્યારેજ સુરત અગમ ગઢ ઉપર ચઢી શકે છે, કર્મના બધન તુટી જાય છે અને નુરના દીદાર થાય છે તેથી જેણે મનના ચોરોને વશ કયા છે તેની જાત ખુદાની જાત જેવી થઇ જાય છે જયા સુધી એ બીતર ને જીતી શકતા નથી ત્યા સુધી જીવ જીવજ રહે છે, ત્યા સુધી બીતરમા નુરની જ્યોત પ્રકાશી શકતી નથી જેની સુરત અગમ ગઢ ઉપર ચઢી શકે છે તેની જાત રહેમાન એટલે ખુદની જાત જેવી થઇ જાય છે. આપણી જાતને ખુદામા ફના કરવી આસાન છે પણુ બદા થવુ મુશકેલ છે કારણકે શેખીનો એટલે અહકારનો કુવો એટલો ઉંડો છે કે માહેથી નીકળાતુ નથી ખરી રીતે બદગી કરે તો બદો થઇ શકે છે, નહી તો તે શેતાન છે જગત બધી અધારામા છે તે નથી બદામા કે નથી રહેમાનમા. બદગી કરવાથી બહેસ્ત મળે છે અલ્લાહના ખ્યાલથી અલ્લાહમા મળી જાય છે જગત બધી અધારામા છે તેથી દુખી થાય છે કાયમદીને મેહવાસનો કીલ્લો તોડી નાખ્યો એટલે ખુદા પ્રગટ થયો અને તેણે અગમ ગઢને જીતી તેની ઉપર પોતાનુ નીશાન ચડાવ્યુ છે



## દર ઇલ્મે તૌહીદ.

—•—

વજ-તો રબ્બી બે રબ્બી

અર્થ—મારા મુરબ્બીથી મને મારો ખુદા મળ્યો

અલેફ લામ, મીમ ઝાલેકલ કિતાબો લા રએબફીહ હોદલ લિલ મુત્તકીનલ લઝીના યુમેનૂના બિલગએબે (કુરાને શરીફ)

અર્થ— આ કિતાબમા કાંઇ શક નથી તે પરહેજગારો માટે હિદાયત તરીકે છે અને પરહેઝગાર તેજ છે જે ગેબ ઉપર ઇમાન લાવ્યા છે

કાયમદીન, તનકી જો કોઇ સુધીયાં ભુલાય,
ભીતર સુધ, સુરત ચલે, સો નુરહીં નુર દેખાય.
કાયમદીન, શીતલ ગુણકો સો પહેલે ઘટમે લાય,
નૈના બાહેરકી બધ કરે, સો ભીતર નૈન જગાય
કાયમદીન, બાહેર ભીતરકે દો નૈને એક મીલાય,
સુન સાનમે આપ બે શુધ હો, સુરત ઉલટ ચલાય

અર્થ—જે કાંઇ બાહેરની શુધ્ધી ભુલે અને અંદરથી હોશમા રહી પોતાની સુરતને ઉપર ચલાવે તો તેને નુર નજરે પડે છે પહેલા ઠંડા પણાનો સ્વભાવ રાખવો જોઇયે પછી બાહેરની આખ બંધ કરી અંદરની આખ ખોલવી જોઇયે અને બાહેરની અને અંદરની આખ એક કરી ઉલટી સુરત ચલાવવી જોઇયે આમ કરવાથી બાહેરની બેહોશી રહે છે, પણ અંદર બાનેથી હુશીયારી રહે છે

કાયમદીન, વ્હેમ ગેર ભુલ કર, આપ સુન સાન હોવે,
સુરત ભીતર મુરશદ ઇશારત પર ધરે, ખબર તનકી ખોવે
કાયમદીન, યુ ઘટમે મુરશદકી ઇશારત લાવે,
તાપર સુરત ધર રહે સો કેફ ખુમારી આવે

કાયમદીન, ખુમારી કેફસેં, વ્હેમ ગેર સબ મીટ જાય,
બાહેરકી બેહોશી હોવે, ભીતર કી હુંશીયારી આય
કાયમદીન, બાહેરકી બેહોશી હો, ભીતર સફર સુરત ચલી,
હઝરત નબીસે મુસાફા કરકે, હુકમે વો જા મીલી.

અર્થ—મન એકાગ્ર કરી પછી બેહોશીની હાલતમા આવ્યાં પછી અંદર હોશ આવે છે ત્યારે ગુરૂ સનમુખ હાજર થઇ કાઇન વજ્જોહ (પ્રતાપનુ બળ) આપે છે અને ઇશારત અથવા નીશાન બનાવે છે જે ઉપર ધ્યાન કીધાથી તનની ખબર રહેતી નથી અને પ્રેમની ખુમારી આવે છે તે વખતે અંદરથી દીલ હુશીયાર રહે છે અને સુરત અંદર ચઢતી લાગે છે, અને પછી હઝરત નબીને મળી તે આગળ ચઢી ખુદાના દર્શન કરે છે

કાયમદીન, હક દીદારકા અનહદ હય ઝલકાર,
ખુબ તમાશા હો રહા, નહીં કાઇ લેખ શુમાર
કાયમદીન, નુર ઇસ્મી હે, નહી જીસ્મ એક,
જીસ્મ ભુલ, જો ઇસ્મી હુવે તાકો મીલે અલેક
કાયમદીન, જબ લગ હોશ હય જીસ્મકી, તબ લગ ઇસ્મ ન પાય,
જીસ્મ ખુદી ભુલ, બે ખુદ હોવે, તબ ઇસ્મ નુર દિખાય
કાયમદીન, વ્હેમ જીસ્મ ભુલના, યેહી ફના નાસૂત,
અંધારા ફીટ હઝરતસે મીલના, સોહી સચ હય મલકૂત
કાયમદીન, રૂહ કી કશફ હો અનહદ બાજે, તાકા નામ જબરૂત,
નુર નીરવાનકા દર્શન હય, સોહી કમાલ લાહૂત
કાયમદીન, હાહૂત કા સબ શોર હય, બીચ ગગન મંડલ,
જહાં ઓર કુચ દુજા નહીં હે, નૈન નુર ઝલમલ
કાયમદીન, મુરશદ ગુરૂકી મેહરસે, સુરત હોવે બ્હોત સુર,
અગમ અગોચર ફોડકે, ભયે એન હુઝુર
કાયમદીન, દેખ દીદારકો અલમસ્ત ફકીર ભયે,
નુરમે નુર મીલ ગયા, જો થા સો હોઇ રહે

અર્થ—ખુદાના દીદારનુ નુર અનહદ છે એવો સરસ તમાશો તે

લાગે છે કે કહી શકાતો નથી જે નુર છે તે શબ્દમા અથવા નામમા છે. તન અથવા શરીરમા નથી તન ભુલી, નામ સાથે એક થાય તો અલેફના દર્શન થાય જ્યા સુધી બદનની હુશીયારી રહે છે ત્યા લગી "નામ"નુ નુર દેખાતુ નથી જે ઘડીએ "આ શરીર તે હુ છુ" એવો ખ્યાલ એક માણસના મગજમાથી નીકળી જાય છે ત્યારે "નામૂત મઝીલમા તે ફના થયલો ગણાય છે પછી અધકાર મટી ને હઝરત રસુલના દીદાર થાય છે, તે મુકામ મલકૂતનો ગણાય છે પછી જ્યા બધી રૂહો દેખાય છે તે મુકામનુ નામ જબરૂત છે, અને ખુદાના નુરના દીદાર થાય તે મુકામનુ નામ લાહૂત છે ત્યા શોર પણ ગગન મડળમા ઘણો છે બીજુ કાંઈ દેખાતુ નથી ફકત નુર વરસે છે જ્યારે મુરશદની મહેરબાનીથી સુરત બહુ શુરથી આગળ વધે છે ત્યારે અગમ અગોચર કેડી ખુદાની નજદીક જાય છે કાયમદીન પોતે ખુદાના દીદાર કરી અલમસ્ત ફકીર થયા છે નુરમા નુર મળી ગયુ એટલે જે ચીજમાથી પેદા થયા હતા તેજ ચીજ થઇ રહ્યા છે [1]



## દર મારેફતે હકતઆલા

### વઝકુર રબ્બીકા ઇઝાનસીતો (કુરાને શરીફ)

**અર્થ**—યાદ કર પોતાના ખુદાને જ્યારે તુ તેનુ નામ લેવાનુ ભુલી જાય

કાયમદીન, હક દર્શન મીલા, તબ "મે," "તુ" સબ ગયા બીસર[2],
એક રબકા નુર હય, જ્હા નહી કીસીકા ગુઝર
કાયમદીન, મન મગન ભયા, જબ પ્રેમ પીયા ભરપુર,
કાયમદીન સુનમે નિરખ[2] કરે, ઝલમલ ઝલમલ નુર
કાયમદીન, બસે અવિનાસમે, જહા ઝલકે તેજ અપાર,
અબ કથની, મથની કોન કરે, સો નીચ ઘરકા બીચાર,

૧ આ સમાધીનો હિસાબ બતાવ્યો છ ૨ નીરખવુ, જોવુ

**અર્થ**—જ્યારે ખુદાના દર્શન થાય છે ત્યારે "હુ" "તુ" એવો અતર જતો રહે છે એક ખુદાનુ નુર રહે છે, ત્યા કોઇનો ચારો રહેતો નથી જ્યારે ખુદાના પ્રેમમા, કાયમદીન તલ્લીન થઇ ગયા ત્યારે મન બહુ મગન થયુ સુનમા જે ઝલમલ ઝલમલ નુર વરસતુ હતુ તેજ જોઇ રહ્યા કાયમદીન અવિનાશીમા વસી રહ્યો ત્યા અપાર તેજ ઝળકી રહ્યુ છે, હવે કથની મથની, નીચ ધરનો વિચાર છે તે કોણ કરે એટલે એક વખત ખુદાના દીદાર થયા પછી માણસને ધર્મના બીજા બધનો પસદ પડતા નથી, તેમજ કોઇ સાથે ધર્મ સબધી તકરાર કે દલીલ કરવા ગમતી નથી

કાયમદીન, ભીતર ભરે નુરસે, ઔર લોકો તનકો જોય,
અતર ઉજાલા હો રહા, સો બુજત વીરલા કોઇ
કાયમદીન, જો દાસ હો રહે, સોઇ બસ્તુકો પાય,
લડાઇ ઝઘડા જો કરે, સો નર નરકે જાય
કાયમદીન, શબ્દ અવિનાશકે, નીરખ નીરખ કર ગાવે,
અધે લોક ભેદ બીના, ફીર ફીર ઝઘડા લાવે

**અર્થ**—કાયમદીનનુ અતર નુરથી ભરેલુ છે, પણ લોકો ફકત કાયમદીનનુ શરીરજ જોઇ રહેલા છે અદરનુ અજવાળુ તો કોઇ વીરલોજ જોઇ શકે છે જે માણસ દાસપણુ અખત્યાર કરે છે તેનેજ વસ્તુ એટલે ખુદાના દર્શન થાય છે લડાઇ, ઝઘડો જે કરે છે તે નર નરકે જાય છે અવિનાશ એટલે જેનો નાશ નથી તે સ્થાને પુગવાનો શબ્દ, જે નરને મળે છે તે નર તે શબ્દ જોઇ જોઇને ઓચ્યાર કરે છે આધળા લોક ભેદ જાણ્યા વગર નાહકના ઝઘડા કરે છે

કાયમદીન, પુરા તબ જાનીયે, જો કુછ પરછા જડે,
પરછા સીધાત પુરા ચાહે, દ્વીતીયા[1] અસર પડે
કાયમદીન, જબ લગ પરછા, તબ લગ પોહોચા જાન,
એ ઘર સીધપણેકા, સીદ્ધાત પણા નહી માન
કાયમદીન, સીધ તો ઉસે કહીયે અતર પડદે ગુલામ,
ચાકરી કે જોરસે, સાહેબ કરે ગુલામકા કામ

**અર્થ**—એક માણસને પુરો ક્યારે જાણવો કે જ્યારે કાઇ પરચા એટલે ચમત્કાર તેને માલમ પડે સીધ લોકો પરચા પાછળ દીવાના છે પણ

---

૧ દુઇ પણુ

ામા તો ખુદી-ખ્વૈત પણ છે એટલે ખુદા સાથે તેઓ એ હાલતમા મળેલા થી પરચા દેખાડવાની શકતી આવી તેની મતલબ એ કે તે એટલે દરજ્જે ગેલો છે એ સીધ્ધ લોકાએ ખુદાની ચાકરી કરેલી હોવાથી ખુદા તેમને ચાકરીના ફળ રૂપે એ પરચા કરવાની શકતી આપે છે

કાયમદીન, બસે સબ લોકમે, સુરતા બસે આકાશ,
આરસીમા જ્યુ મુખ દેખે, યુ ઘટમે પીયુ પ્રકાશ
કાયમદીન, સતગુરૂકી મેહેરસે, અલેક લીયા સો ચીન,
સમુદ્રકી બાત ક્યા જાને, તલાવ કેરી મીન*
કાયમદીન, જીસે સતગુરૂ મીલા હોય, વ્હા જોત હય પરગટ,
અનેક ચોર ઘટકે સબ, પલમે ભયે રઇયત
કાયમદીન, જીસે સતગુરૂ મીલા, વ્હા જોત હોવે પરકાશ.
અનેક ચોર ઘટકે, સો પલમે ગયે સબી નાશ
કાયમદીન, ચેલા જો હો તામસી, દાસપણા ન લાય,
સતગુરૂ મેહર કેસી કરે, પરદા મમત બીચ આય
કાયમદીન, દાસપણા કીએ બીન બસ્તુ હાથ ન આય,
સતગુરૂકો ક્યા પરવા હય, મમત એ ખીસાય
કાયમદીન, જીસ્મ ભુલ કર, વોહ ગયા ઇસ્મી સફર,
હઝરત નબીસે મીલ કર ચઢે સુન શીખર
ગગન મ ડળમે બાજા બાજે, તાપર નુર નીરવાન,
શાહ કાયમદીન આપસ ભુલ ગયે, મીલે બીચ સુબહાન

**અર્થ**—જાહેરમા કાયમદીન બધા લોકની વચ્ચે વસી રહેલો છે ણ એની સુરત આકાશમા લાગી રહેલી છે અને જેવી રીતે માણસ મારસીમા પોતાનુ મુખ જોય છે તેમ એના ઘટમા ખુદા પ્રકાશી રહેલો છે તગુરૂની મહેરથી એણે અલેક ગટ ચીની લીધો છે તલાવના માછલાને મુદ્ર શુ ચીજ છે તે કયાથી ખબર પડે ? જેને સતગુરૂ-મુરશદ મળ્યો ાય તેના દીલમા જ્યોત પ્રગટ-રોશન થાય છે અને તે જોત રોશન થતાં ટના તમામ ચોરો રઇયત જેમ રાજાની તાબેદાર થઇ જાય છે તેમ તાબે-ાર થઇ જાય છે તે જ્યોતના પ્રકાશથી બધા ચારો નાશ થઇ જાય છે ણ જો ચેલો તામસી પ્રકતીનો-ગુસ્સાવાળો હોય અને દાસપણુ ન લાવે

* માછલી

તો સતગુરૂ કેવી તરેહ મેહર કરે, કારણકે ચેલાની મમતનો પડદો વચ્ચે આવે છે દાસપણા વગર ખુદા હાથ આવતો નથી મુરશદ સતગુરને શુ પડી કે તમો હદ કરતા હોવ તે તમારી હદ દુર કરે કાયમદીન તો પોતાનુ શરીર ભુલી નામની સફરે નીકળી ગયો છે, અને હઝરત નબીને મળીને શીખરપર ચઢી ગયો છે આકાશ મડળમા વાજા વાગવાનો અવાજ થઇ રહયો છે ત્યા નુર વરસે છે પોતાને ભુલી જાઇ તે તે નુરમા ત્યા મળી ગયે છે



## આમાં જ્ઞાનનો અહકાર દુર કરવા વિશે છે.

ઇન્નલીલ મુત્તકીન મફાઝીન હદાયેક ઇન્ન ખેરઝ ઝાદીત ઇન્ન લિલ મુત્તકીના મફાઝન હદાએકા ( કુરાને શરીફ )

**અર્થ**—ખરેખર પરહેજગારોને તેમની ખાહેશ પ્રમાણે બગીચા તથા અગુર મળે છે

ઇન્ના ખેઅરઝ ઝાદિત્તકવા (કુરાન શરીફ)

**અર્થ**—બેહતર તોશો—ભાયુ એ તકવો (પરહેજગારી) છે

કાયમદીન, ખાને પીનેકી પરેજ કરના, એ તકવા[1] ફાઝીલોકા જાન,
ખુદ ભુલ બેખુદ હોના, એ તકવા આશકોકા પીછાન
કાયમદીન, જોગ ઝેહાદ[2], જોરસે કરામત સદા ચલાય
સુરત ભેદ જાને નહી ઔાર બડે ઔાલીયા[4] કહેલાય
કાયમદીન, બદગીકે જોરસે દેવે સાઇ ભાડા
એ ઘર સીધ્ધીકા હે, સીદ્ધાત ભેદ કુછ ન્યારા,
કાયમદીન, સીધ્ધ તો ઉસે કહીયે જો ફલે જીભકા બચન,
સીધાતપણા સાઇ હય જો સુનમે હોવે મગન
કાયમદીન, ભેદ સીધ્ધાતકા કોઇજ વિરલા પાવે

૧ પવિત્રતા ૨ ચોપડીના ઇલ્મવાળા ૩ બદગી ૪ મહાત્મા

સીધ્ધપને કે પડછેસે[5], નામ અવલીયા ધરાવે
કાયમદીન, સબ સ્હેલ હય, મહુત, શેખ, ગૌસ, અવલીયા, પીર,
સો બાત, મુશ્કેલ હય, હોના ફના ફકીર
કાયમદીન, મેં ગરીબ યતીમ[6] હું, સો ફના નહી મન્જુર
કામીલ ફકીર સો સહી, જીસ્મ[7] ભુલ, નુર ઇસ્મસે[8] હોવે હજુર
કાયમદીન, બાહેરકી બેહોશી હોવે, ભીતર હોવે હુશીયાર
યેહી ભેદ હે ફનાકા, સો દેખે નુર દીદાર
કાયમદીન, ખલક યુ જાને, ઘરબાર છોડ, ગરીબ હો, બેઠ રહે છુપે હો એક ઠામ
જો આયા સો ખાયા ફના તાકા[9] નામ
કાયમદીન, ફનાકે માએની એ નહી કથની મથની જાન,
સો ભેદ કુછ ઐાર હય, જીવતે મીલે રહેમાન
કાયમદીન, કેતેક યુ ઠેરાએ, નૈન, કાન, મુડે[10] હોવે અજવાલ
કાન મુડે શોરશાર હોય, ઉસીકો કહે કમાલ
કાયમદીન, કેતેક દમકો સોસે,[11] દમ્મે દવાર[12] ચઢાવે
સાસ ઉસાસ અજપા[13] જપે તાકો કામીલ ઠરાવે
કેતીક ખલક બાતીન ઝીકર[14] કરે, કીતનીક દુટીનાલસે[15] ધ્યાન લગાવે
કેતેક ચામ દીલેકો[16] દેખે તાકો કામીલ ઠેરાય
કેતેક છીલ્લે* બેઠ ભુખે રહે, કેતેક મુનીવર+ હો સવા પહેર ઓઝલમે× રહે

---

૫ કરામત, ૬ અનાથ, ૭ શરીર, ૮ નામ, ૯ તેનુ, ૧૦ વાળ કાઢી નાખવા, ૧૧ દમ ઉપર ચઢાવે, ૧૨ બે આખની વચ્ચે છીદ્ર છે તે, ૧૩ જાપ જપવો, ૧૪ દીલની ઝીક્ર એટલે દીલમા મોઢે બોલ્યા વગર બદગી થાય છે તે, ૧૫ નાભી ચક્રપર ધ્યાન લગાડવુ, ૧૬ શરીરનુ હૃદય.

* છીલ્લો કરવો જેમા ખાવાપીવાની પરેજી કરવી પડે છે.
+ મૌનનુ વ્રત લેવુ એટલે મુગા થઇ બેસવુ. × એકાતમા રહેવુ

કેતેક ઇલ્મ દાવત પઢ કરામત ચલાય તાકો કામીલ કહે
કેતેક સબઘટ અલ્લાહ જાને, કેતેક જીન્નતમેં બતાવે
કેતેક આપસે આપ ખોવે તાકો કમાલ ઠેરાવે
કાયમદીન, કેતેક પરહેઝ કરે, કેતેક જીવહિંસા* પલાવે
કેતેક પડછા દેખાવે તાકો કામીલ ઠેરાવે
કાયમદીન, એ સબ મન સમજાવના, અગમ ઘર કુછ જુદા
સો ભેદ કુછ ઓર હય જીસસે મીલે ખુદા
કાયમદીન, સબ કામીલોંકી નજદીક યે કમાલીયત નહી હય મગર
યે ઇબાદત ઝહેદ ‡ હય, હકકા મીલના કુચ ઔર દીગર †
કાયમદીન, કરેસ્મા, અઝમત, ગૌસ, કુતુબ, કહેલાના એ
સબ ખુદપણેકા કાર
સો બાત કુછ ઔર હય જીસે મીલે દીદાર
કાયમદીન, **અવલીયા** તો ઉસે કહીયે જીને કીયા બ્હેમ
ગેરસે વઝુ
ભીંતર સુંન મેદાનમે હુવા હક તરફ રજુ.
કાયમદીન **ફકીર** તો ઉસે કહીયે જે ખુદીપણા ખો જાય,
બે ખુદ હો, મીલે બીચ નુર, સોહી ફકીર કહેલાય
કાયમદીન, **વૈરાગી** તો ઉસે કહીયે જો વે રાહકો પાયે
સુન શીખર મેદાન, જહા ઝગમગ નુર દેખાય
કાયમદીન, **સન્યાસી** તો ઉસે કહીયે જો સર્વ વસ્તુકા નાશ કરે
એક અગમ અગોચર અલેક હય તાસે ધ્યાન ધરે
કાયમદીન, **પીર** તો ઉસે કહીયે જો પીયુસે પ્રેમ ધરે,
નાસૂત, મલકૂત, જબરૂત, લાહૂત તક સફર કરે
કાયમદીન, વરતીયા તો ઉસે કહીયે જો બ્હેમ ગેર કા વરત લાવે
ખુદી પ્રમાદ ઓડે નહી સોહી વરતીયા કહાવે
કાયમદીન, બ્રાહ્મણ તો ઉસે કહીયે જો ફના કાશીમે ન્હાય
ગગન ડેરેકા ઘટ બજાવે, નુર પુજા કો જાય
કાયમદીન, મહાત્મા તો ઉસે કહીયે જો બ્હેમ ગેરકો છોડે

---

* કોઇ જીવને દુઃખ નહી દેવું ‡ પવિત્રાઇ † જુદું

પ્રેમ ધોલે, સુરત સુને ધ્યાન ભીતર જોડે
કાયમદીન, કાનફટા તો ઉસે કહીયે જો કામ ક્રોધકે ફાડે
ખુદ પના, સંસાર છોડ, જો ગગન ગુફામા જા રહે
કાયમદીન, કાઝી તો ઉસે કહીયે, જો તોહીદ રવાયત કાઢે,
ફનાકા દુરરા [1] લેકર ખુદી ગુનેહગાર કો મારે
કાયમદીન, મુલ્લા તો ઉસે કહીયે જો તનમે સુરતકી બાગ દેવે
ફના હોઝમે વઝુ કર, હકસે હઝુર રહે
કાયમદીન, અસ્તરી તો ઉસે કહીયે, ખુદી નામહેરમ [2] કી
સુરત ન દેખે
વ્હેમ ગેર લોકોસે પડદા કરે, નઝર કીસીકે ન પડે
કાયમદીન, મરદ તો ઉસે કહીયે, જો વ્હેમ ગેર ચોરસે લડે
ફના તલવાર લે ખુદી દુશમન કો કતલ કરે
કાયમદીન, પીર તો ઉસે કહીયે જો પીયુ પરગટ દેખાય,
તોહીદસે વાકેફ કરે, સોહી પીર કહેલાય
કાયમદીન, મુરીદ તો ઉસે કહીયે, જો મુવે પહેલે મરજાય
હક નુર દીદારકી મુરાદ પુરી પાય
કાયમદીન, મુરશીદ તો ઉસે કહીયે, જો મરમ તોહીદ બતાયે
બાતીન કી સફર કરે, ઉસે હક દર્શન દેખાવે
કાયમદીન, તાલેબ તો ઉસે કહીયે, જો તલબ હક કી પાય
અલેક નુરસે મગન રહે, સોહી તાલેબ કહેવાય
કાયમદીન, હઝાર બાતોકી એ બાત, જો ખુદપને કો ખોવે
એ ખુદ હો, સુન શીખર પર નુરી તમાશા જોવે
કાયમદીન, જીતી બાત મ્હારકી, ઉસમે નહી જરા લીઅઝત
ભીતર દેખ દીદારકો, રહે સદા અલમસ્ત
કાયમદીન, ઇલમ, દાવત, અઝમત, પરછા કરામત ચલાય,
મુનીવર હો, ખુણે બેઠ રહે, મા કુછ ઓલીયા ન કહેલાય
કાયમદીન અવલીયા તો ઉસે કહીયે, જો ઓકાત સુખ ભુલાય

---

૧ ડાગ ૨ જેને જોવાનુ રવા નથી તે

સીધ્ધાત સુનમે નુર હુય, વ્હા વાસીલ એન હો જાય
કાયમદીન, સીધ્ધાત તો ચીને નહી, જોગ, ઝહોદ કમાવે
કયા સાહેબ કે તન યા ઘાટ હુય, જો તુજ કને દોડ આવે
કાયમદીન, સાહેબ નિરજન, ઘટઘટ ઉસકા બાસ,
સુધીયા ભુલે તનકી, તો હોવે ઘટ પ્રકાશ
કાયમદીન, સીધ્ધપણેકે લોક બડાઇમે મસ્ત રહેવે,
આપ તો પાકજાત કહેલાવે, ખલકકો નાપાક કહેવે
કાયમદીન, ઔરકો ભુડે કર, આપકો હાઝર માને,
અવલીયા નામ ધરાયા સોબી ખાલેક ન જાને
કાયમદીન, ખલક દીવાની કરામત પર ભુલી જાય,
સીધ્ધાત ભેદ દીદારકા તાકા મરમ ન પાય
કાયમદીન, કરામત તો પાપી હુય, ઇસ્સે કુછ પેટ ન ભરાય,
ચીન લે અગમ નુરકો, જન્મ મરણ ભય જાય
કાયમદીન, સીધ્ધાત ઘરવાલેકા સ્હેજે કારજ થાવે,
હો રહા હોય સો હો રહે, ખુદીપણા ન લાવે
કાયમદીન, જો ઘટ સ્હેજ હુય, સો વહેદત એન રહેમાન,
વ્હા નહી પડછા પુજા કા દુતીયા દુઇ ગુમાન
કાયમદીન, ચાહે દીદારકો, પકડ સ્હેજ કા ઘર,
"હુમ પાક હે, તુમ દુર રહો", એ બાતા દુર કર
કાયમદીન, ચાહે સ્હેજકો, વ્હેમમે દુર રહે, કીના છોડ
ના દેખ બીએ તનકે, સુરત સુનમે જોડ
કાયમદીન, એ શબ્દમે તુરત બધન બધાય
સુરત અધબીચમે પીછી ફીરે, સો અભીમાન મનમે આરે
કાયમદીન, ના તુ ભાગ જા, ઓર ના કીસે હાંક કાઢ
સ્હેજ સુનમે મગન રહે, એ દોનો વચન નીવાડ
કાયમદીન, ઇસ કારણ કહા, ઇસ રાહ અભીમાન આયે
કામ, ક્રોધ દોનુ પ્રગટે, વ્હે પ્રેમ મીટ જાય
કાયમદીન, સ્હેજ ઘરમેં નહી જોગ સીધ્ધાઇ

નહી આપાપના, નહી પરછા પુજા કાઇ
કાયમદીન, સ્હેજે પ્રેમ આવે, સુરત ઉલટ ગગન જાય,
દુલ્હન પ્યારા પરગટે સો નુર નુર દેખાય
કાયમદીન, સ્હેજે છાડે નૈન, આપા દોષ મીટ જાય
સુરત દુરસ્ત જો પેદા હોય, સો અગમ ગઢ ચડ જાય
કાયમદીન, દુજી રાહસે પીયુ કભી ન પાવે
સ્હેજ ઘરકી રાહ ચલે, પલમે ધામ કો જાવે
કાયમદીન, સ્હેજ ધુનકી લગાકે, હોશ જીસ્મકે બીસરે
સુરતા બાતીન સફર કરે. સુન શીખર પર ચઢે
અખડ નાદકા શોર હે, બીચ સુન મેદાન
શાહ કાયમદીનિ સો ગઢ પર પઢે જહા ઝલકત નુર નીશાન.



## દર મારેફતે હકેતઆલા

ઇન્નમા ઇલાહોહોકુમ ઇલાકુમ વાહેદ લાએહા ઇલ્લા હોવર રહમાનુર રહીમ

**અર્થ**—તમારો ખુદા તો એકજ છે તે ખુદા સિવાય બીજો કોઇ ખુદા નથી અને તે રહેમાન અને રહીમ છે

કાયમદીન, ગેર ખુદાકી કોઇ નજર ન આવે
જહા દેખુ વ્હા એક રહેમાન દિખાવે
કાયમદીન, સ્હેજ લશ્કરસે ફના લડાઇ લડે
મોહરા તોડ મ્હેવાસકા, અગમ ગઢ પર ચઢે
કાયમદીન, સ્હેજ કા બખતર પ્હેન કર, લગાઇ પીયાસે પ્રીત
પ્રેમ ઘોડે પર અસ્વાર હો, લીયે અગમ ગઢ જીત
કાયમદીન, પ્રેમ ઘોડે પર જબ સુરત હુઇ અસ્વાર,
ચઢ ગયે અગમ ઘઢકો, જહા ઝલકત તેજ અપાર
કાયમદીન, સ્હેજ શમશેરસે માર મેહવાસી ભગાયે
ચઢ અગમ ઘઢકો જીત, શાહીદા બજાયે

કાયમદીન, કાયા નગરમેં દુવાઈ અદલ ફીરાઈ
પીયાલા પીયા પ્રેમકા, સો પરગટ જોત જગાઈ
કાયમદીન, સુન મેદાનમે લીયા સુરતને ખાસ,
જીસ પીયા કો બાહેર ઢુંડતે, સો દેખા ઘટ પ્રકાશ
કાયમદીન, આપ જેસા રાજા, ઓર કાયા જેસા વજીર
યે સંગાતી માર લીયે, સો નીર્મલ હુવા શરીર.
કાયમદીન, લાલચ જેસા ચાડીયા, ઔર દુતીયા[1] જેસી ચોર
યે સબકો મારતોડ, કર ડાલ કમજોર
કાયમદીન, હીરસ[2] જેસા ગરાસીયા, ઔર કુડ[3] જેસા હે શેઠ
ફુના ફોજસે મારે તાકો, ઓર ગિરાવે હેઠ[4]
કાયમદીન, માયા જેસા પટેલ, ઓર લોભ જેસા હુવાલદાર
પ્રેમ કેરી બરછીસે તાકો ડાલે માર
કાયમદીન, કાળ જેસા કોટવાલ, ઓર દુતીયા જેસા દેસાઈ
પીયુ પીછાન લશ્કરસે, દોનો દીયે નમાઈ
કાયમદીન, હુંકાર[5] જેસા પુતલા, ઔર મન મહેવાસ
જ્ઞાન ફોજકી ચોકીસે, દોનો ગયે નાસ
ઐસે મેહુવાસ તોડકે લીયા અગમ ગઢ ચીન,
દરશન નુર દીદારમેં મગન ભયે શાહ કાયમદીન



કુન ફિદ-દુનિયા કાઅન્નકા ગરીબુન અઓ કઆબેરી સબીલિન. વ અદ્દા નફ્સકા મિન અસ્હાબિલ કુબૂર.

**અર્થ**—દુનિયામા તુ ગરીબીથી અને મુસાફરની માફક ચાલ અને પોતાને મરેલાઓ જેવો સમજ

---

૧ દ્વૈતપણુ, ૨ લોભ, ૩ જુઠુ, ૪ કેટલીક નકલોમા "હમેશા ખેડ ખેડ" એવા શબ્દો છે, ૫ અહંકાર

કાયમદીન, શીતલ તેગસે કામ, ક્રોધકો માર
બેશુધ કે ધ્યાનસે* ખબર તનકી બીસાર
કાયમદીન, એક ધ્યાનસે વ્હેમ ગેર દુર કર
ઇંધર ધ્યાન અજાન હો અગમ ગઢ કો ચઢ
કાયમદીન, ફના કટારસે અભીમાન કો ફોડ
અદ્વૈતકી બદુકસે ડહાપન વખાન તોડ
કાયમદીન, હરખ, સોક કો પ્રેમ છુરીસે કાટ,
મન મસ્તાન સાંઢ કો પિરો જ્ઞાન કી નાથ[1]
કાયમદીન, હરસ, લોભ કો માર સોહુબત[2] કે તીર
ફના દરીયા કે જલસે શક ધો, હો અલમસ્ત ફકીર
કાયમદીન, કાલ ક્રોધકો માર, સમજકે ભાલ,[3]
કુ બુધ્ધી કાલક ઉડાદે, ફીર મસ્ત હો હર હાલ
કાયમદીન, ખુદપણા ખો એસી રહેણી લાવે,
લ્હેર પ્રેમ કી ઉલટે સો પ્રગટ દીદાર પાવે



## દર આરેફતે હક તઆલા

---

**ફના ફિશ્શેખ ફના ફિર્રસૂલ, ફના ફિલ્લાહ, બકા બિલ્લાહ**

**અર્થ**—મુરશદમા ફના થવુ રસૂલમા ફના થવુ ખુદામા ફના થવુ, અને ખુદામા મળી હમેશગીમા કાયમ થવુ

[જ્યારે માણસ ધ્યાન ધરે છે ત્યારે મુરત કેવી તરેહ ઉપર ચઢે છે તે આમા સમજાવ્યુ છે]

---

* અહી બેધ્યાન રહી, તનની ખબર વીસરી જવાથી બાતીનમા એટલે દીલની અદર ધ્યાન લાગે છે

૧ મન જે મસ્તાન આખલાની માફક છે તેને જ્ઞાનની નાથ પોરવી કાબુમા રાખ ૨ ગુરૂની સગત ૩ ભાલો, સમજના ભાલાથી કાળ અને ક્રોધને મારવો

કાયમદીન, આપસ ભુલકર, મુરશદ તસવ્વુર લાવે*
તસવ્વુર હઝરત રસુલ હો, હક દરશન દેખાવે
કાયમદીન, આપસ છોડકર, ઉલટી ચાલ ચલે,
જા પોહોચે અગમ ઘાટકો, જહા નુર તુર ઝલમલે
કાયમદીન, બદસે અબદ[1] હો, સુરત સુન મે ચલાય
જા પોહોચે ઉસ મેદાનમે જહા ઝલમલ નુર દેખાય
કાયમદીન, આપ ન બુજ હો,[2] ઔર બુજ સુરત ચલાય
અધારા અગોચર ફોડ કે, જલતી જ્યોત દેખાય
કાયમદીન, સબ ઘાટ [3] મીટાકર, સુન મે આપ કહેલાય
સુરત નીરાલી હો ચલી, જહા ઓહંકાર સોહંકાર સુનાય
કાયમદીન, કથન, મથન, ડહાપણુ, જ્ઞાન વિકાર[4]
સુરત બીચારી કયુ ચલે, બડા એસા સીર ભાર
કાયમદીન, યે સબ દુર કરે આર સુનમે આપ સમાય
સુરત નીરાલી હો ચલે, જહા નીશાન નુર જલ જલાય
કાયમદીન, શહસ્ર કમલ[5] છોડ, આર આગે સુરત દોડાય,
બ્હેસ્ત, હઝરત, તુર છોડ કર, નુર અલેકમે જાય
કાયમદીન, ગગન મડલમે, અનહદ શબ્દ સુનાય,
રૂપ, અરૂપ, નુર ઉછલ ઉછલ ફીર ઉસમે સમાય

---

* પોતાને ભુલીને મુરશીદ અથવા ગુરૂનો તસવ્વુર એટલે ધ્યાન ધરે તો પહેલા ગુરૂ દેખાય, પછી રસુલ દેખાય અને પછી ખુદાના દર્શન થાય

૧ અબદ—હમેશગી એટલે અદીયતમાથી છુટી હમેશગીમા મળી જા. ૨ પોતાપણુ ભુલી જઇ, બાહેરથી બેહોશી અને અદરથી હોશમા રહેવુ ૩ બધા સ્થાનો છોડી ને સુન સ્થાને જાય ત્યારે પોતે શુ છે તેનુ સ્હેજ જ્ઞાન થવા માડે છે ૪ કથની, મથની, એટલે ચોપડીનુ વાચેલા અને લોકને મોઢે સાભળેલા જ્ઞાનથી એક પ્રકારનુ અભીમાન થાય છે તે અભીમાન ખુદાઇ માર્ગમા મોટુ વિઘ્ન રૂપે છે ( અલ ઇલ્મો હિજાબુલ અકબર ) કારણ કે ઇલમ એ પણ એક પ્રકારનો પડદો છે

૫ મસ્તકમાનુ ચક્ર, બ્રહ્મ ચક્ર

કાયમદીન, નુર સેં કારમેં કોઇ શુરા સુરત ધરે
કચ્ચા પાત્ર જોવે તો, દેખત ચમક મરે.
કાયમદીન, જલાલીયત [1] જોર હુય, અનહુદ તેજ અપાર
બાર મીસાલ ગોટે ઉઠે, નહીં નુરકા પાર
કાયમદીન, જબ લગ યે તન હુય, તબલગ રહે હ્વાર,
સુરત હઝુર નીરખ કરે, નુર અપરમપાર
કાયમદીન, જબ પડે એ તન ઠીકરા, ભીતર તબ ચલાય,
તેજમે તેજ મીલ રહે, જ્યુ જલમે જલ સમાય
કાયમદીન, સો પાવે દીદારકો, જો સતગુરૂ કે ચરને લાગે,
પાચ પચીસ સબ છુપ જાય, જનમ મરન ભય ભાગે
કાયમદીન, કથની મથનીસે, એક ચોર વશ ન હોવે,
સતગુરૂ સાહેબ મહેર કરે, તો સબ દુખ દીલકા ખોવે
કાયમદીન, સાખી શબ્દ સુન, કથની મથની કમાય,
લાખ બરસ તક શીર કુટે, તો બસ્તુ હાથ ન આય.
કાયમદીન, સતગુરૂ કોટી કરમકો પલમે ડાલે ખીમાય,
ઘસ કસ કર સાફ કરે જનમ મરન ભે મીટાય
કાયમદીન, નહી કુચ ઔર હુય, જોથા સોકા સો,
ખુદ પણા બીસર ગયા, રહા સો બેખુદ હો



**આમાં મુરશીદ અથવા ગુરૂ કરવાની જરૂરીયાત બતલાવી છે.**

મલ્લા શએખા લહુ, લા દીના લહુ, વ મલ્લા દીના લહુ જઝબ લહુ, વ લા ઇરફાના લહુ, વલા ઉન્સા લહુ અલ અવલીયાઓ તહતા કબાઇ લાયા રેફાહુમ ગયેરી (હદીસ)

**અર્થ**—જેને પીર નથી તેને દીન નથી, દીન નથી તેનામા જોશ નથી (એટલે આકર્ષણ શકતી નથી), તથા તેનામા ખુદાઇ જ્ઞાન નથી તથા

---

[1] પ્રભાવ, પ્રતાપ, તાપ

ખુદાનો પ્રેમ પણ નથી ઓલીયા મારા જુબ્બાની નીચે છે મારા સિવાય એમને કોઇ ઓળખી શકતુ નથી

કાયમદીન, નહી મુરશદ કામીલ, તબ લગ નહીં હકકી પીછાન,
વોહુ દીન પીછાનસે બાહેર હય, ઉસ્કા પીર શેતાન
કાયમદીન, પીર દો ભાતકે, એક હકીકી, એક મીજાઝી
પીછાન,[1]
મીજાઝી બીચ આયતા પઢાવે, હકીકી દેખાવે રહેમાન
કાયમદીન, મીજાઝીમે કુચ નફા નહી, હકીકી ભરપુર નુર,
મુરાકીબા કર ઇરફાન ખોલે[2], દિખલાવે એન હઝુર
કાયમદીન. શાસ્ત્ર પઢેસે હાથ કછુ ન આવે,
ચીનલે બ્રહ્મજ્ઞાનકો જો પરગટ દરશન પાવે
કાયમદીન, અંધે ગુરૂસે નહી હોવે કારજ તેરા,
સુખ ચાહે દીદારકા, હો સતગુરૂકા ચેલા
કાયમદીન, ચેલા હો સતગુરૂકા, તો બ્રહ્મજ્ઞાન બતાવે,
બંધ કર્મકે તુટ જાવે,[3] મુકતી સ્હેજે પાવે
કાયમદીન, સતગુરૂ ઉસે કહીયે જો બ્રહ્મજ્ઞાન બતાવે,
શાસ્ત્ર, ક્રિયા, કર્મ, તીર્થ, સબી લે છોડાવે[4]
કાયમદીન, વરત, ક્રિયા, કથની શાસ્ત્ર છોડાવે,
મહેરમ કરે,[5] ઘટ ખોલ ઘટમે, સોહી સતગુરૂ કહેલાવે

---

૧ પીર બે જાતના, એક હકીકી એટલે ખરા જેને ખુદાના દર્શન થયા છે અને જે દર્શન બીજાને કરાવી શકે છે બીજા "મજાઝી" એટલે નામના, જેમનુ ધર્મનુ જ્ઞાન ફકત ચોપડીનુજ છે તે લોકે ખુદાના દર્શન કર્યા નથી અને કરાવી શકતા નથી ૨ મુરાકેબા–ધ્યાન કરવુ ઇરફાન, ખુદાઇ જ્ઞાન ૩ કર્મના બંધ તોડી સ્હેજમા મુકતી અપાવે ૪ બ્રહમ જ્ઞાન એટલે મારેફતનુ જ્ઞાન સંપુર્ણ કરવા માટે આગળ ચાલતા ક્રિયા, કર્મ, તીર્થવર્ત, બધુ છોડવુ પડે છે, અને તે છોડવાનો જીજ્ઞાસુનો જીવ થતો નથી પણ કામીલ ગુરૂની મહેરબાનીથી છુટે છે

૫ ઘટ એટલે દીલ ખોલી ભેદી વાતો કરે. મહેરમ કરે એટલે ભેદની વાતો સમજાવે

કાયમદીન, ચેલા હો સતગુરૂકા, બ્રહ્મજ્ઞાન બતાવે,
અંધે શાસ્ત્ર, અંધે ગુરૂ, દરશન કભી નહી પાવે.
કાયમદીન, બ્રહ્મજ્ઞાન રાજા હય, ઔર સબ ધર્મ રઇયત કહેલાવે,
પકડ લે બ્રહ્મજ્ઞાન કો, મુકતી ફલ તબ પાવે
કાયમદીન, સબ મીલ શાખ પુરે હમસે બ્રહ્મજ્ઞાન ઉંચા,
જીને ચીના બ્રહ્મજ્ઞાનકો સો મુકતીકો પોહોચા
કાયમદીન, શાસ્ત્ર પથમે રહે, મુકતી કબુ ન પાવે,
ચેલા હો સતગુરૂકા, તો બ્રહ્મજ્ઞાન બતાવે
કાયમદીન, મુસલમાનીમે જો ઇલમે તોહીદ કહેલાવે,[1]
વાસેલ હક હોવે જો, વો ઇસ ભેદકો પાવે
કાયમદીન, મુસલમાન તોહીદ કહે, યે ભેદ સબસે ન્યારા,
જો બુજે ઇસ ભેદકો, સો હોવે હકકા પ્યારા
કાયમદીન, જબ મેહર કરે મુરશદ કામીલ, તબ તોહીદ બતાવે,
વાકેફ કરે, ઘટ ઘુઘટમે, પરગટ પીયુ દેખાવે
કાયમદીન, હઝરત હદીસ કહી જો ખુદી આપસકી ખોવે,
[2]ઇઝા અન્તુ મુલ ફુકરા, ફેહોવલ્લા હો રહેવે
કાયમદીન, મુસલમાન તોહીદ કહે હીંદુ કહે બ્રહ્મજ્ઞાન,
બોલી ફેર નામ હય ઔર દોનુ એક હય જાન
કાયમદીન, શાસ્ત્ર ધર્મસે પાવે તો મજુરા[3],
જબ લગ કરે ચાકરી તબ લગે પાવે અજુરા
કાયમદીન, શાસ્ત્ર સદા ભીખારી, બ્રહ્મ જ્ઞાન કીમીયા કહેલાવે,

---

૧ બ્રહ્મ જ્ઞાનને ઇસ્લામમા ઇલ્મે તોહીદ એટલે ખુદાઇ એકતાનુ જ્ઞાન કહે છે અને ખુદા સાથે જે મળી જાય છે તેને "વાસેલે હક" કહે છે. એ જ્ઞાન એકલા શાસ્ત્રો વાચ્યાથી અથવા શાસ્ત્રો જે ક્રિયા બતાવે તેટલીજ ક્રિયાથી મળતુ નથી પણ તેને માટે ગુરૂની જરૂરીયાત છે ૨ જયારે તમે સાચા ફકીર થાઓ ત્યારે ખુદામા જેહા તેવા થઇ શકો છો ૩ શાસ્ત્ર મુજબ બંદગી કરવાથી ફકત તે બંદગીનુ તેટલુ ફળ મળે છે એ મજુર પૈસા સારૂ મજુરી કરે તેવુ છે.

જો ચીને બ્રહ્મજ્ઞાનકો સો અમર મુકતી પાવે
કાયમદીન, તુજ કારણુ કહા, તેરે મન માને તો કર,
ઇસમે હમારા કયા જાયગા, સદા ભટકતા ફિર
સતગુરૂ કેરી મેહરસે ચીના અનહદ તુર,
શાહ કાયમદીન ખુદ ભુલ, દેખા નીર્મલ નુર



**આમાં પણ સદગુરૂની જરૂરીયાતનું વ્યાખ્યાન છે**

**ફના ફિલ શેખ, ફના ફિરરસૂલ, ફનાફિલ્લાહ, બકા બિલ્લાહ.**

**અર્થ**—પીરમા ફના થવુ, રસૂલમા ફના થવુ, અલ્લાહમા ફના થવુ, અલ્લાહમા હમેશ માટે મળી તેમાં કાયમ થઇ જવુ

કાયમદીન, સતગુરૂ ઉસે કહીયે, જો ચારૂ વેદ ભુલાવે,
બ્રહ્મ નીરજન રૂપ મેં એકા એક હો જાવે
કાયમદીન, સતગુરૂ ઉસે કહીયે, જો હુવા, હોગા મીટાવે,
બ્રહ્મ, વ્હેદત[1] દરીયાવમે એકાએક હો જાવે
કાયમદીન, યે ભુલ દીદારકી, જો બુજે વેદ ધરમ[2]
વેદ કથની દુર કર, મીલ રહે બીચ બ્રહ્મ
કાયમદીન, સાહેબને અવતાર લીયા યુ બતાયા જ્ઞાન,
એ જ્ઞાન ઘટસે દુર કર. પાવે એન રહેમાન *
કાયમદીન, યુ કરે યુ હોગા, એ નહી કુછ બ્રહ્મજ્ઞાન,

---

૧ એકતાઇ ૨ વેદ વાચવુ એટલે ધર્મ પુરો થયો એમ માનવુ એ ભુલ છે સરખાવો "Religion is Realisation" Swami Vivekananda

* ખરેખરો ખુદા આમા અવતારની વાત બાજુએ મુકી ખરા ખુદાની તરફ જવાનુ બતાવ્યુ છે

બ્રહમજ્ઞાન તો વો કહેલાવે, જહા નહી ભજન રામ ને રહેમાન+
કાયમદીન, ઉલટી સુરતસે ચીન લીયા સુન મેદાન,
અરસપરસ દો એક હુવે, તબ કોન કીસે કહે રામ ઔર રહેમાન.
કાયમદીન, સાહેબ તો ભરપુર હય જો સુરત તનકી મિટે [1]
પ્રેમ પ્યાલેકી લ્હેર આયે, સો ઘટમે પીયુ પ્રગટે
કાયમદીન, આત્મા ભુલ કર, પરમાત્મામે મીલ રહેવે,
સો ભજન કીસકા કરે, કીસકો સાહેબ કહેવે
કાયમદીન, જો ઘરસે આયાથા, તામે પીછા મીલા.
અબ ભેદ જ્ઞાનકો કોન કથે,[2] જબ હુવા ફના ફીલ્લાહ [3]
કાયમદીન, સ્હેજ પ્રેમ પીયા, ઔર મીટી તષ્ણા, આશ,
તીન મકાન કો છોડ કે, લીયા અલેકમે બાસ
કાયમદીન, સતગુરૂ, ઉસે કહીયે, જો દીદારમે મીલ જાવે,
અલેક નુર દીદારમે, આપ ઢુઢા ન પાવે
કાયમદીન, સદગુરૂ ઉસે કહીયે, જીને ચીના દીદાર દરીયા,
અલેક ભીતર મીલ રહા, સો દરીયા પાર કીયા
કાયમદીન, ઐસે સતગુરૂકો, જો કોઇ ચેલા પાવે,
પડદા બીચકા ઉચક કર, પરગટ નુર દિખાવે

---

+ જ્યારે ખુદાના દર્શન થાય છે ત્યારે બદો અને ખુદા બન્ને એક થઇ જાય છે તો પછી રામ અને ખુદા કોણને કહેવો ? હીંદુઓ રામની યાદી કરે છે અને મુસલમાનો ખુદાની યાદી કરે છે પણ જ્યારે ખુદામા મળી જાય છે તો પછી બીજી યાદી રહેતી નથી

૧ ખુદા તો ઘટમાજ છે, પણ "આ શરીર તે હુ છુ" એવો ખ્યાલ મનમાથી નીકળે ત્યારે તે પ્રગટે છે જ્યારે ઘટમા પીયુ પ્રગટે ત્યારે આત્મા પરમાત્મામા મળી જાય છે જ્યારે બન્ને એક થઇ જાય, ત્યારે કોણ કોના ભજન કરે અને કોની બદગી કરે ?

૨ કથવુ એટલે કહેવુ, વાચવુ

૩ ફના ફિલ્લાહ=ખુદામા મળી જવુ અથવા ફના થઇ જવુ.

કાયમદીન, સતગુરૂકી મેહેરસે, ચેલેકા હોવે ભાવ,[1]
દીદાર નુર તબ પરગટે, જો હોવે એસા બનાવ
કાયમદીન, બીના સદગુરૂ, બસ્તુ[2] હાથ ન આવે,
મન માને એસે શાસ્ત્ર ધર્મ પાલે, દીદાર કબુ ન પાવે.
કાયમદીન જો ચહાવે દીદારકો, જા કહે સદગુરૂકો બતાય,
બીન કહે કયા પરવા હે, સતગુરૂ જ્યોત જગાય
કાયમદીન, ઇસ રાહસે વસ્તુ, પ્રકાશ તબ પાય,
મુસલમાનકી દોઝખ મીટે, હીંદુકી ચોરાશી[3] જાય
કાયમદીન, રાહે વેહદત,[4] બીન પીયુ કબી ન પાવે,
દોનો[5] ફીરે ભટકતે, સો ભુલે ધકકે ખાવે
કાયમદીન, ઇસ રાહકા નામ નહી, યે નનામી[6] જાન,
જો ચીને નનામી મેદાન, સો પાવે નુર રહેમાન
કાયમદીન, નહી ધર્મમે નહી શાસ્ત્રમે, યે કુછ ભેદ હે ન્યારા,
સ્હેજે ઉલટ ચલાયા ઉને દેખા તેજ અપાર
કાયમદીન, ઉને યે રાહ પાઇ, જીને કીયા વ્હેદત ખેદ,
સતગુરૂ પુરા વો સહી, જીને બુજા ઉદબુદ ભેદ
જહાં નહીં પાપ નહી પુન, ઉન ઘર લીયા બાસ,[7]
શાહ કાયમદીન ખુદ નહી, એ નુર અલેક પ્રકાશ[8]

---

૧ ઇચ્છા    ૨ ખુદા    ૩ લક્ષ ચોર્યાસીનો ફેરો    ૪ એકનાદનો રસ્તો    ૫ હીંદુ, મુસલમાન

૬ નનામુ=નામ વગરનુ

૭-૮ ત્યા રહયો છે વાસો કર્યો છે જે ગ્યાને પુન અને પાપ જેવુ કાઇ રહેતુ નથી ત્યા કાયમદીન છે, અને એ કાયમદીન નથી પણ અલેક નુરનો પ્રકાશ છે



[શરીઅતની સમજણ ઘણાક જાણે છે. મારેફતની સમજણ થોડાજ જાણે છે]

**અસ શરીયતો અકવાઅલી, વલ મારેફત્તો રાસલ મઆલી.**

**મારા વચનો છે તે શરીઅત છે અને મારી બુલદી છે તે મારેફત છે**

કાયમદીન, બાત ઝાહેરકી ખલક સબહી જાને,
જો બાત બાતીનકી હય તાકો નહિ પીછાને
કાયમદીન, જાહેરમે ઉધાર હય, કયામતકો દેખે દીદાર,
બાતીન વાયદા નગદ હય, તુરત મીલે દીદાર
કાયમદીન, ખલક સબ હદકી, જાને નામ સીફાત,
ઐનુલ હક[1] અનહદ હય, ઉસે ન ચીને કોઇ જાત
કાયમદીન, હઝાર ભાતકે સીધ્ધાત, ન બુજે કોઇ,[2]
બુજે સોઇ વહેદતકો આશક ઐન જો હોય
કાયમદીન, ન્યારા ખેલ હય, બીન પુસ્તક કીતાબ,
જો ચીને ઇસ ભેદકો સો પાવે આપમે આપ
કાયમદીન, ઇસ રાહમે, નહી બદગી કે ફએલ,[3]
જો હોવે આશક ઐન, સો બુજે વ્હેદત ખેલ
કાયમદીન, ઇસ ખેલમે, નહી પરછા[4] પુજા કાઇ,
ઐન હી ઐન[5] હો રહા જીને યેહ વ્હેદત પાઇ
કાયમદીન. નહી ધરમ કરમ, નહી હે સેવા હેવા
જો ચીને ઇસ ભેદકો, સો પાવે દીદાર મેવા

---

૧ ખરો એક ખુદા છે એવુ ભાન થવુ ૨ હજાગે તગેહની ગાધ્ધી શકતીવાળા પણ એ બુજી શકતા નથી ફકત જે ખુદાના ખરા ભકત છે તેનેજ એ જ્ઞાન થાય છે ૩ કર્મ ૪ કરામત ૫ ખુદાની ઝાતમા પાછા મળી ગયા.

કાયમદીન, નહી ભજન, નહી જગન[1] નહી ધ્યાન,
એસા ન્યારા ખેલ હય બ્હા દીદાર રહેમાન
કાયમદીન, સો બુજે ઇસ ભેદકો, જો મુરશીદ કામીલ પાવે,
સોહબત[2] કુછ કર મુરશીદકી, તો રાહ વહેદત બતાવે.
કાયમદીન, બોલે સો ખુદ નહી, એ અનબોલતે[3] કા બોલ,
એકાએકજ હો રહે, અબ દીયા સો પડદા ખોલ



દર ઇલ્મે તૌહીદ

મન અહલમ અલાતા તવીલન, ફિલ મસજીદે વઝીનતુલ બદને બીલ અમામતે મનાઝેરીલ

ખલ્કે વ માકાના ફી કલ્બેહી મીનનિયાઝીલ મહબૂબે મિનસ સલાતિલ વીસાલ (હદીસ)

**અર્થ**—જે માણસ લોકોને દેખાડવા સારૂ મસ્જીદમા લાબી નમાઝ પઢે છે અને પોતાના શરીરને પાઘડીથી શણગારે છે તેથી તેને કાઇ ખુદાની નજદીકી મળતી નથી (પેગમ્બરી ફરમાન)

કાયમદીન, ઝીનત[4] કર ખુદી લાવે સો નમાઝ નહી હય જાન,
દીલ ચોતરફ મુતફરરેક[5] ફીરે, સો અમલ નફસકા માન
કાયમદીન, ભીતર ફના હઝુર રહે, બાહેર ઇત્ના ખુદીપના,
એક રમઝમે[6] ખોલ કહા, ઇસરારે[7] હક સુના
કાયમદીન, બાહેરકા ભેસ દેખકર, લોક રહે અંધા,
ઘટકે નૈના અધ હય, સો કૈસે સુઝે ચદા
કાયમદીન, બાહેરકે ભેસકો લોક તો સચ કર માને,

---

૧ જગનુ જાગ્રણ કરવુ ૨ સતસગ કરવો ૩ ખુદા
૪ શણગાર, ટાપટીપ ૫ દીલ ચોતરફ ફેલાયલુ રહે ૬ છુપો ભેદ ૭ ખુદાનો ભેદ

ભીતર નુર દીદાર હય, ઉસકો કોઇ ન પીછાને
કાયમદીન, લોક તો મુખસે બાહેરકી બાત જાને,
મુખસે ભીતરકી સમજે નહી, બાહેરકી સચ કર માને
કાયમદીન, લોક તો બાહેર કે, ભેશપર યકીન બહોત લાવે,
નૈના દીલકી અંધ હય, સો કયુ કર ભીતર પાવે
કાયમદીન, બાહેરકા તો જુઠ હય, ભીતરકા સચ કહાવે,
સુન શીખર પર નુર હય, સોહી મન હમારે ભાવે
કાયમદીન, બાહેરકા નહી ભેસ કરે, ભીતર રંગ ચઢાવે,
અલેક નુર દીદારકો, સો નીરખ નીરખ કર ગાવે
કાયમદીન, ઘટકે ઘરમે શુધ બાહેરકી ભુલાવે,
અગમ, અગોચર છોડકે, સુરત અગમ પ્હોચાયે
કાયમદીન, હરદમ હજુર હય, અગમ આકાશકી પાન.
બોલે ચાલે ખલકસે, સુરત પીયાકે પાસ
કાયમદીન, ભીતર મસ્ત હય, દેખ તમાશા નુર,
ગઇ વરભડ[1] છોડકે, પકી સુરત બહોત શુર
કાયમદીન, અગમ આકાશમે લાગી સુરત અખંડ,
ચોર થે સબ છુપ ગયે, પ્રગટા પીયુ મીનાલ ચંદ
કાયમદીનકી સુરત ઉલટ હય, નવખંડ પીયુ પ્રકાશ,
જો બોલે યહા ઘટમે, સો દેખા ઘટ ઘટ બાસ
કાયમદીન, ખુદ ભુલ બે ખુદ હો, લીયા અગમ દેશ ચીન,
પીયુ ન્યારા દેખ લીયા, દરમ્યાન સાત આસમાન ઔર ઝમીન.
કાયમદીન મસ્ત દીદારકી, બાત અલેક કી કહે,
ડાહયા[2] લોક યુ જાને એ કુચ આપા[3] હય
કાયમદીન કહે સો ખુદ નહી બોલે, બોલે નુર પ્રકાશ,
અલમસ્ત ફકીર દીદારકે રોમરોમ[4] પીયુકા બાસ
કાયમદીન બાહેરકા ભેશ દેખ, લોકો ભુલે પડે,
ભીતર નુર પ્રકાશકા પારખા કોઇ ન કરે

---

૧ બખાડ  ૨ દોઢ ડાહયા  ૩ ખુદી  ૪ રવે રવે

કાયમદીન, બાહેરકે ભેસકો લોકતો સચ્ચા બુજે,
જૈસા મન આપસકા, ઐસા ઔર બી સુઝે
કાયમદીન, હીંદુ તુલસી તીલક કર બાહેરકા ભેસ બનાવે,
લખ બરસ તક કથની મથની કરે, તો બી પીયુ ન પાવે.
કાયમદીન, મુસલમાન કલબી[1] કરે, ઔર બાહેરકા રંગ ચઢાવે,
લખ બરસ તક તસબી હુલાયે, તો બી રબકો ન પાવે.
કાયમદીન મુરશદકી મેહરસે, પડદા બીચકા ખીસ જાવે,
રોમ, રોમ પ્રેમ ઉલટે સો પ્રગટ નુર દેખાય
કાયમદીન, પહેલે જાનતા થા દીદાર હુય બ્હોત દુર,
મે બલહારી મુરશદકે જીસને પીયુ મીલાયા હઝુર
કાયમદીન, હઝુર હાજર હુય, બાહેર ભીતર સબ નુરે,
"ઐન" કે મન "ઐન" હુય, "ગૈન" કે મન દુર[2]
કાયમદીન, કેસે છુપ રહે, ઔર કૈસે મુખ છુપાવે,
"ઐન" જ "ઐન" હો રહા "ગૈન" નઝર ન આવે.
કાયમદીન, ખાવે, પીવે, હસે, બાતા કરે, અગમ સુરત લગાવે,
ભીતર નુર પ્રકાશ હુય, સો કાયકો ભેસ બનાવે
તુમ તુમારે સમજ લો, ઔરૂસે હે કયા કાર,
શાહ કાયમદીન, ખુદી ભુલકર, દેખા નુર દીદાર



જીસ્મુલ ઇનસાન નફસેહી, વ કલ્બેહી, વ રૂહેહી, વ મસરેહી વ લિસાનેહી, વ ૧-જલહી કુલ્લો ઝાલીકા ઝહરત રૂહુ નફસી લે નફસીન લા-અના વલા-અના ગેરા ઝાલેકા ર્નની અનહ્લાહો (હદીસ)

---

૧ કલ્બી ઝીકર એટલે દીલથી ઝીકર કરવી

૨ ع અને غ વચ્ચે ફક્ત એક ( )નો ફેર છે. જ્યારે غ માંથી એ નુકતો જતો રહે છે ત્યારે ع એટલે ખુદાની જાતમા મળી જાય છે. તે નુકતો ખુદીનો છે

અર્થ—માણુસનુ શરીર એ, નફસ, દિલ, રૂહ, આખ, જીભ, અને પગથી બનેલુ છે તમામ ચીજો તેને માટે જાહેર થઇ છે

કાયમદીન, અલ્લાહ એક હય, નહી કોઇ ઉસકા ગેર,
સબ ઝહુર કીરતારકા, દેખો તફહુસ[1] કર.

કાયમદીન, અરબા અનાસરકા, જમાવ મીલ બની શીકલ ઇનસાન,
અરબા અનાસર હઝરતસે, હઝરત અઝ રહેમાન
કાયમદીન, ખુદીમતી સોહી ગેર હય, સબ ફીસાદકી જડ
મરણુ જીવન ઉનકા અરબા અનાસર, રૂહ અમરકી અમર

અર્થ—[ અરબએ અનાસર એટલે ચાર તત્વ, પૃથ્વી, પાણી આકાશ, અગ્નિ ] ખુદા એકજ છે, તેના સીવાય બીજુ કોઇ નથી ત્યા તમે બારીકીથી જોશો ત્યા તમને કીરતારજ નજર પડશે ચાર તત્વ મળીને ઇનસાનની શીકલ બની, એ ચાર તત્વ રસુલુલ્લાહના નુરમાથી નીકળ્યા છે. અને રસુલલ્લાહ ખુદાના નુરમાથી નીકળ્યા છે એટલે કે ખુદાના નુરમાથી પહેલા નુરે નબી પ્રગટયુ અને તેમાથી તમામ શ્રષ્ટી પેદા થઇ છે

ગેરનો અર્થ બીજો થાય છે ખુદી મતી એટલે પોતાનો વિચાર એજ ખરો, એ અજ્ઞાનના પડદા રૂપ છે અને બધી જનજાલો ઉભી થાય છે તે એમાથીજ થાય છે મરણુ જીવન જે છે તે એ ચાર, તત્વોનુ છે રૂહ અમરનો અમર છે

કાયમદીન, બસ્તુ એક સહી, મત દુજી કહાવે,
મતમે માન મમત, મતસે ઝઘડા લાવે
કાયમદીન, મતી કાઢ, મતસે ખુદી આવે,
મતી તામસ, ક્રોધ ચઢાવે, મતી દુ ખ કહાવે
કાયમદીન, મતી દો ભાતકી, એક સીધી એક અવલી કહાવે,
અવલી મતી સે દુ ખ પાવે, સીધીસે સાઇ દેખાવે
કાયમદીન, સાખી શબ્દ સુને, ઔર જ્ઞાન હીરદે લાવે,
સતગુરૂ બીન જો રાહ ચલે, સો ભુલે ઔર દુ ખ પાવે

---

૧ તજવીજ.

કાયમદીન, ઓ હી અવલી મતી જો કોઇ કરા કરે,
સાચ જુઠ કી બ્રાત ભાગે નહી, સો ફીર ફીર ઝઘડા કરે

**અર્થ**—ખુદા એકજ છે, પણ મત મતને લીધે જુદો કહેવાય છે મતથી મમતમા પણ પડે છે અને ઝઘડા થાય છે એ મતાગ્રપણુ કાઢવું જોઇયે કારણકે નહીતર મનમા અહકાર પેદા થાય છે મતી બે તરેહની છે એક સીધી અને એક અવળી અવળી મતીથી દુખ પેદા થાય છે શુદ્ધ મતીથી ખુદાના દર્શન થાય છે સાખી શબ્દ સાભળી, હ્રદયમા જ્ઞાન પેદા કરી, સતગુરૂ જે ગહ દેખાડે તે સીધી મતી કેમકે તેનાથી ખુદાને પુગાય છે સતગુરૂ વીના ચાલવાની મતી તે અવળી મતી તેનેથી રાહ ભુલી જવાય છે અને દુખી થવાય છે સાચ, જુઠ નો વ્હેમ ભાગતો નથી અને વાગ્વાર ઝઘડા થાય છે

કાયમદીન, સો નર દુખ પાવે, જો યકીન સચ ન માને.
હોગા યા નહી હોગા, ઓ મમત દોઇ બીચ આણે
કાયમદીન, યકીન બડી ચીજ હુય, જો બસ્તુ કો પોહોચાવે.
પાચ પચીસ સબ છુપ જાય, જનમ મરણ ભય જાવે
કાયમદીન, બુદ્ધીસે રૂપા હોવે, યકીન સે પીયુ પાવે,
સતગુરૂ પીર કયા કરે, જો યકીન ઠેર ન લાવે.
કાયમદીન, યકીનકા કોડીયા કરે, દાસપણેકા તેલ બનાવે,
ખીદમતકી બતી કરે તો, સતગુરૂ જોત જગાવે

**અર્થ**—સતગુરૂ-મુરશદ પર પુરા વિશ્વાસની જરૂર છે જો ગુરૂ કહે તે ઉપર પુરૂ યકીન નહી હોય તો ફળ મળતુ નથી થશે કે નહી થાય એમ શકા મનમા ગખવાથી મમત પેદા થાય છે યકીન મોટી ચીજ છે જેનેથી ખુદા મળી આવે છે ઘટના ચોરો છુપી જાય છે અને જનમ મરણનો ભય ભાગી જાય છે જડી બુદ્ધીથી તો હલકી ધાતુનુ રૂપુ થાય, પણ યકીનથી ખુદાના દીદાર થાય, જો યકીન નહોય તો ગુરૂ-મુરશદ શુ કરી શકે? યકીનનુ કોડીયુ કરી, દાસપણાનુ તેલ કર, અને ખીદમત રૂપી દીવેટ કર, પછી સતગુરૂ તે જયોત રોશન કરશે

કાયમદીન, સાખી શબ્દ સુને, ઔર મમતા ઝઘડા લાવે,
સતગુરૂકો કયા પરવા હે, જો જ્યોત પ્રકાશ જગાવે.

કાયમદીન, શીર સાટે એ પ્રેમ લીયા, સો તુજસે કયુ ડરે,
તેરે મન માને સો કર લે, યા જરા ના ગડબડે
કાયમદીન, મસ્ત દીદાર કે તુજસે કયુ ડરે પાજી,
આશ ના રખી એ જીવનકી સો કયા કરે મુલ્લા, કાજી,
કાયમદીન, નહી હીદુ નહી મુસલમાન, રહે અલેક કી પાસ
નીચ ઘરકી કીડીયા, કયા જાને બાત અગમ આકાશ
કાયમદીન, બાસી અવિનાશકે, સો કયુ વો ઝઘડા કરે,
જો અલમસ્ત ફકીર દીદારકે, સો તુંજસે કયુ ડરે
કાયમદીન, કહેના થા સો કહા, તેરે કરના હો સો કર,
અલમસ્ત ફકીર દીદારકે, ના રખે કીસીકા ડર
બોલે સો કાયમદીન નહી, એ પ્રીતમકેરા નુર
એકા એકજ હો રહા, જુ પાની મીલા બીચ સમદુર

**અર્થ**—જે લોકો સાખીઓ, અને ધર્મની ચોપડીઓ વાચી ખાલી મમતા અને ઝઘડા કરે છે તે સારૂ મુરશદ સતગુરૂને શુ પડી કે તેમનામા જ્યોત પ્રગટાવે કાયમદીને પોતે તો પોતાનુ માથુ વેચીને ખુદાઇ પ્રેમ લીધો છે એટલે તે કોઇનાથી બીશે નહી દરેક માણસે પોતાના મનને ગમે તે કરવાનુ છે, ગડબડ કરવાની નથી કાયમદીન, ખુદાના દીદારથી મસ્ત થયો છે, એટલે કોઇથી ડરે એમ નથી, પોતે જીદગીની કાંઇ આશા રાખી નથી તો પછી મુલ્લા ને કાજી શુ કરવાના હતા ? કાયમદીન પોતે હીંદુ એ નથી ને મુસલમાન બી નથી, અલેક મુકામે એનો વાસ છે હવે નીચેના ઘરની કીડીઓને અગમ આકાશની વાતની તે કયાથી ખબર હોય ? કાયમદીન, અવિનાશી ઘરનો રહેવાસી છે તે શુ કામ કોઇથી ઝઘડો કરે જે ખુદાના દર્શનથી અલમસ્ત ફકીર થઇ ગયો છે તે નારથી શુ કામ ડરે ? કાયમદીને જે કહેવાનુ હતુ તે કહી દીધુ, તારે કરવુ હોય તે કર જે ખુદાના દીદારથી મસ્ત થયલો છે તે કોઇની ડરે એમ નથી આ જે બોલે છે તે કાયમદીન બોલતો નથી પણ ખુદાનુ નુર બોલે છે કારણકે જેમ સમુદ્રમા પાણી મળી જાય છે તેમ કાયમદીન ખુદાના નુરમા ભળી ગયેલો છે

---



આમા જુદા જુદા ધર્મવાળા સૌ પોત પોતાના ધર્મને વખાણે છે તે સમજાવ્યુ છે ધર્મ તે હદમાં છે; પણ ખુદાના દીદાર અનહદમાં થાય છે: ત્યાં એવો કાંઈ ઝઘડો રહેતો નથી

મા શગલક્કા અનિલ્લાહે ફહોવા મનમોકા (હદીસ)

અર્થ—જે ચીજ તને ખુદાથી રોકે છે તેજ તારે માટે બુત છે

કાયમદીન, હોના ફના ફકીર, મબસે બુઝુર્ગ કામ,
ઇસ બીચ ખુદ પણા લાના, સો હય મંઝીલ હરામ
કાયમદીન, સબ ખલક આપ આપકો બ્હોત બખાને,
ખુદ પણે મે ગરક હય, હકકો નહી પીછાને
કાયમદીન, જબ લગ ખુદી હય, તબ લગ હય જુદા,
ખુદપનેસે ગુઝર ગયા, તબ પ્રગટા નુર ખુદા.
કાયમદીન, દીન ઓ પડદા હય દુનીયા સરકશ[1] હય સહી,
આપ આપકી ખેચ રહે, હક દેખનકી ખબર નહી
કાયમદીન ખલક બ્હોત રંગ કરે, આપ આપ હદ[2] જાય,
સુરીજન કો પાવે નહી ઔર દાવા સોહાગન લાય
કાયમદીન, બેદ પુસ્તક પઢે, ઔર હદમેં મસ્ત રહે
અનહદ ભેદ બુજે નહી, ઔર દાવા સોહાગનકા લે.
કાયમદીન, બ્રાહ્મણ શ્લોક પઢે, ઔર પુજે દેવલ, ડેરા,
દુજે ધર્મ સબ જુઠ હય ઔર સાચા ધર્મ હમારા
કાયમદીન, જતી ક્રિયા ધર્મ પાલે, અપવાસ કર કર દેહ મારા
દુજે ધર્મ સબ જુઠ હય, સાચ ધર્મ હમારા
કાયમદીન, સન્યાસી તપ કર કહે, છોડા હમ સંસારા
દુજે ધર્મ સબ જુઠ હય, સાચા ધર્મ હમારા,

૧ મમતી હઠીલી ૨ સૌ પોત પોતાની હદે પુગે છે

કાયમદીન, મેસરી[1] ન્હાય ધોએ, ઓર પુજે ઠાકોરદ્વારા
દુજે ધર્મ સબ જુઠ હય, સાચા ધર્મ હમારા
કાયમદીન, મતીયે આઠીયે, વાચે જ્ઞાન અવતારા,
દુજે ધર્મ સબ જુઠ હય, સાચા ધર્મ હમારા.
કાયમદીન, માતમી કાલે કપડે પ્હેન કર, કરે કરસનાથ પોકારા,
દુજે ધર્મ સબ જુઠ હય, સાચા ધર્મ હમારા
કાયમદીન, કાનફટે જોગ કરે, દમ ચઢાવે દસમે ધ્વારા,
દુજે ધર્મ સબ જુઠ હય, સાચા ધર્મ હમારા
કાયમદીન, પારસી આગ પુજે, ભુલે રસુલ કીરતાગ,
દુજે ધર્મ સબ જુઠ હય, સાચા ધર્મ હમારા
કાયમદીન, બૈરાગી ભીતર અગમ ચીને નહી, તુલસી તીલક કરે બ્હારા,
દુજે ધર્મ સબ જુઠ હય, સાચા હમારા
કાયમદીન, મુલ્લા કાજી રાહે બેહદત નહી પાવે,
દીદાર નુર હાજર હય, વાયદા દુર બતાવે
કાયમદીન, આપ આપકે ધર્મકો સબ કોઇ બખાને,
અનહદ ભેદ દીદારકા તો કોઇ ન જાને
કાયમદીન, ધર્મ સો હદ હય, અનહદ ફના ફીલ્લાહ,
અરસ પરસ દો એક હુવે તબ કોન કીસે કહે અલ્લાહ
કાયમદીન, હદ તીર્થ, ઝીયારત, બેહદ ઘટમે બદગી કરે
અનહદ એકજ હો રહે, સો કીસકા ધ્યાન ધરે
કાયમદીન, હદ મીસાલ ખબોચીયા, બેહદ નદી સો હોય,
અનહદ મીસાલ દરીયાવ હય, કબુ ગદા નહી હોય
કાયમદીન, હદ ધરમ છોડકે, બેહદ સુરત ચલાય,
અનહદ નુર દરીયાવ મે આપ હુઢા ન પાયે
કાયમદીન બેતન[2] કી કહે, સબી સુરત બીસરાય,
જો બોલે એ ઘટમે, સો ઘટ પ્રકાશ દેખાય

---

૧ મેસરી વાણીઆ ૨ શરીર વગરની હાલત

બીના મેદાન મેદાન હય, બીન તેજ તેજ અપાર,
વહા કાયમદીન મગન હય, જહા દરશન નુર દીદાર



મન કાના ફી હાઝેહી આમા, ફહોવા ફિલ આખરતે આમા, વ અદલો સબીલા

અર્થ—જે અહી આંધળો છે તે આખેરતમા પણ આંધળો છે અને વધારે ભટકેલો છે

આમાં ખુદાના દીદાર વિશે લખેલુ છે દીદાર આ દુનીયામાંજ છે

કાયમદીન, જીનકો દીદાર યહા હુયે, ઉનકો દીદાર રબ વહાં દે ગે,
જીનકો દીદાર યહા નહી સો, વહાં બી રહેગેં અધે
કાયમદીન, લાખ કરોડ સુખ, દીદારસે સબ હેઠ,
બહેસ્ત, જીન્નત પાનેસે, નહી ભરાવે પેટ
કાયમદીન, આશક મસ્ત હય દેખ દીદારે લાલ,
મુલ્લા વાયદા દુર બતાવે, હમ દેખેગે કાલ
કાયમદીન, દીદાર આજ હુય, દેખે કોઇ અલમસ્ત,
મુલા લોક દુર બતાવે, દેખેગે રોઝે કયામત
કાયમદીન ઇસ રાહ બીચ હુય, દેખ લે દીદાર અબ,
અબી ન પાવે દીદારકો, સો ફીર દેખેગે કબ
કાયમદીન, મુલ્લા યુ કહે, બ્હોત ઝહોદ[૧] કમાવે,
મર કર કયામતમે ઉઠેગે, તબ દીદાર પાવે

૧ તકવો અથવા પરેજગારી પવિત્રતા સાધારણ રીતે મુસલમાન ભાઇઓ માને છે કે કયામત વખતે ખુદાના દર્શન થશે પણ અહી દરશન થાય તેજ સારૂ છે

કાયમદીન, મુલ્લા યું કહે, રસુલ મએરાજ સીધાયે[1]
હઝરત[2] બુઝુર્ગ ઝાત હય, સોભી હજુ ન પાએ
કાયમદીન હઝરત, હક દો એક હય, મુલ્લા દો કર બુજે,
આશીક કો તો એન[3] હય, અ ધેકો નહી સુઝે
કાયમદીન રાહ[4] ચલાને કે વાસ્તે, હઝરત પડદા ઢાકા
આશક કેસે છુપ રહે, જીને મજાહ દીદાર ચાખા
કાયમદીન, હઝરતકો સબ ખબરથી, પણ એ બાત છુપાઇ
ઝાહેર શરીઅત કર દીયા, લે ખલક સમજાઇ
કાયમદીન, હઝરત બોલકે કહતે, ખલક ગુમરાહ હો જાતી
ના ચીને દીદારકો, બદગી બી ભુલ જાતી
કાયમદીન. આશકુ કે સુખુન કો બાવરા કર જાને[5],
અહમદ આપી બોલ કહે, તો સચ કર સબ કોઇ માને
કાયમદીન, આશીકુ કે સુખુન કો કોઇક વીરલા પાવે,
ખુદી પણે કો ભુલ કર, નુર અલેક મે જાવે . .
કાયમદીન, ખુદ પણા ભુલ કર દેખા ઝગમગ નુર,
અલમસ્ત ફકીર હો રહે, હરદમ સાંઇ હઝુર

---

૧ રસુલુલ્લાહ મએરાજ ઉપર એટલે ખુદાના દર્શને ગયા હતા
૨ પેગબર (સ) ૩ આખ

૪ રસુલુલ્લાહને એ વાતની ખબર હતી પણ લોકોને રાહ ઉપર ચલાવવાને ખાતર શરીયતના કાયદા બાધ્યા અગર બધા ભેદ ખોલી દેત તો ખલક ગુમરાહ થઇ જાત એટલે કે ખુદાના દર્શનની ખાહેશ નહી રાખત એટલુજ નહી, પણ જે શરીયતની બદગી કરે છે અને રીત રીવાજ પાળે છે તેબી નહી પાળત .

૫ ખુદાના પ્યારાઓ જે ખરો ભેદ ખોલે છે તેને લોકો દીવાના સમજે છે



**મન અરફા નફસહુ, ફકદ અરફા રબ્બહુ**

**અર્થ**—જેણે પોતાના નફસને ઓળખ્યો તેણે ખુદાને ઓળખ્યા

[ આમા શરીયત, તરીકત, હકીકત, તથા ચારે નફસોનુ વર્ણન કરેલુ છે આ બહુ ભેદી પ્રકરણ છે

કાયમદીન, જીને અપના નફસકા ભેદ જાના,
ઉને સહી કર રબ્બ જલીલ કો પીછાના

**અર્થ**—જેણે પોતાનો નફસ શુ છે તે જાણ્યુ તેણે પેગંબર ખુદા શુ છે તે પીછાન્યુ

કાયમદીન, કમાલીયત[1] સો સહી જો નફસે અમ્મારા કી ખબર ખોવે,
લવ્વામા, મુલહીમા છોડ કર મુત મઇન્ના હોવે

**અર્થ**—નફસ એટલે અત કરણ અથવા મન કુરાન શરીફમા ચાર જાતના નફસ વર્ણવેલા છે ૧, નફસ અમ્મારા ખરાબ કર્મ કરવાની વ્રતી જે માણસમા છે તે (soul or conscience prone to evil), ૨, નફસે લવ્વામા=જે વ્રતી પોતાનો હમેશા વાક કાઢે તે (the self-accusing soul or conscience), નફસ મુલહેમા જેમા સારી વ્રતી તેમજ ખરાબ વ્રતી હોય તે (the soul or conscience in which is breathed both bad and good) ૪, નફસે મુતમઇન્ના=શાન વ્રતીવાળુ (The peaceful soul or conscience) માણુસ કમાલીયતેર પુગેલો ત્યારે કહેવાય જ્યારે પહેલા ત્રણ નફસો મારીને ચોથી શાતીની હાલતે પહોચે

કાયમદીન, નફસે અમ્મારા, તાઅલ્લુક[2] ખાક રખતા હય જાન,
ઝર્દ રગ, જાએ[3] જીબરીલ, મુકામ નાસૂત પીછાન

---

૧ કમાલીયત એટલે સપૂર્ણતા પુરો દરજો

૨ સબધ ૩ જગા

હુકમ શરીયતકા, ઠેકાના દીલ ઔર ઝબાન, નુરે ઝર્દબાદ સુલતાન
મહમુદા,
સુલતાન નશીરા, ઇસ તર્ફ રંગ ઝર્દ હોતી હય તસવીર પેદા

**અર્થ**—નફસે અમ્મારા ખાક સાથે સબંધ ધરાવે છે તેનો રંગ પીળો છે તેની જગા જીબ્રીલ (Gabriel) ફરેશ્તાની છે તેનુ મુકામ નાસુત છે શરીયતનુ ઠેકાણુ એ છે એટલે એ હાલતમા માણસ મુખે બંદગી કરે છે સુલતાન મહમુદા અને સુલતાન નસીરા તે તરવેણી તથા સુખમણા નાડીને કહે છે, એ જગા ઉપર ધ્યાન લગાડવાથી પીળુ નૂર નજરે પડે છે

કાયમદીન, નફસે લવ્વામા, તઆલ્લુક આબ[1] રંગ સફેદ જાન,
નુરે મીકાઇલ, તરફ તારકે સીર હય મુકામ મલકૂત તરીકતકા
પીછાન

**અર્થ**—નફસે લવ્વામા પાણીથી નીસબત રાખે છે સફેદ રંગ તેની જગા મીકાઇલ ફરેશતાની છે ધ્યાનનુ ઠેકાણુ માથુ છે અને એ મલકુતનુ મુકામ છે તરીકતવાળાઓ અહીયા છે

કાયમદીન, નફસે મુલહીમા, તઆલ્લુક બાદ[2], રંગ અબ્ઝર[3] જાન.
નુરે ઇસરાફીલ, નાભી નાફ મુકામ જબરૂત, હકીકત પીછાન

**અર્થ**—નફસે મુલહીમ પાણીની સાથે સબંધ રાખે છે રંગ લીલો છે ત્યા ઇસરાફીલ ફરેશતાનુ નુર છે ધ્યાનનુ ઠેકાણુ નાભી છે એ મુકામ જબરૂતનુ હકીકતવાળાનુ છે

કાયમદીન, નફસે મુતમઇન્ના તઅલ્લુક આતશ,[4] રંગ સુર્ખ[5] કહેલાય,
જો સીવાય હકતઆલા હોવે, તાકો દેવે જલાય

**અર્થ**—મુતમઇન્ના આતશ સાથે સબંધ રાખે છે રંગ લાલ છે આમા ખુદા સીવાય દરેક ચીજ બળી જાય છે એ મારેફતનુ મુકામ છે

સીર ઓર કાન મુકામ લાહૂત, નુર ઇઝરાઇલ હુકમ મારેફત માન,
આરીક મીસાલ આબે હયાત, રંગ સીયાહી ઝાતી નુર રહેમાન

**અર્થ**—એ લાહુતનુ મુકામ છે ઇઝરાઇલ ફરેશતાનુ નુર છે જીંદગીના પાણી ( આબે હયાત ) અમૃત જેવુ બારીક છે રંગ કાળો છે ખુદાના નુર જેવો

---

૧ પાણી ૨ હવા ૩ લીલો ૪ આગ ૫ લાલ

કાયમદીન, દીલ મેં ગેર રહે વોહ મુકામ નાસૂત,
અંધારા ફીટ મલાયક[1] કી કસ્ફ[2] ખુલે સો મલકૂત
કાયમદીન, રૂહકી કસ્ફ ખુલે હઝરત મીલે તાકા નામ જબરૂત,
તુર બાજા, અર્શપર નુર ઝીણા અપાર જલાલ, તાકા નામ
લાહૂત

**અર્થ**—દીલમા કાઇ હોયજ નહી એટલે ખુદાઇ ગ્નાન મેળવવાની હોશ હોય નહી તે નાસૂત અંધારૂ મટી ને ફરેસ્તાઓની વાતો જાણવામા આવે તે મલકૂત, રૂહ ખુલે અને હઝરત પયગમ્બર દેખાય તે જબરૂત અને જ્યા તુર વાજાનો અવાજ આવે, બહુજ બારીક અને ઘણુજ ચળકતુ નુર દેખાય તે લાહૂત

કાયમદીન, નાસૂત શરીયત, મલકૂત તરીકત જાન,
જબરૂત હકીકત, લાહુત મારેફત, ચારૂ એક રાહકે અરકાન
કાયમદીન, શરીયત હઝરતકા કહેના હય, તરીકત અફઆલ[3] જાન,
હકીકત હઝરત એહવાલ[4] હય, મારેફત રબ પીછાન
કાયમદીન, ચારૂ રાહ હઝરત કી હઝરત ખોલ કહેતે,
જૈસી જીનકી બુજ દેખતે, વૈસા ઉનકો સમજાતે
કાયમદીન, શરીયત તક મશાયખ, તરીકત તક વલી,
હકીકત તક આરેફ, મારેફત ફકીરૂ પર ખુલી

**અર્થ**—નાસૂત તે શરીયત છે, મલકૂત તે તરીકત છે, જબરૂત તે હકીકત છે અને લાહૂત તે મારેફત છે બધા એકજ રાહના થાભલા છે રસુલુલ્લાહ જે કહી ગયા તે શરીયત, જે કરતા હતા તે તરીકત, જેવી રીતે રહેતા હતા તે હકીકત અને ખુદાઇ ગ્નાન જે તેમને થયુ હતુ તે મારેફત એ ચારે રાહ રસુલુલ્લાહ ખોલીને કહેતા હતા અને જેવી જેની સમજ શકતી હતી તેવી રીતે તેને સમજાવતા હતા શરીયતમા રહેનારા તે મશાયખ, તરીકતમા પોહોચે તે વલી, હકીકતનુ ગ્નાન થાય તે આરેફ અને મારેફતનુ ગ્નાન થાય તે ફકીર

કાયમદીન, ચારૂં રાહ બરહક હય, ચારૂં સહી કર,
શરીયત તરીકત હકીકત બુજ મારેફત મેં પગ ધર

---

૧ ફરિસ્તાઓ ૨ ગ્નાન ૩ કર્મ ૪ હાલત.

કાયમદીન, ફકીરૂંકી રમઝ સુનો, હમ શરીયતપર કાયલ આજ,
કાયમદીન, હકીકત મારેફત ના મઞુર કર જા પોહોચે હઝરત પાસ
કાયમદીન, એ નામઝુર કર, ફકીર ચલે ઇસ રાહ ભીતર
ઉસે સબ એકઠે મીલ કહે એ તો કરતા હે કુફર.

**અર્થ**—એ ચારે રસ્તા બરહક છે ચારે સહી કર શરીયત તરીકત હાસેલ કર, હકીકત બુઝી મારેફતમા પગધર કેટલાક લોકો કહે છે કે હમે શરીયતને માનીયે છીયે અને તરીકત મારેફત વગર હઝરતને જઇ મળીયે છીયે ફકીરો એ વાત માનતા નથી અને એ રાહમા ઉંડા ઉતરે છે ત્યારે બધા લોક એકઠા થઇ એમ કહે છે કે એ તો કુફર કરે છે

કાયમદીનકો સબ યુ કહે ચારૂ બરહક જાને તુ,
જાહેર ચલન શરીયતકા કરતા નહી કયુ ?
કાયમદીન, એક મ્યાનમે દો શમશેર ના રહે, એક રહે જાન,
શરીયત હાસીલ કર યા તરીકત, હકીકત, મારેફત પીછાન
કાયમદીન, એક લીયે સે બાઝ હુવે, કુફર કહેના તુમકો,
લાઝમ જાન
શરીયત હાસીલ કર, તરીકત, હકીકત, મારેફત લે પીછાન

**અર્થ**—લોકો એમ કહે છે કે ચારે રાહ બરહક છે તો તુ શરીયત મુજબ કેમ નથી ચાલતો તેનો જવાબ એ છે જે એક મ્યાનમા બે તલવાર રહી શકતી નથી, જેતે એકજ એકી વખતે રહે છે, શરીયત હાસેલ કર પછી તરીકત, હકીકત, મારેફત પીછાન જો આમાથી એક પણ કોઇએ હાસેલ નહી કીધી હોય તો તને કહેવુ લાઝમ છે કે તેણે કુફર કીધો મે તો શરીયત હાસીલ કરી પછી તરીકત, હકીકત, મારેફત પીછાની લીધી કેમકે ચારે રસ્તા ખરા છે

કાયમદીન, ફકીરી રમ્ઝ કહે, સુનો તુમ ફાઝીલ[1] આલીમ,
હઝરતકી ચાર રાહ, એક પર કાયલ[2] નહી, તુમ પર કયા
લાઝીમ
કાયમદીન, ચારૂ સહી કર ફકીર હુવે, ઉસકા ન લીયા છેહ,
શરીયત, તરીકત હકીકત મારેફત, જો જી સમજે યુ સમજલે

---

૧ મોટા

કાયમદીન, હુર વજેહ હુકકી યાદ હુય, કોઇ ગાવે કોઇ બજાવે,
કોઇ ઝાકેર બંદગી કરે, કોઇ બાતીન સુરત ચલાવે
કાયમદીન, દીલ હુક તરફ રજુ રહે, સોહી ઇબાદત જાન,
દીલ ગેર તરફ રજુ રહે, સોહી કુફર કુફરાન

**અર્થ**—કાયમદીન, ફકીર ફાઝીલ અને અલીમોને પુછે છે કે "રસુલુલ્લાહની ચાર રાહ છે તેમા એક પર પણ તમો કાયમ નથી તો તમો શાને લાયક છો ? કાયમદીન તો ચારે રાહ સીદ્ધ કરી ફકીર થયા છે તેનો કેડો નહી લેશો તમારો જીવ સમજે તેમ શરીયત, તરીકત, હકીકત મારેફત સમજો દરેક રસ્તો ખુદાની બંદગીનો છે કોઇ ગાઇને ખુદાની બંદગી કરે છે, કોઇ વગાડીને કરે છે, કોઇ મોટેથી બંદગી કરે છે, કોઇ અંદરથી સુરત ચલાવે છે દીલ ખુદા તરફ રજુ રહે એજ ઈબાદત અને ખુદા સીવાય કોઇ બીજી તરફ દીલ જાય તેજ કુફર

કાયમદીન, શરીયત, તરીકત, હકીકત, મારેફત, સુનો ચારૂ કા બયાન,
રબ જલીલસે મહોબત હોવે, ખોલે દીલ ઇરફાન
કાયમદીન, શરીયત મે લાએલાહા ઇલલલ્લા મોહમ્મદ રસુલુલ્લાહ કહેના,
તરીકતમે મોહમ્મદ રસુલુલ્લાહ કહેકે ગેરકો લા કરના
હકીકતમેં ખુદ, લાએલાહા ઇલલલ્લાહ, મોહમ્મદ રસુલુલ્લાહ દેખના,
મારેફતમે નુરે દીદાર પાકર, માહે મીલ એક હોના

**અર્થ**- શરીયત, તરીકત, હકીકત, મારેફત, ચારેનુ બયાન કહુ છું જેથી ખુદાથી મોહોબ્બત થાય અને દીલ ખુલે શરીયતમા ખુદા સીવાય કોઇ ખુદા નથી અને હ૦ મોહમ્મદ રસુલુલ્લાહ છે એમ કહેવુ, તરીકતમા હ૦ મોહમ્મદ રસુલુલ્લાહ છે એમ કહી તે સીવાય બીજી કોઇબી બાબદ મનમા આવવા દેવી નહી હકીકતમા ખુદા સીવાય કોઇ ખુદા નથી અને હ૦ મોહમ્મદ રસુલુલ્લાહ છે તે નજરે જોવુ, અને મારેફતમા ખુદાના દીદાર કરી ખુદામા મળી જવુ

---

૨ આકીન લાવવુ.

કાયમદીન, શરીયત કી નમાઝ મસજીદમે પઢના,
તરીકત વ્હેમ ગેર દુર કરના,
હકીકતકી નમાઝ ખુદ ભુલ હક દેખના,
મારેફતકી નમાઝ એક હોના
કાયમદીન, શરીયતકે રોઝે ભુખે રહેના,
તરીકત કે રોઝે વ્હેમ ગેર દુર કરના,
હકીકતકે રોઝે ખુદી ભુલના, મારેફતકે રોઝે એક હોના
કાયમદીન, શરીયતકી ઝકાત જર[1] દેના, તરીકતમે વ્હેમ ગેર દુર કરના,
હકીકતકી ઝકાત ખુદ બે ખુદ હોના, મારેફત ઝકાત એક હોના
કાયમદીન, શરીઅતકી હજ મકકે જાના,
તરીકતકી હજ વ્હેમ ગેર દુર કરના,
હકીકતકી હજ ખુદ ભુલ હક દેખના, મારેફતકી હજ એક હોના
કાયમદીન, શરીયતકી તસબી ઉંગલીયુ સે પઢે,
તરીકત કીતસબી દમસે પઢે માન
હકીકતકી તસબી સુરતસે પઢે જાન,
મારેફત કી તસબી દીદાર પીછાન,
કાયમદીન, શરીયતકી ઝીકર મુખસે કરના,
તરીકતકી ઝીકર અજપા જાપ જપના[2].
હકીકતકી ઝીકર સુરતકા ધ્યાન ધરના,
મારેફતકી ઝીકર દીદાર દેખના,
કાયમદીન, શરીયતકા ઓહોદ ભુખે રહેના,
તરીકતકા ઓહોદ મન મારના,
હકીકતકા ઓહોદ તન ભુલના, મારેફતમે દીદાર પાના
કાયમદીન, શરીયતકા છીલ્લા હુજરે[3] બેઠના,
તરીકતકા છીલ્લા દીલમે પેઠના,

---

૧ પૈસા
૨ મુખસે ભજે મો માનવી, હિરદે ભજે મો દેવ,
સુરતે ભજે મો સતહે, તાકી કરીએ સેવ
૩ કોટડી

# એકલબારાને લગતી ખબર.

એકલબારે જવા સારૂ પહેલા બી૰ બી૰ અને સી૰ આઇ૰ રેલ્વેનુ સ્ટેશન વિશ્વામીત્રી છે ત્યા ઉતરવુ પડે છે ત્યાથી ગાયકવાડ નાની ડભોઇ રેલ્વે છે ત્યા જબુસર તરફ જવાની ગાડી માટે પાદરાની ટીકીટ લેવી પડે છે, બી૰ બી૰ની લાઇન પરથી પણ સીધ્ધી પાદરાની ટીકીટ મળી શકે છે તેમજ પાદરેથી પણ બી૰ બી૰ની લાઇન પર જે સ્ટેશનની ટીકીટો જોઇએ તે મળી શકે છે જેથી વિશ્વામીત્રી સ્ટેશને ટીકીટ કઢાવવાની કડાકુટ રહેતી નથી સુરતથી પાદરા સુધીની ત્રીજા વર્ગની ટીકીટના રૂ૰ ૧—૧૦—૮ પડે છે અને ફાસ્ટ ગાડીમા જવાના રૂ૰ ૧—૧૨—૦ પડે છે.

અમદાવાદથી પાદરા સુધીનુ એજ વર્ગનુ નુરં લગભગ એટલુજ છે વિશ્વામિત્રીથી એક ગાડી પાદરે જવાની સવારે સાડા અગીયારે ઉપડે છે અને બીજી સાજે ૭ વાગે ઉપડે છે વિશ્વામિત્રીથી પાદરા પોણા કલાકમા પહોચાય છે

પાદરાથી એકલબારા ૭ માઇલ થાય છે ત્યા બળદના ગાડામા જવાય છે સાધારણ બળદની ગાડીનુ ભાડુ રૂ૰ ૧॥ બેસે છે કોઇને પણ જવુ હોય તો એકલબારાના ઠાકોર સાહેબને સરનામે ભાડાની ગાડી માટે એક કાર્ડ આગળથી લખવાથી તેઓ બળદની ગાડી પાદરા સ્ટેશને તસદી લઇ મોકલી આપે છે મુ૰ એકલબારા, તાલુકે પાદરા–પ્રાંત વડોદરા એ પ્રમાણે સરનામા પર લખવુ ત્યા દુ:ખી દરદી ઘણાજ આવે છે જેમને માટે રહેવાની સવડ પણ કરેલી છે દરગાહ ઉપર ત્રણ મુજાવરો પણ પીર મોટામીયા સાહેબ તરફથી રહે છે જે લોકોની બરદાસ રાખે છે એ જગા હાલ એવી લોકપ્રીય થઇ પડી છે કે ત્યા દીવસે દીવસે વધારોજ થતો જાય છે પાદરામા એકલબારે જવા માટે ભાડે ગાડીઓ પણ મળે છે